# શ્રી ઉપમિતભવપ્રપંચ ગ્રંથ.

મૂળ કર્ત્તા શ્રીસિદ્ધર્ષિ ગણી તેના ઉપરથી.

સંક્ષેપ કર્ત્તા શ્રીહંસરત્નમુનિ તેનું

ગુજરાતી ભાષાંતર.



આત્મહિતવાંછક જનોને પરમ ઉપકારી જાણી

ભાષામાં સુધારો કરીને

છપાવી પ્રગટ કરનાર

**श्री जैनधर्म प्रसारक सभा.**

**भावनगर.**

સંવત ૧૯૫૩.

મુંબઈ "નિર્ણયસાગર" પ્રેસ.

કિંમત એક રૂપીઓ.

# પ્રસ્તાવના.

શ્રીપ્રકરણરત્નાકર નામના ચાર ભાગ શા. ભીમશી માણેક શ્રીમુંબઇ નિવાસીએ છપાવીને બહાર પાડી જૈન સમુદાયને અનેક ગ્રંથોનો સ્વલ્પ કિંમતમાં લાભ આપેલો છે. તેના પ્રથમ ભાગમાં આ ગ્રંથનું ભાષાંતર છપાયેલું છે. તે વાંચતાં આ ગ્રંથ જૈનબંધુઓને બહુજ ઉપગારી થશે એમ જાણીને તેની ભાષામાં બની શકયો તેટલો સુધારો કરી શાસ્ત્રીને બદલે ગુજરાતી લીપીમાં સર્વે જૈનબંધુઓ લાભ લઈ શકે તેવા હેતુથી આ ગ્રંથ અમે છપાવીને પ્રગટ કર્યો છે. સદરહુ પ્રકરણરત્નાકરનો ભાગ પહેલો હાલમાં મળતો પણ નથી તેમ આ એક ગ્રંથને માટે આખા ભાગના સવા છરૂપીયા સાધારણ જૈન ભાઈ ખરચી પણ શકે નહીં તેથી અને શાસ્ત્રી લીપીના અજાણ બંધુઓ પણ લાભ લઈ શકે માટે આ ગ્રંથ એકલો છપાવીને ગુજરાતી લીપીમાં પ્રસિદ્ધિમાં મુકયો છે.

આ ગ્રંથના મૂળકર્તા શ્રીસિદ્ધર્ષિ ગણી મહાધુરંધર પંડિત હતા. તેમણે ૧૬૦૦૦ શ્લોક પ્રમાણ આ ગ્રંથ સંસ્કૃત ગદ્ય પદ્યાત્મક રચેલો છે. એની ખુબીનું વર્ણન કરી શકાય તેમ નથી. પરંતુ તે ગ્રંથનો લાભ સ્થૂળ બુદ્ધિવાળા લઈ શકે નહીં તેમ જાણીને શ્રીહંસરત્ન મુનિએ તેમાંથી સાર સાર લઇને સંક્ષેપમાં સંસ્કૃત ગદ્યાત્મક એજ નામનો ગ્રંથ રચ્યો છે. તેનું વાર્તિક શ્રીઅમૃતસાગર ગણીએ કરેલું છે. પરંતુ તેમાં કેટલોક ભાગ મુકી દીધેલો જણાયાથી શા. ભીમશી માણકે તેનું નવેસર ભાષાંતર કરીને પ્રકરણરત્નાકરમાં પ્રકટ કરેલું છે. તે છપાયેલા વાર્તિકની ભા-

પામાં પણ વાકયનું અસંબદ્ધપણું તેમજ લિંગનો અને વચનનો ફેરફાર વિગેરે જણાયાથી તેમજ બીજો પણ રૂહસ્વાઈ, દીર્ઘાઈ, અનુસ્વાર, માત્રાદિક બહુ ફેરફાર નજરે પડવાથી જેટલો બની શકયો તેટલો સુધારો કરીને આ ગ્રંથ અમે પ્રગટ કર્યો છે.

આ ગ્રંથમાં, જેવું અવ્યવહાર રાશીમાંથી નીકળીને મોક્ષ પ્રાપ્ત કરતાં સુધી પ્રાયે દરેક પ્રાણી અનુભવે છે તેવું એક પ્રાણીનું આદ્યંત ચરિત્ર તેને પોતાને મુખે કહેવરાવ્યું છે. આ ગ્રંથના છ અધિકાર પાડેલા છે તેમાંના પ્રથમના પાંચ અધિકારમાં, જીવહિંસા, મૃષાવાદ, ચોરી, સ્ત્રીસેવા અને પરિગ્રહ મૂર્છા; તથા ક્રોધ, માન, માયા, લોભ ને મોહ તેમજ સ્પર્શેંદ્રિય, રસેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુઇંદ્રિય, અને શ્રોત્રેંદ્રિયથી થતા માઠા વિપાકો અનુક્રમે એવી સરસ અને અસરકારક રીતે વર્ણવ્યા છે કે જે લક્ષપૂર્વક વાંચવાથી કોઈપણ પ્રાણી બોધ પામ્યા શિવાય રહેજ નહીં એવું છે.

ઉપર જણાવેલા પાંચ પાંચના ત્રણ સમૂહમાંથી એકેકનું સ્વરૂપ એકેક અધિકારમાં વર્ણવ્યું છે. એટલે પહેલા અધિકારમાં જીવહિંસા, ક્રોધ ને સ્પર્શેંદ્રીનો વિપાક બતાવ્યો છે અને બીજા અધિકારમાં મૃષાવાદ, માયા અને રસેંદ્રિયનો વિપાક બતાવ્યો છે. તે પ્રમાણે પાંચ અધિકારમાં અનુક્રમે સમજી લેવું. તે સાથે પહેલા અધિકારમાં વિદુરનામના સુજ્ઞ જૈનનો અને પછી અનુક્રમે વિચક્ષણ, બુદ્ધ, ઉત્તમ અને કોવિદ નામના આચાર્યનો ઉપદેશ અને તેમણે બતાવેલું ભવચક્રનું સ્વરૂપ ભવ્યજીવોને બહુજ હિતકર થાય તેમ છે. તે સાથે કનકશેખર, નરવાહન, વિમળ, હરિરાજા અને અકલંકની સજ્જનતા એવી પ્રદર્શીત કરી બતાવી છે કે ભવભીરૂ જનોને તે જરૂર દ્રષ્ટાંત લેવા યોગ્ય- અનુકરણ કરવા યોગ્ય છે.

પાંચે ઇંદ્રિયોના વિષયમાં લીન થવાથી બાળ, મંદ, જડ, અધમ અને બાલિશ જે જે પ્રકારનાં દુઃખને પામ્યા છે તે તે એવું સ્પષ્ટરીતે બતાવી આપ્યું છે કે સંસારના દુઃખથી નિર્વેદ પામેલ પ્રાણીને ઇંદ્રિયોના વિષયમાં રક્ત થતાં અવશ્ય અટકાવી દે તેમ છે.

વળી ચિત્તવૃત્તિ અટવીનું, મોહરાજાના સૈન્યનું, ભવચક્રનગરનું, વિવેક પર્વતનું, જૈનપુર નગરનું અને ચારિત્રધર્મ રાજાના સૈન્યનું વર્ણન લક્ષપૂર્વક વાંચવા અને વિચારવા યોગ્ય બતાવ્યું છે. પ્રકર્ષ અને વિમર્શે વિવેકપર્વતઉપર ચડીને ભવચક્રનું સ્વરૂપ જોયું છે તે અને સાતે વ્યસનમાં આસક્તિ ધરાવનારને થતી દુઃખપ્રાપ્તિ પૃથક્ પૃથક્ દૃષ્ટાંત સાથે બતાવેલી છે તે સારગ્રાહી મનુષ્યને અવશ્ય હિતકારક થાય તેમ છે.

ચોથા અધિકારમાં દૃષ્ટાંતસાથે છ પ્રકારના જીવોનું સ્વરૂપ બતાવ્યું છે અને પાંચમા અધિકારમાં છ મુનિઓએ પોતપોતાને વૈરાગ્ય ઉપજવાનાં કારણ બતાવ્યાં છે તે ખરેખરાં વિચારવા યોગ્ય છે. એમાં ઉપનય બહુ સરસરીતે ઉતારેલો છે.

છઠ્ઠા અધિકારમાં અનેક ભવોનું વર્ણન છે તેમાં ઉંચી હદે પહોંચ્યા છતાં પ્રાણી, જિનેશ્વરની આજ્ઞા વિરાધવાથી અને જ્ઞાનનો મદ કરવાથી કેવો નીચ ગતિમાં ગમન કરેછે તે સ્પષ્ટ બતાવી આપ્યું છે. આ અધિકારમાં શ્રીનિર્મળાચાર્યની દેશના છે તે અને વિદ્યા વિગેરે દશકન્યાના પાણિગ્રહણનો અધિકાર બહુ વાંચવા વિચારવા લાયક છે.

છેલા અધિકારમાં સર્વ હકીકતનો ઉપસંહાર કર્યો છે. તેમાં કેટલીક બારીક હકીકતના ખુલાસા શ્રી સંમતભદ્ર કેવળીએ બહુ સારીરીતે ભવ્ય પુરૂષને બતાવ્યા છે. એકંદર આખો ગ્રંથ વારંવાર

વાંચવા યોગ્ય, મનન કરવા યોગ્ય તથા પાઠ કરવા યોગ્ય છે. આ ગ્રંથ અપાર ભવસમુદ્રમાંથી પાર ઉતારવાને સમર્થ થાય તેવો છે. માટે તેનો અક્ષરે અક્ષર લક્ષમાં ધારણ કરવાની સુજ્ઞો પ્રત્યે અમારી ભલામણ અને ઉત્તમ જીવો પ્રત્યે પ્રાર્થના છે.

આખો ગ્રંથ ફરીને લખવાનું બની નહિ શકવાથી કેટલેક ઠેકાણે ભાષા દોષ રહી ગયો છે તેથી વાંચનાર સજ્જનોએ સુધારીને વાંચવા કૃપા કરવી. જો બીજી આવૃત્તિ કરવાનો વખત આવશે તો હજુ પણ વધારે સુધારો કરીને આ ઉપયોગી ગ્રંથ જૈનબંધુની સમક્ષ મુકશું. એજ પ્રાર્થના.

શ્રાવણ શુદ ૧૧ સૂર્યવાર
સંવત ૧૯૫૩.

શ્રી જૈનધર્મ પ્રસારક સભા.
ભાવનગર.



६६३९

ॐश्रीपंचपरमेष्ठिभ्यो नमः

अथ

# श्रीउपमितभवप्रपंचवार्तिकरूपं लिख्यते.

## श्लोक.

वाग्देवीं प्रणिपत्य ध्यात्वा जैनमतं समृद्धि-करं ॥ निजगुरुचरणसरोजं हृदये विनिधाय भावेन ॥ १ ॥ उपमितभवप्रपंचमध्यस्थि-तजन्मिजीवसंबंधः ॥ प्राकृत्या भारत्या वि-व्रियते सरलबोधाय ॥ २ ॥

જીહાં તીર્થંકર ચક્રવર્તિપ્રમુખને ઉપજવાનું સ્થાનક તથા સર્વ ધર્મનું સાધન અને ચતુર્વિધ સંઘને હર્ષકારક એવી મનુષ્યગતિ નામે નગરી છે. તેનેવિષે ઇંદ્રાદિક દેવતાઓથી પણ જીતાય નહિ એવો અતુલ્ય પરાક્રમી કર્મપરિણામ નામે

મહા નિર્દયી રાજા છે. તે સર્વ સંસારી જીવોને નરકાદિ રૂપે નચાવે છે.

તે રાજાને કાલપરિણતિ નામે સ્ત્રી છે. તેહને રાજાથી પણ ઘણું નાટક પ્રિય છે. કેમકે તે સ્ત્રી સર્વ સંસારી જીવોને બાલ, યુવાન, વૃદ્ધ, મૃતિકાદિક વિશેષ વેષ લેવરાવીને સંતુષ્ટ થાય છે. કોઇક સમે તે કાલપરિણતિ સ્ત્રીયે કર્મ્મપરિણામ નામે પોતાના સ્વામીને વિનતી કરી કે "હે ભર્તાર, તાહરા પસાયથી મને સર્વ મનોવાંછિત છે પણ એક પુત્ર મહારે નથી તે થાય તો ભલું." તે સાંભલી રાજા બોલ્યો જે મહારા ચિત્તમાં પણ એહિજ વાત છે અને તાહરા ચિત્તમાં પણ એ વાત આવી છે માટે હવે બેહુનો મનોવાંછિત થાશે. તે સાંભલી કાલપરિણતિ રાણી આનંદ પામી શુકન ગાંઠે બાંધી રાજા સાથે સુખવિલાસ કરે છે.

એકદા સમે સર્વાંગસુંદર પુરુષ મુખે પ્રવેશ કરીને ઉદરે નિકલ્યો તેહને કોઈક મિત્રે લીધો એહવું સુપન રાત્રીને વિષે રાણીએ દીઠું. તે સુપન રાજાને સંભલાવ્યું. તેવારે રાજાયે કહ્યું જે "હે સ્ત્રી તુઝને પુત્ર થાશે પણ કોઈક ધર્માચાર્યને વચને પ્રતિબોધ પામીને પોતાનો સર્વ અર્થ સિદ્ધ કરશે." તે સાંભલી કાલપરિણતિ રાણી બોલી જે ભલે થાઓ પછી તેનું મનમાને તેમ કરો. હવે રાણીને ગર્ભ રહ્યાથી અનુક્રમે ધર્મકૃત્યો

કરવાના ડોહલા ઉપના. તે ડોહલા રાજાયે પૂર્ણ કસ્યા. પછી ગર્ભકાલ સંપૂર્ણ થયે થકે શુભ મુહૂર્તે પુત્રનો જન્મ થયો. રાજાયે મહોટા મહોટા મહોત્સવ કરી શુભ વેલાયે ભવ્ય પુરૂષ એવું પુત્રનું નામ દીધું અને વલી માતાયે સુમતિ એવું બીજું નામ દીધું.

હવે તે મનુષ્યગતિ નામે નગરીને વિષે એક અગૃહીતસંકેતા અને બીજી પ્રજ્ઞાવિશાલા એવે નામે બે સ્ત્રીઓ રહેછે. તે બેહુને પોતપોતામાં સખિપણું છે. તેમાં અગૃહીતસંકેતાએ પ્રજ્ઞાવિશાલાને પુછ્યું જે "હે સખી, આપણી નગરીનો રાજા નિર્બીજ કહેવાતો હતો અને રાણી પણ વંધ્યા કહેવાતી હતી તો તેઓને પુત્ર થયો એ મહોટું આશ્ચર્ય લાગેછે." તે સાંભલી પ્રજ્ઞાવિશાલા બોલી જે હે બેહેન, તું તો તારા નામને અનુસારેજ અબુજ દેખાયછે. કેમકે સર્વ જગત એ રાજારાણીનું સંતાનરૂપ છે; પણ એ રાજાના અવિવેકાદિક જે પ્રધાનો છે તેમણે રાજારાણીને દૃષ્ટિદોષ ન લાગે માટે નિર્બીજ વંધ્યાનો પ્રવાદ કસ્યો હતો. તે હવે રાણીના કહેવાથી રાજાએ પ્રધાનને દુહવી પુત્ર જન્મનો મહોત્સવ કરીને નિર્બીજ અને વંધ્યાનો પ્રવાદ ટાલ્યો.

તે વાત સાંભલી અગૃહીતસંકેતાયે કહ્યું જે હે સખી, એ વાત તેં કેમ જાણી? તેવારે પ્રજ્ઞાવિશાલા બોલી જે "એહિજ ન-

ગરીનેવિષે સમસ્ત જીવોને હિતકારી એવો સદાગમ નામે એક પ્રધાન પુરુષ વસેછે. તેની સાથે મારે ઘણો સ્નેહ છે. અને તે રાજા તથા રાણી બેહુની એકાંત વાર્त्ता સર્વે જાણેછે. વલી તે પ્રધાન, ભવ્ય પુરુષને હિતકારી તથા ગુણવંતો જાણીને મેં તેને મારીપાસે તેડાવી પરિચય કરાવી સ્નેહ ધરી ભણવા રાખ્યોછે. તે સદાગમ પ્રધાનસાથે રાજાનું તથા બીજા અવિવેકાદિક પ્રધાનોનું અને કામક્રોધાદિક ચોરટા વિગેરે કોઇનું જોર ચાલે નહીં. તે સદાગમના કહેવાથી હું જાણુંછું." ઇત્યાદિક વાર્त्ता સાંભલી અગૃહીતસંકેતા બોલી જે હે સખિ, તે સદાગમ નામા પ્રધાનનું મુજને દર્શન કરાવ. તે સાંભલી પ્રજ્ઞાવિશાલા અને અગૃહીતસંકેતા એ બેહુજણી જિહાં ઘણો સદાગમનો નિવાસ છે એવા મહાવિદેહરૂપ અહુટાની વસ્તિયે આવીને જુવેછે તો સદાગમ પ્રધાન, પોતાના રાગી અને વચનના માનનારા એવા અનેક જીવોને પ્રતિબોધી કર્મ્મપરિણામ રાજાની વિટંબનાથી મુકાવીને અનંત સુખનું સ્થાનક એવું જે મોક્ષરૂપ નગર તિહાં પહોંચાડે છે. અને જે પાપિષ્ઠ, સદાગમની નિંદાના કરનારા છે તથા સદાગમના ઉપદેશને નથી માનતા તેવા પુરુષોને સદાગમ ઉવેખી મુકેછે.

પણ કર્મ્મપરિણામ રાજા તે અધમ જીવોના સમુદાયને નિરાધાર-અનાથ જાણીને કામ, ક્રોધ, લોભાદિક સુભટોપાસે

તેમની ઘણી વિટંબના કરાવી મહાનરકાદિક બંધીખાને નાખી સંતાપે છે. એ રીતે તે બેહુ સખિઓ સદાગમને દેખી પ્રણામ કરી તિહાં બેસીને જુવેછે તો મહાવિનયવંત, ગંભીર, અગંજ સાહસિકાદિક અનેક ગુણે. પરિપૂર્ણ એવો ભવ્ય પુરુષ તે સદાગમપાસે બેઠો ભણેછે. અને સદાગમ પણ તેની સામું પરમ સ્નેહદૃષ્ટિયે જુએછે. એવી ઉત્તમ રીતી જાણી તે બેહુ સખિ સદાગમની સેવા કરવા રહી. એપ્રમાણે ભવ્ય પુરુષ નિરવિઘ્નપણે ભણેછે તથા મતિજ્ઞાન, અવધિજ્ઞાન, મનપર્યવજ્ઞાન, કેવલજ્ઞાનરૂપ ચાર પ્રધાનપુરૂષ મનુષ્યગતિ નગરીના છે તેપણ આનંદ પામેછે.

એવામાં એક પુરુષ જેને રાસભ ઉપર સ્વારી કરાવી છે અને ઘણી વિટંબના થાતે કાહલિ ફૂંકાતે વધ કરવા લઈ જાયછે તે સદાગમની આગલ નિકલ્યો. તે વખતે તેને જોઈ કરૂણારસે કરી પ્રજ્ઞાવિશાલા બોલી જે "અરે પુરુષ, તું સદાગમનું શરણ કર તો તારી સર્વ વિટંબના ટલે." એવું સાંભલી તે પુરૂષને જ્ઞાનોદય થયો તેથી તે પુરૂષે સદાગમનું શરણ કર્યું. તેવારે સદાગમે તે પુરૂષની સનમુખ જોયું. એટલે વિટંબનાના કરનાર સર્વ પુરૂષ નાઠા. તે દેખી સર્વ લોક વિસ્મય પામ્યા અને તે પુરૂષ પણ હર્ષસહિત સદાગમની સનમુખ બેઠો.

હવે અગૃહીતસંકેતાએ તે પુરૂષને પુછ્યું જે "હે પુરૂષ,

તું કોણ છું અને તારો શું અન્યાય છે જેથકી તુજને આવી વિટંબના થઇ." એવું સાંભલી તે સંસારી જીવ બોલ્યો જે "હું તસ્કર છું અને મારા અન્યાયની વાતની ગમ્ય આ પરમ ઉપગારી સદાગમને છે." તેવારે સદાગમે તે પુરૂષને કહ્યું જે "એ અગૃહીતસંકેતાને તારો વૃત્તાંત સાંભલવાનું કૌતુક છે તો તું એને તારી વીતેલી વાત કહે." તેવારે તે સંસારી જીવ એકાંતે જઈ સદાગમ તથા ભવ્ય પુરૂષ અને તે બેહુ સખિયોના સાંભલતાં પોતાની વીતેલી વાત કહેછે.

અસંવ્યવહાર નામે નગર છે. તિહાં અનાદિ વનસ્પતિ નામે અનંતા જીવ છે. તે નગરનેવિષે કર્મ્મપરિણામ રાજાના એક અત્યંત અબોધ નામે તથા બીજો તીવ્રમોહોદય નામે બે અધિકારી છે. અને તે નગરના લોક પ્રાયે મહાઅજ્ઞાની મૂર્છિત છે. તિહાં હું પણ રહેતો હતો. એટલામાં એક દિવસ લોકસ્થિતિ નામે કર્મ્મપરિણામ રાજાની બહેને તન્નિયોગ નામે દૂત મોકલી તે બે અધિકારીને કહેવરાવ્યું જે "આપણા રાજાનો સદાગમ નામે એક શત્રુ છે તે મનુષ્યગતિ નગરીથી લોકને મુક્તિનગરીયે મોકલેછે જે ફરી અહીં આવેજ નહીં, તેથી મનુષ્યગતિ નામે નગરી શૂન્ય થાયછે; માટે જેટલા મુક્તિ જાય તેટલા લોકોને અસંવ્યવહાર નગરથી તેડાવો એમ કર્મ્મપરિણામ રાજાએ

મને કહ્યું છે તેમાટે ઇહાંથી કેટલાક લોકોને તમે મોકલો અને એ નગર રૂડીપરે જાલવો."

એવું દૂતનું વચન સાંભલી તે બેહુ અધિકારીયે સંસારી જીવની સ્ત્રી જે ભવિતવ્યતા નામે સર્વ કાર્યની કરનારી છે તેની સાથે વિચાર કરી, અસંવ્યવહાર નગરે ગોલક નામે અસંખ્યાતા પ્રાસાદ છે, ને એકેકા પ્રાસાદે નિગોદ નામે અસંખ્યાતા ઓરડા છે, ને એકેકે ઓરડે માંહોમાંહે પરમ મિત્ર જે આહાર નિહારાદિક સાથે કરે એવા અનંતા અનંતા જીવ વસેછે. તેમાંથી તે બેહુ અધિકારીયે સર્વ જીવોને જોઇ ભવિતવ્યતાને પૂછીને મુજને ચલાવ્યો અને તે બે અધિકારી તથા ભવિતવ્યતા પણ મહારીસાથે થયા. પછે અમે તિહાંથી ચાલ્યા એટલે એકેંદ્રિય નામે નગર આવ્યું. તિહાં ૧ પૃથ્વીકાય ૨ અપ્કાય ૩ તેઉકાય ૪ વાયુકાય ૫ વનસ્પતિકાય એ પાંચ પાડા છે, તેમાં વનસ્પતિનો પાડો બે પ્રકારનો છે. એક સાધારણ અને બીજો પ્રત્યેક. હવે સુક્ષ્મ અને બાદર એ નામે જે સાધારણ વનસ્પતિનો પાડો છે તેમાંથી હું સંસારી જીવ નીકલીને પૃથિવ્યાદિકને પાડે આવ્યો. તે વારે હું વ્યવહાર રાશીયો જીવ કેહેવાણો. તિહાં મને ભવિતવ્યતાયે ભવવેદ્ય કર્મ્મસંચયરૂપ ગોલી ખવરાવીને વિવિધ પ્રકારના રૂપ લેવરાવી ઘણી વિટંબના કરતાં તથા તે બેહુ અધિકારી-

યોના દેખતાં તે પાંચે પાડામાં ઘણા કાલ સુધી રાખ્યો.

એમ કરતાં તે ભવિતવ્યતા કાંઈક મહારાઉપર પ્રસન્ન થઇ તેવારે તે નગર થકી મને ચલાવીને વિકલેંદ્રિય નામે નગરમાં આણ્યો. તિહાં ૧ બેંદ્રિય ૨ તેંદ્રિય ૩ ચોરેંદ્રિય એ ત્રણ પાડા છે. તેમાં મુજને નવી નવી ગોલી ખવરાવી અનેક પ્રકારના રૂપ લેવરાવી ઘણી રીતે વિટંબના કીધી. એમ લખોગમે યોની તથા કોડી કુલે ફેરવંતાં ફેરવતાં કેટલેક કાલે તે ભવિતવ્યતા પ્રસન્ન થઇ. તેવારે તિહાંથી મુઝને ચલાવીને પંચેંદ્રિય પશુ સંસ્થાન નામે નગરને વિષે આણ્યો.

તિહાં પણ ગુટિકાને પ્રયોગે હરણ, શૃગાલ, વ્યાઘ્ર, સિંહ, ગજાદિરૂપે અપર્યાપ્ત પર્યાપ્તપણે ઘણો વિટંબ્યો. એમ કરતાં કરતાં ફરી ભવિતવ્યતા પ્રસન્ન થઇ તેવારે મુજને પુણ્યોદય-સહચારી ભલાવીને કહ્યું જે હે આર્યપુત્ર; ઘણા કષ્ટ ભોગવતાં તારા અધ્યવસાય સુંદર થયા છે માટે હવે તું મનુષ્યગતિ નામા નગરીનેવિષે ચાલ. તેવારે મેં કહ્યું ઘણું સારૂં. પછી મનુષ્યગતિ નગરીયે ભરત નામે પાડો છે. તિહાં જયસ્થલ નામે નગરનો પદ્મ નામે રાજા તેહની નંદા નામે સ્ત્રી છે. તેની કુક્ષીને વિષે ભવિત્તવ્યતાએ ગુટિકા ખવરાવીને અવતાર્યો. તિહાં અનુક્રમે મારો જન્મ થયો. રાજાયે મ્હોટા મહોત્સવ કરી મહારૂં

નામ નંદીવર્દ્ધન એવું દીધું. પછી પાંચે ધાવે પલાતો તથા માતા પિતાને આનંદ વધારતો હું ત્રણ વર્ષનો થયો.

હવે હું જેવારે અસંવ્યવહાર નગરથી નિકલ્યો તે દિવસથી મ્હારા બે પરિવાર છે. એક બહિરંગ બીજો અંતરંગ. તે અંતરંગ પરિવારમધ્યે અવિવેકતા નામે મારી ધાવ હતી તેણે મને જણ્યો, અને તેજ દિવસે તેણે બીજો પુત્ર જણ્યો તેહનું નામ વૈશ્વાનર દીધું. તે વૈશ્વાનરને વૈર અને કલહ એ બે ચરણ, ઇર્ષા અને ચોરીરૂપ બે જંઘા, પશ્ચાત્તાપ અને અનુપશમતા નામે બે સાથલ, આડીરૂપ કટીતટ, પરમર્મોદ્ઘાટન નામે ઉદર, અતિસંતાપનામે હૃદય, ખાર અને મત્સરરૂપ હાથ, ક્રૂરપરિણામરૂપ કોટી, અસત્યભાષણાદિરૂપ દાંત, પ્રચંડપણું અને અસહજપણું નામે બે કાન, તામસપણું નામે નાસિકા, રૌદ્રપણું તથા નિર્દયપણું એ બે નામે બે લોચન, અન્યાયઆચરણરૂપ ત્રિખુણીયું મસ્તક અને પરસંતાપરૂપ મસ્તકના કેશ છે. એવે શરીરેસહિત જે વૈશ્વાનર તેનીસાથે મહારે પ્રીતિ થઈ. તેવારે પુણ્યોદયે અમારા બેહુનો મિલાપ દેખીને ચિત્ત ખ્સિાલ કીધું અને એહવું વિચાર્યું કે જે જે મહારા વૈરી છે તેની સાથે એ નંદિવર્દ્ધન મલેછે: માટે એથી એ નંદિવર્દ્ધન ઘણું દુઃખ પામશે. તો પણ હાલ તુરત હું એને મુકું નહીં. એમ વિચારી પુણ્યોદય મહારી પાસે પ્રછન્નપણે

રહ્યો. પછી દિવસે દિવસે મહારે તો વૈશ્વાનરસાથે પ્રીતિ વધતી ગઇ અને સર્વ નાના મહોટા મહારી આજ્ઞામાં ચાલવા લાગ્યા. એમ કરતાં હું અનુક્રમે આઠ વર્ષનો થયો તેવારે મહારા પિતાયે મને બુદ્ધિસમુદ્ર નામે ઉપાધ્યાયપાસે ભણવા મોકલ્યો. તિહાં ગુરૂની પાસે પુણ્યોદયે કરી હું થોડા દિવસમાં સમસ્ત કલા શીખ્યો. પણ વૈશ્વાનરની સોબત હતી તેથી ગુરૂનો ઉપદેશ કાંઇ પણ માનું નહીં. જો કાંઇ હિતશિક્ષા આપે તો તેની સાથે ઉલટો ક્લેશ કરૂં. એમ વર્તતાં સર્વ વિદ્યા વિસ્મૃત થઈ અને કોઈ મહારા સામું બોલી શકે નહીં એવું થયું. એવામાં મુઝને વશ થયો જાણીને વૈશ્વાનરે ક્રૂરચિત્ત નામે વડા મુઝને ખવરાવ્યા તેથી વલી હું ઘણો વૈશ્વાનરને વશ થયો.

હવે એકદા સમે એક વિદૂર નામે વિશ્વાસી પુરૂષને રાજાયે મહારી વિદ્યા જોવાને મહારી પાસે મોકલ્યો, તેણે ભૂતાવેષ્ટસરખું મ્હારૂં શરીર જોઈને રાજાને જઇ કહ્યું, પદ્મરાજાએ તે વાત સાંભલી મહાદુઃખ પામીને બુદ્ધિસમુદ્ર નામે ઉપાધ્યાયને તેડી પુછ્યું. તેણે પણ તેમજ કહ્યું. તેવારે રાજાએ ઉપાધ્યાયને ફરી કહ્યું કે જેમ એ વૈશ્વાનરનો સંગ મુકે તેવો ઉપાય કહો. તેવારે ઉપાધ્યાય બોલ્યા જે આપણા નગરને વિષે એક જૈનમતનો જાણ સિદ્ધપુરુષ છે તેહને તેડી પ્રશ્ન

કરો. તે તમને એનો ઉપાય કહેશે. તે સાંભલી રાજાએ જૈનમતના જ્ઞાનીને તેડી પુછયું જે હે સ્વામી, આ મહારો છોકરો નંદિવર્દ્ધન તે વૈશ્વાનરની સંગત મુકે તેવો ઉપાય કહો. તેવારે જૈનમતાનુસારી જ્ઞાનપ્રયુંજીને ઉપાય કહેછે ને રાજા પ્રમુખ સાંભલે છે.

ચિત્તસુંદર નામે નગર, તિહાં શુભપરિણામ નામે રાજા, તેહની નિઃપ્રકંપસા નામે સ્ત્રીને, સકલ જનને હિતની કરનારી ક્ષમા નામે પુત્રી છે. તે કન્યાનીસાથે નંદિવર્દ્ધનને પાણિગ્રહણ કરાવો તો તે વૈશ્વાનરનો સંગ મુકશે. તે સાંભળી રાજાયે મતિધન નામા પ્રધાનને કહ્યું જે તમે જઈને તે કન્યાનીસાથે વિવાહ મેલવી આવો. તેવારે જૈનમતજ્ઞે કહ્યું જે હે રાજન્, બાહ્યનગરે તો તમારૂં જોર ચાલે. પણ ચિત્તસુંદર નગર તો અંતરંગ છે. તિહાં તો કર્મ્મપરિણામ રાજાના સુભટ શુભપરિણામ રાજાને મળી, કર્મ્મ-પરિણામ રાજાની લોકસ્થિતિ નામે બહેન છે તેની સાથે વિચાર કરો અને કાલપરિણતિ જે મહારાણી તેહને કહી, સ્વભાવ નામે જે કર્મ્મપરિણામનો મહા પ્રધાન છે તેહને પુછી, અનાદિ સંસારની ચાલી આવેછે એહવી ભવિતવ્યતા નામે જે નંદિવર્દ્ધનની સ્ત્રી તેહને મનાવો. તેવાર પછી ક્ષમાકન્યાનો તમારા પુત્ર નંદિવર્દ્ધન સાથે વિવાહ થાય. એ વાત સાંભળી રાજાને ક્ષીણ થયો દેખીને ફરી જૈનમતજ્ઞે કહ્યું કે હે રાજન્, જે અ-

સાધ્ય કાર્ય તે ન થાય તો ફોકટ તેનો વિષાદ શ્યો કરવો. વલી એ નંદિવર્દ્ધનને જિહાંસુધી પ્રછન્નપણે પુણ્યોદય છે તિહાંસુધી એનો પાપ મિત્ર જે વૈશ્વાનર તે જે જે માઠું કરશે તે તે એહને ભલુંજ પરણમશે.

તે સાંભલી રાજાયે ચિત્ત સ્થિર કરી જૈનમતજ્ઞનેમાન સત્કાર દઈ વિદાય કર્યા. બીજે દિવસે રાજાયે પુત્રના પ્રેમવાસ્તે જિહાં હું ભણતો હતો તિહાં વિદૂરને મોકલતાં કહ્યું જે હે વિદૂર, તું જઇને કોઇક ઉપાય કરી મહારા છોકરાને વૈશ્વાનરનો સંગ મુકાવ. તે રાજાનું વચન પ્રમાણ કરી વિદૂર મહારીપાસે આવ્યો. તેહને મેં પુછ્યું જે હે મિત્ર, તું કાલે કેમ ન આવ્યો? તેવારે વિદૂર બોલ્યો જે કાલે જૈનમતજ્ઞ રાજાપાસે આવ્યા હતા. તેણે એક સુંદર ઘણી રમણીક વાત રાજાને કહી તે હું સાંભલતો હતો માટે તારીપાસે ન આવ્યો. તેવારે મેં તે વાર્ત્તા વિદૂરને પુછી એટલે વિદૂરે કહેવા માંડી તે આવી રીતેઃ—

મનુષ્યગતિ નગરીયે ભરતનામે પાડો છે. તિહાં ક્ષિતિપ્રતિષ્ઠિત નામે નગર છે. તેના કર્મ્મવિલાસ નામે રાજાને ત્રણ સ્ત્રિયો છે. ૧ શુભસુંદરી ૨ અકુશલમાલા અને ૩ સામાન્યરૂપા. તેમાં પહેલીનો પુત્ર મનીષી, બીજીનો પુત્ર બાલ અને ત્રીજીનો પુત્ર મધ્યમ એવે નામે છે. એકદા રાજાને

આદેશે મધ્યમબુદ્ધિ કિહાંક ગયો છે અને બાલ તથા મનીષી એ બે ઉદ્યાને ક્રીડા કરવા ગયા છે. તિહાં જુવેછે તો એક વૃક્ષમાં પાશ બાંધીને એક પુરુષ આપઘાત કરેછે. તે દેખીને તે બેહુ કુમરે ઉતાવલા તિહાં જઇ તે પાશ ત્રોડી નાખીને તે પુરૂષને દુઃખની વાત પુછી. તેવારે તે પુરુષ દુઃખની વાત કહેછે અને તે બેહુ કુંમર સાંભલેછે.

તે કહેછે કે મહારૂં નામ સ્પર્શન છે અને મહારે ભવજંતુ નામે એક મિત્ર હતો. તે દરરોજ વિલેપનાદિકે તથા સુકુમાલ વસ્ત્રાદિકે—મૃદુ શય્યાયે ઈત્યાદિક અનેક ઉપાયે કરીને મુઝને પોષણ કરતો હતો. એવામાં મહારા અભાગ્યને લીધે તે મહારો મિત્ર જે ભવજંતુ તે સંતોષસાથે મલીને સંતોષનો ભાઈ જે સદાગમ તેહને મલ્યો અને તેહની સાથે ભવજંતુની મિત્રાચારી થઇ. તેવાર પછી તે વ્રત લેઇ લોચ કરાવી વિષમભુમિકાયે શયન કરે, જીર્ણ વસ્ત્ર પહેરે ઇત્યાદિક અનેક પ્રકારે સ્પર્શન કહેછે જે મુઝને ઘણો સંતાપી વિત્રોડ કરી સદાગમની આજ્ઞાયે તે ભવજંતુ નામે મહારો મિત્ર મોક્ષપુરી નગરીયે ગયો એમ સંભલાય છે. તો હવે હું નિરાધાર થયો માટે જીવીને શું કરૂં.

તે સાંભલીને બાલબુદ્ધિ નામે છોકરો બોલ્યો જે તે ગયો તો જવા દે, હું તુજને મહારો મિત્ર કરી રાખીશ. અને મનિ-

પીયે તો એમ વિચાર્યું જે સદાગમ અને સંતોષ તો પરમ ઉપગારી પુરુષ છે અને તેણે એ ભવજંતુને જે સ્પર્શનસાથે મિત્રાચારી હતી તે છોડાવી હશે તો એનો કાંઇક અન્યાય હશે. તો હવે મહારે એનીસાથે મલવું નહી. એહવું ચિત્તમાં જાણીને છાનો રહ્યો. પછી ઉદ્યાનથી તે બે ભાઈ તથા ત્રીજો સ્પર્શન પુરૂષ એ ત્રણે જણ ઘેર આવ્યા. તિહાં અકુશલમાલા તો સ્પર્શનસાથે બાલને મિત્રતા થઇ એવું જાણીને હર્ષ પામી. શુભસુંદરીયે તો મનિષીને વાર્યો જે એ સ્પર્શન મહા દુષ્ટ છે માટે એહની સંગત તું કરીશ નહી. તથા તે છોકરાઓનો કર્મ્મવિલાસ નામે પિતા છે તે તો પોતાના ચિત્તમાં જાણી રહ્યો કે જે છોકરો સ્પર્શનસાથે સંગ કરશે તેને હું વિપરીત ફલ દેખાડીશ. એ રીતે સર્વ કોઇ પ્રવર્ત્તેછે.

હવે મનીષીયે તો સ્પર્શનની મૂલ શોધ જાણવાને વાસ્તે બોધ એવે નામે પોતાનો અંગરક્ષક પુરુષ છે, તેને તેડાવીને કહ્યું જે તું સ્પર્શનની ઉત્પત્તિ જોઇ આવે. તે સાંભલી બોધે પોતાનો પ્રભાવ નામે દૂત મોકલી તે સ્પર્શનની શોધ કરાવી. પણ બાહ્યનગરે તો કિહાં પણ તેહની શોધ મળી નહી. તેવારે અંતરંગ રાજસચિત્ત નામે નગરે ગયો. તિહાં મહામોહનો પુત્ર રાગકેસરી નામે રાજા છે. તેને વિષયાભિલાષ નામે પ્રધાન છે. તેણે રાજાની આજ્ઞાયે ઇંદ્રાદિકથી પણ તેની

આણા લોપાય નહી એવો ઉપાય કરવાવાસ્તે ૧ સ્પર્શન ૨ રસન ૩ ઘ્રાણ ૪ ચક્ષુ અને ૫ કર્ણ એ પાંચે દુર્જય પુરુષને તે રાજાના સેવાવર્ત્તિઆ કરી મુકયા છે. તેથી સર્વ લોકનેવિષે તે રાજાની આજ્ઞા અખંડ પ્રવર્ત્તેછે. ઇત્યાદિક વૃત્તાંત તે વિષયાભિલાષનો દૂત વિપાક નામે છે તેના મુખથી બોધનો દૂત જે પ્રભાવ નામે છે તેણે સાંભલ્યો તથા તેસમે રાગકેસરી નામે રાજા મિથ્યાભિમાનાદિક રથ તથા મમતાદિક હાથી અને અજ્ઞાનાદિક અશ્વ વલી ચપલતાદિક પાયદલ લઈ મહા કટકસહિત સ્પર્શનાદિકના જયનો કરનાર એવો જે સંતોષ તેની ઉપર વિષયાભિલાષાદિક પ્રધાન પુરુષે પરવર્યો થકા મહામોહસહિત ચઢે છે; તે સર્વ વાત પ્રભાવે દીઠી અને પોતાના સ્વામી બોધને કહી. બોધે જઈને મનીષીને કહી. એરીતે મનીષીયે સ્પર્શનની શોધ કઢાવીને સ્પર્શનનો મૂલથી સંગ મુકયો અને એનો ભાઈ બાલ તે તો મૂર્ખ છે માટે ઘણોજ સ્પર્શનનો સંગ કરવા લાગ્યો.

હવે બાલની માતા અકુશલમાલા છે તેણે પોતાના પુત્રને જેમ સ્પર્શનસાથે અત્યંત પ્રીતિ થાય તેવો ઉપાય મંત્રશક્તિયે કર્યો. એમ પ્રવર્ત્તે છે એટલામાં મધ્યમબુદ્ધિ પણ કિહાંકથી આવ્યો. તેણે સ્પર્શનને દેખી બાલને પુછ્યું જે એ કોણ છે? તેવારે બાલે કહ્યું જે એ મહારો સુખદાયી પરમ મિત્ર છે.

તે સાંભલીને મધ્યમબુદ્ધીયે મનીષીને પુછ્યું જે આ સ્પર્શન કોણ છે? તેવારે મનીષીયે કહ્યું જે એ મહાદુઃખદાયક દુરાત્મા છે. જો તું તારૂં ભલું વાંછવાની ચાહના રાખે તો એ સ્પર્શનનો કોઈ દહાડે સંગ કરીશ નહીં. તે સાંભલીને મધ્યમબુદ્ધીયે પોતાની સામાન્યરૂપા નામે માતાને કહ્યું જે બાલ તો સ્પર્શનને સારો કહેછે અને મનીષી તો સ્પર્શનને નિંદેછે માટે હું એ સ્પર્શનને મેલું કે ન મેલું?

તેવારે માતા બોલી કે પરીક્ષા કરી જે પક્ષ બલવંત હોય તે તું આદરજે. પણ હમણાં મૈથુનયુગલની પરે થોડો વિલંબ કર. તેવારે મધ્યમબુદ્ધીયે માતાને પુછ્યું જે તે મૈથુનયુગલ કોણ છે? હવે તે સામાન્યરૂપા મૈથુનયુગલની વાર્ત્તા કહેછે. અને મધ્યમબુદ્ધિ સાંભલેછે.

મનુષ્યગતિ નગરીસરખું એક નગર છે. તિહાં ઋજુ નામે રાજા છે. તેહની પ્રગુણા રાણીને મુગ્ધ નામે પુત્ર છે. તેની અકુટિલા નામે સ્ત્રી છે. એ બે સ્ત્રી ભર્ત્તારનું જોડું ઉદ્યાને રમવા ગયું છે. તિહાં જૂદી જૂદી પુષ્પાદિકની ક્રીડા કરેછે. એટલામાં આકાશમાર્ગે કાલજ્ઞ નામે દેવતા અને વિચક્ષણા નામે દેવી જાયછે તે બેહુને. મુગ્ધ તથા અકુટિલાસાથે ભોગ કરવાની વાંછા થઇ. તેવારે તે દેવતા દેવીયે પરસ્પર કપટરચના કરી. દેવતા મુગ્ધનું રૂપ લઇ અકુટિલાને તેડી કદલીગૃહનેવિષે લઈ

ગયો. એટલામાં દેવી પણ અકુટિલાનું રૂપ લેઈ મુગ્ધને તેડી તેહીજ કદલીગૃહનેવિષે આવી.

હવે મુલગા જે મુગ્ધ અને અકુટિલા તે બેહુજણાઓ ચાર રૂપ દેખીને જાણવા લાગ્યા, જે એ વનદેવતાયે આપણાં બે બે સ્વરૂપ કર્યાં છે. હવે તિહાંથી ચારેજણ રાજમંદિરે આવ્યા. તિહાં રાજારાણી બેહુયે બે મુગ્ધ અને બે અકુટિલા મળી ચારજણ દેખીને વિચાર્યું જે કાંઇક દેવપ્રયોગ છે. એવું જાણીને પુત્ર તથા વધૂ ન્યાયે પ્રવર્ત્તેછે એમ ઠરાવ્યું.

હવે એકદા કાલજ્ઞ દેવતાયેં જોયું જે આ બીજી અકુટિલા કોણ છે અને વિચક્ષણા દેવીયે પણ જ્ઞાનેકરી જોયું જે આ બીજો મુગ્ધ કોણ છે તેવારે કાલજ્ઞે દેવીનું સ્વરૂપ જાણ્યું અંને વિચક્ષણાયે પણ દેવતાનું સ્વરૂપ જાણ્યું. તેથી બેહુને પરસ્પર ક્રોધ ઉપજ્યો. પછી દેવતાયે મુગ્ધને હણવાની વાંછના કરી. વલી ક્ષણેકવારે પોતપોતાનો અન્યાય જાણી તથા પરસ્પર અનર્થ થતો જાણી બેહુ જણા મોહને લીધે એમને એમ રહ્યા. એટલામાં મોહવલય નામા ઉદ્યાનનેવિષે બહુ શિષ્યે પરવર્યા, જ્ઞાનાદિક ગુણે સંપૂર્ણ એવા પ્રતિબોધક નામે આચાર્ય પધાર્યા. તે વાત સાંભલીને રાજાદિક સર્વ લોક પરિવારસહિત આવી, આચાર્યને તથા અનુક્રમે સર્વ સાધુની મંડલીને વાંદીને ધર્મ-

સભાયે બેઠા. તેમને આચાર્યે ધર્મોપદેશ દેવા માંડ્યો તે આવી રીતેઃ—

રાધાવેધનીપરે દુઃકર એવો આ મનુષ્યનો અવતાર પામીને સંસારનું સ્વરૂપ અધમ જાણી વિષયાભિલાષ પરિહરી અનંતસુખ પામવાનું પદ જે મોક્ષમાર્ગ તેનો ઉપાય જે જ્ઞાનમાર્ગ અને ક્રિયામાર્ગ તેને વિષે હે ભવ્ય જીવો! તમે પ્રવર્ત્તો. ઈત્યાદિક ધર્મદેશના સાંભળીને તે કાલજ્ઞ દેવતા અને વિચક્ષણાદેવી સમ્યક્ત પામ્યા. એટલે એ બેહુના શરીરમાંથી કૃષ્ણરક્ત પરમાણુ ઘટીને એક પૂતલી નિકલી. તેવારે તે દેવતા તથા દેવી બેહુજણ રુદન કરતા ગુરુને પગેલાગી પોતપોતાનો અન્યાય કહેવા લાગ્યા. તેવારે ગુરુયે કહ્યું જે હે મહાનુભાવો! તમે તો નિર્મલજ છો પણ આ પૂતલી તે ભોગતૃષ્ણા કહિયે તેને વશ થયા થકા તમે એ અન્યાય આચર્યો. તેવારે તે બેહુ બોલ્યા જે હે સ્વામી! એ ભોગતૃષ્ણા મટે તેવો ઉપાય કહો. તેવારે ગુરુયે કહ્યું જે તમે સ્ત્રીનું સ્વરૂપ વિપરીતભાવે વિચારી વિકારને પરિહરો તો તેથી આ ભવે તો એ ભોગતૃષ્ણા મૂલથી મટશે નહીં પણ દુર્બળ થાશે; બાકી આવતે ભવે મટશે તે માટે સમ્યક્ત પાલો. કાલવિલંબે ભલું થાશે. ઇહાં ઋજુકે૦ સરલ સ્વભાવી રાજા સમજવો.

ઋજુરાજા તથા પ્રગુણારાણી એ સર્વ વાત સાંભળીને વિ-

ચારવા લાગ્યા જે એ બેહુને પુત્રપણે તથા વહુપણે માન્યા એ મિથ્યા છે. તથા મુગ્ધ અને અકુટિલાયે પણ વિચાર્યું જે આપણે શીલખંડન કર્યું. તે મહોટો અન્યાય થયો. એમ ચારેજણા પશ્ચાત્તાપ કરેછે. એટલામાં વલી તે ચારેના શરીરથી તેજવંત આનંદનું કરનાર અને ઉજવલ એક બાલક નિકલ્યું, ફરી એક કાલું બાલક નિકલ્યું, વળી તે કાલા બાલકમાંથી બીજું એક કાલું બાલક નિકલીને વધવા લાગ્યું, તેને ઉજવલ બાલકે માથામાં મારીને નાનુંજ રાખ્યું. તેવારે રાજા પ્રમુખને ગુરુયે કહ્યું જે હે મહાનુભાવો! આ જે કૃષ્ણબાલક નિસર્યું તે અજ્ઞાન કહિયે અને તે મધ્યેથી વલી બીજું કૃષ્ણબાલક નિસર્યું તે પાપ કહિયે. તે અજ્ઞાને કરી પાપની વૃદ્ધી થઈ પણ આ ઉજવલ બાલક જે છે તે સરલપણું કહિયે માટે એણે પાપ વધવા દીધું નહીં. હવે ધર્મ કરો કે જે થકી ભલું થાય. તે સાંભલી રાજા પ્રમુખ ચારે જણે મહાઆડંબરે કરી દીક્ષા લીધી. પોતાના સ્વાર્થની સાધના કરી. હવે તે કાલજ્ઞ દેવતા તથા વિચક્ષણા દેવીયે જો કાલવિલંબ કર્યો તો ગુરુ મલ્યા અને ધર્મપ્રાપ્તિ થઈ. એ વાત કહીને તે સામાન્યરૂપા સ્ત્રી પોતાના મધ્યમબુદ્ધિ પુત્રને કહેછે જે તું પણ કાલવિલંબ કરી પરીક્ષા કર. એમ સાંભલી મધ્યમબુદ્ધિ પરીક્ષા કરેછે.

હવે કોઇક વેલાયે વસંતઋતુનો ઓછવ આવ્યોછે. સર્વ

નગરના લોક કામદેવની પૂજાયે જાયછે. તેવારે તે બાલનામા પુત્ર પોતાના સ્પર્શન નામા મિત્રની સાથે વસંતનું કૌતુક જોવા ચાલ્યો. મધ્યમબુદ્ધિ પણ તેની સાથે થયો.

હવે તે બાલ લોકોનો વસંતોત્સવ જોતો થકો કામદેવના મંદિરે પહોચ્યો. તિહાં જે ઠેકાણે માંહેલી બાજુયે કામદેવની સુકમાલ શય્યા છે તિહાં ગયો. જેવારે શય્યાનો સ્પર્શ થયો તે વારે સ્પર્શનને પ્રભાવે બાલને ગુરુની શિક્ષા આક્રમી નહીં, જ્ઞાન તો વિસરી ગયું અને ઇંદ્રિયને પરવશપણે મૂર્ખ થઈ તેમાં સુતો અને મધ્યમબુદ્ધિ તો બાહિર તેની વાટ જોતો થકો ઉભોછે. એટલામાં એહિજ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરનો જેમ કર્મ્મવિલાસનામે અંતરંગ રાજા છે તેમ એ નગરનો બહિરંગ શત્રુમર્દનનામે રાજા છે. તેહની મહારૂપવંત મદનકંડલી નામે સ્ત્રી છે. તે રાણી પણ ત્યાં કામદેવની પૂજાયે, આવી છે. તે અંદર શય્યા પૂજવા ગઈ. તેવારે તે શય્યા ઉપર બાલ સુતો હતો તેને તે મદનકંડલીનો સ્પર્શ થયો, તેથી ઘણો વિકલ થયો થકો તે શય્યાયે તડફડવા લાગ્યો. એટલામાં તે શય્યાનો રક્ષક વ્યંતર દેવતા આવ્યો. તે બાલને સુતેલો દેખી કહેવા લાગ્યો કે અરે પાપિષ્ટ! આ કામદેવની શય્યાયે શું સુતો છું. એમ કહી તેની ઉપર ક્રોધ કરી લોહની શૃંખલાયે બાંધી મ-

હાવિડંબના કરી. પછી સર્વ લોક દેખતાં તેહને ઘસડીને લોહના મુદ્દગરે હણવા માંડ્યો.

તેવારે મધ્યમબુદ્ધિયે બાલની એવી અવસ્થા જોઇ ભાઈના સ્નેહવાસ્તે ઘણી વિનય પ્રતિપત્તિ કરીને વ્યંતર પાસેથી બાલને મુકાવ્યો. ઘેર આવી મધ્યમબુદ્ધિયે પૂંછયું કે હે ભાઈ! તુજને કિહાં કિહાં દુખેછે? તેવારે બાલ બોલ્યો. જે મુઝને માત્ર મદનકંડલીનો વિરહ થયો. તેહિજ દુખેછે. બીજુ કાંઇ પણ દુખતું નથી. તેવારે મધ્યમબુદ્ધિયે વાર્યો જે એતો રાજાની સ્ત્રી છે માટે તેનો સંગ, તું શાવાસ્તે વાંછે છે. તેવારે બાલ ક્રોધે કરી બોલ્યો જે તારે શું છે મહારામાં શક્તિ હશે તો હું અવશ્ય મદનકંડલીનો સંગ કરીશ. તે સાંભલી મધ્યમબુદ્ધિ મૌન રહ્યો.

હવે રાત્રી થઈ તેવારે બાલ મદનકંડલી રાણીના સંગની ઇચ્છાયે બહાર નિકલ્યો. બાલને જાતો દેખી મધ્યમબુદ્ધિ પણ તેની ઉપર સ્નેહ હોવાથી તેની પછવાડે થયો. એટલામાં એક વિદ્યાધર, તે બાલને ઉપાડી આકાશમાર્ગે લઇ ચાલ્યો. તેવારે બાલે પોકાર કર્યો પણ મધ્યમબુદ્ધિ નીચે રહ્યો તેથી તેનું જોર તે વિદ્યાધર સાથે ચાલ્યું નહીં. તોપણ નીચે પૃથ્વીયે ચાલતો તે વિદ્યાધરની પછવાડે થયો. આગલ ચાલતાં મહાઅટવીતટે પહોચ્યો. ક્ષુધાયે તૃષાયે તથા કાંટા પ્ર-

મુખે મહાકષ્ટ ભોગવતો સાતમે દિવસે કુશસ્થલ નગરપાસે આવ્યો; પણ બાલની તો શોધ મલી નહીં. તેવારે મધ્યમબુદ્ધિ દુઃખનો માર્યો એક કુવામાં પડવા લાગ્યો.

એટલામાં ભવિતવ્યતાને વશે એક નંદનનામે પુરુષે તિહાં ઉતાવલા આવીને મધ્યમબુદ્ધિને કુવામાં પડતો થકો વાર્યો અને તેહને દુઃખની વાત પૂછી. તેવારે મધ્યમબુદ્ધિયે બાલનું હરણ થયું તે સર્વ વાર્તા કહી સંભલાવી. તે સાંભલી નંદન બોલ્યો જે આ નગરનો હરિશ્ચંદ્ર રાજા છે. તેનો રતિકેલીનામે એક વિદ્યાધર મિત્ર છે. તેણે એ રાજાને કોઇ શત્રુ પરાભવ કરી શકે નહીં તે માટે ઘણી ક્રૂર વિદ્યા શિખવીને છ મહીના સુધી તે વિદ્યાનું સાધન કરી સધાવી છે. તેને સાત દિવસ થયા. હમણા સ્મશાનભૂમિએ તેનો મિત્ર જે વિદ્યાધર છે તે એક પુરુષને લાવ્યો છે. તે પુરુષના માંસે તથા રુધિરે કરીને વિદ્યાની અધિષ્ઠાયક દેવી આગલ રાજા આહુતિ કરેછે. હાલ તે પુરુષ મૃત્યુતુલ્ય છે પણ રાજાયે મને સોંપ્યો છે. માટે જો તેહિજ તારો ભાઈ હોય તો ઓળખ. એમ કહીને તે નંદને મૃતક સરિખો પુરુષ દેખાડ્યો. તેને મધ્યમબુદ્ધિયે ઓલખ્યો. તેવારે વિનતી કરી નંદનપાસેથી તે પુરુષ માગ્યો. નંદને કહ્યુંજે હજી આજનો દિવસ રાજાને એ પુરુષનું કામ છે પણ પરઉપગારમાટે આ પુરુષ હું તને આપુંછું પણ તું ઉતાવલો ઇહાંથી એને લ-

ઇજા. તે સાંભલી મધ્યમબુદ્ધિ તે બાલને ખંધે ઉપાડી પોતાને નગરે લાવ્યો. અને તેના શરીરને ઔષધાદિકે કરી સમાધી કરી.

પછી મધ્યમબુદ્ધિયે કહ્યું જે ભાઈ તેં મહાકષ્ટ ભોગવ્યું માટે હવે પરસ્ત્રીની વાંછના કરીશ નહીં. તે સાંભળી બાલ ક્રોધેકરી બોલ્યો જે તું તો મનીષીનો પક્ષપાતી છો. માટે રે મૂર્ખ! કોણે તુજને કહ્યું હતું જે તું આ કષ્ટમાંથી મને મુકાવજે; હું તો જીહાંસુધી મદનકંદલીનો સમાગમ ન થાય તિહાંસુધી મારા પ્રાણને પણ શત્રુતૂલ્ય લેખવું છું. ઇત્યાદિક બાલનાં વચન સાંભલી મધ્યમબુદ્ધિયે વિચાર્યું જે એ દુષ્ટને સ્પર્શનેંદ્રિય મલ્યો માટે પાપાત્મા થયો; તો હવે હું એનો સંગ મુકું. એમ વિચારી મધ્યમબુદ્ધિ મનીષીને આવી મલ્યો અને બાલની સર્વ વાત કહી. તે સાંભલી મનીષીયે કહ્યું જે એ વાત હું પણ સર્વ જાણુંછું: કેમકે જેવારે બાલને વિદ્યાધરે હર્યો તેવારે બાલે પોકાર કર્યો અને તુંપણ પોકાર કરતો પછવાડે દોડ્યો. તેથી લોક સર્વ જાગ્યા અને પરસ્પર વાતો કરવા લાગ્યા જે બાલને કોઇક પરઉપગારી પુરુષે હર્યો તે ઘણું સારૂં થયું. હવે જો એ બાલને હણવાની વાત સાંભલીયે તો અત્યંત ભલું થાય. વલી કોઇક એમ બોલ્યું જે મધ્યમબુદ્ધિ તો ભલોજ છે પણ એ ચંડાલના સ્નેહવાસ્તે હેરાન થાય છે. વળી કોઇક

એમ કહ્યું જે મધ્યમબુદ્ધિ જો સાધુ હોય તો મનીષીને કેમ મલતો નથી. એવી એવી વાતો લોકો કરતા હતા તે સાંભળીને એ સર્વ વાત મેં મારા પિતા કર્મ્મવિલાસને કહી. તે વારે તેપણ કહેવા લાગ્યા કે જે માણસ એ સ્પર્શનની સોબત કરશે તે માણસથી હું ઘણો વિપરીત ચાલીશ.

હવે બાલની માતા અકુશલમાલા તથા એનો મિત્ર સ્પર્શન તેણે બાલને પુંછ્યું કે "જો અમારો પ્રભાવ કહેવો છે?" તેવારે બાલ હુંકારો કરીને બોલ્યો જે "હા તમારો રૂડો પ્રભાવ છે." એમ કરતાં કેટલાક દિવસ વિતી ગયા. ઈહાં મધ્યમબુદ્ધિયે તો સર્વથા બાલનો સમાગમ મુકયો. વળી એકદા સમયે તે બાલ મદનકંડલીની વાંછનાયે રાત્રે બાહિર નીકળી રાજમંદિરમાં પ્રવેશ કરી જીહાં રાજાની શય્યા છે તિહાં આવ્યો. દૈવયોગે કોઇયે પ્રવેશ કરતાં જાણ્યો નહીં અને રાત્રપણ હજી ઘણી વિતી નથી. મદનકંડલી તો શૃંગાર પહેરવા ગઈ હતી. એટલામાં બાલ શય્યા દેખી તેના ઉપર બેઠો અને રાણીની વાટ જૂવે છે; એટલામાં શત્રુમર્દનરાજા આવ્યો તેણે બાલને દેખી અન્યાયી જાણી પોતાના બિભીષણનામે સેવકને બોલાવી તેના હાથે તે બાલને લોહયંત્રે બંધાવી આખી રાત્ર નારકીનીપરે વિટંબના કરાવી. પ્રાતઃકાલે ગધેડા ઉપર ચડાવી ચોરાશી ચહુટે ફેરવી રાજાએ હણવાની આજ્ઞા

દીધી. નગરના લોક પરમ આનંદ પામ્યા. હવે બાલને વિટંબના ઉપજાવી ગલે પાશ બાંધી રાજાના સેવક પાછા વલ્યા. એટલામાં ભવિતવ્યતાને વશે પાશ તૂટો તેવારે બાલ હેઠો પડ્યો. પછી સાવધાન થઈ તુરત પોતાને ઘેર આવ્યો. તિહાં પ્રછન્નપણે રહેવા લાગ્યો. હવે કેટલાંક દિવસપછી તે નગરના નિજચિત્ત વિલસિતનામા ઉદ્યાનને વિષે સકલ ગુણે સંપૂર્ણ એવા પ્રબોધનરતિ નામે આચાર્ય પધાર્યા એટલે તે ગામનો રાજા પરિવાર સહિત તથા પ્રજા લોક સહિત શુભ સુંદરીયે પરવર્યો થકો મનિષી તથા મધ્યમબુદ્ધી પ્રમુખને સાથે લઈ વાંદવા આવ્યો. બાલપણ તે દિવસે સ્ત્રીઓનાં રૂપ જોવા સારૂ તિહાં આવ્યો. હવે ગુરૂ ધર્મદેશના આપેછે—

હે ભવ્યપ્રાણીઓ! જેની આદિ નથી એવા સંસારમાં ઘણો દુર્લભ મનુષ્ય ભવ પામી ૧ સ્પર્શનેંદ્રિય ૨ રસનેંદ્રિય ૩ ઘ્રાણેંદ્રિય ૪ ચક્ષુઇંદ્રિય ૫ શ્રોત્રેંદ્રિય એ પાંચે ઇંદ્રિયો વશ કરવાને દુર્લભ છે. એ ઇંદ્રિયોના પરવશપણે જીવ અનંત દુઃખ પામે છે. તેમાટે એ ઇંદ્રિયોને જીતો. તેવારે રાજાએ પુછ્યું જે હે સ્વામી! ઇંદ્રિયજયના કરનારા આ સંસારમાં કોઈ હશે? તે સાંભળી ગુરૂયે કહ્યું કે છે. કેમકે મનુષ્ય ચાર પ્રકારના છે ૧ જઘન્ય ૨ મધ્યમ ૩ ઉત્કૃષ્ટ ૪ ઉત્કૃષ્ટતર. તેમાં જે સદાગમને સંબંધે સંતોષ રાખી સ્પર્શનેંદ્રિયાદિકના અ-

ધમ વિપાક જાણી ઇંદ્રિયના જયને અર્થે પ્રવર્ત્તે તેને ઉત્કૃષ્ટતમ કહિયે. એવું ગુરૂનું વચન સાંભળી મનીષીએ વિચાર્યું કે જે જીવે સંતોષ આણી સિદ્ધાંતને અનુસરી સ્પર્શનેંદ્રિય જીતી તે પ્રાણી ઉત્કૃષ્ટતમ જાણવા. વળી ગુરુ બોલ્યા કે જે સ્પર્શનેંદ્રિયાદિકની શુદ્ધિ જોવરાવી એને રાગદ્વેષની સંબંધી જાણી અવગણના કરી ઇંદ્રિયનો પોષ કરે નહી તેને ઉત્તમ કહિયે. એવું ગુરૂનું વચન સાંભલી વલી મનીષીયે વિચારર્યું જે તે રીતે તો મેં કર્યું છે માટે હું ઉત્તમ છું.

ફરી ગુરૂ બોલ્યા કે જે પ્રાણી પંડિતના વચનથી સ્પર્શનાદિક ઇંદ્રિયના અધમ ફલ જાણીને ચિત્તમાં સંદેહ આણે અને સ્પર્શનાદિકના લોલપી જે મનુષ્ય તેની વિડંબના દેખીને પછી ઠેકાણે આવે તે મધ્યમ પુરુષ કહિયે. એવું ગુરૂનું વચન સાંભળી મનીષીયે વિચાર્યું કે તે તો મારા ભાઈ મધ્યમને મધ્યમ બુદ્ધિજ કહિયે; કેમકે તે બાલનું કષ્ટ દેખી પોતે પણ કષ્ટ પામી કાલવિલંબે કરી ઠેકાણે આવ્યો.

વલી ગુરૂયે કહ્યું કે જે, સ્પર્શનાદિક ઇંદ્રિયના માઠા ફલનું આસ્વાદન કરે, મહાવિડંબના ભોગવતો હોય, તોપણ તે ઇંદ્રિયનો ભોગ મુકે નહીં તેને જઘન્ય પુરુષ કહિયે. તે સાંભલી ફરી મનીષીયે વિચાર્યું જે તે તો બાલ તેને જઘન્યપુરુષ કહિયે. કેમકે એટલી વિટંબના થઈ તોપણ તે બાલ સ્પર્શ-

નેંદ્રિયનો સંગ મુકતો નથી. એ રીતે રાજા પ્રમુખે સર્વ વાત ગુરૂના મુખથી સાંભલી તથા મદનકંડલીયે પણ એ સર્વ વાત ગુરૂમુખે સાંભલી પણ બાલે તો મદનકંડલીને દીઠી તેથી તેના નખથી માંડીને કેશાગ્રસુધી વર્ણવ કરવામાં તેનો વખત ગયો, તેથી કરીને કાંઇપણ ધર્મોપદેશ તેણે સાંભલ્યો નહીં.

એવામાં એ શત્રુમર્દન રાજાનો એક સુબુદ્ધિનામે પ્રધાન છે તેણે ગુરૂને પુછ્યું જે. એ ચાર પ્રકારના પુરૂષ તમે કહ્યા તેમાં શું ભેદ થયો? તે વારે ગુરૂયે કહ્યું જે ઉત્કૃષ્ટતર તો સર્વ ઇંદ્રિયનો જય કરી કેવલ મોક્ષપંથેજ પ્રવર્ત્તે તેમાટે તે જૂદા કહ્યા અને જઘન્ય મધ્યમ તથા ઉત્કૃષ્ટના તો કર્મ્મને વિચિત્રપણે અનેક ભેદ છે તેમાટે એ ત્રણેનો જનક કર્મ્મવિલાસરાજા અને તે કર્મ્મની જે શુભપરિણતિ તેનેજ શુભસુંદરી રાણી કહિયે. તેને જે કોઈ ઉત્કૃષ્ટ મનુષ્યો છે તેહની જનની કહિયે. અને જે અશુભકર્મ્મની પરિણતિ તે અકુશલમાલા કહિયે તેને જઘન્ય પુરૂષોની માતા કહિયે. અને જે શુભાશુભ કર્મ્મની પરિણતિ તે કર્મ્મની સામાન્યરૂપા સ્ત્રી કહિયે તેને મધ્યમ પુરૂષોની માતા કહિયે. એવા ગુરૂના વચન સાંભળી મનીષીયે ચિંતવ્યું જે ગુરૂયે તો અમારૂં ચરિત્ર પણ કહી દેખાડ્યું. એમ વિચારે છે એટલામાં તે બાલ સ્પર્શન અને અકુશલમાલાના પરવશપણે રાજાદિકના ભય અવગણીને

સર્વ લોકને ઉવેખી નિર્લજ્જપણે જીહાં મદનકંડલી ઉભી છે તિહાં કામાંધ થઈ દોડતો દોડતો આવ્યો. તે દેખી લોકોએ હાહારવ કર્યો. રાજાયે પણ ક્રોધદૃષ્ટિયે જોઈને ઓલખ્યો કે અરે એતો પાપાત્મા બાલ છે. તે જાણી રાજાયે હુંકારો કર્યો. તેવારે બાલ નાશી ગયો. પણ દોડવાની ગતિ ભંગ થઈ તેથી લાંબો થઈ પૃથ્વીઉપર પડ્યો. તેવારે મનીષી પોતાના ભાઈનું એવું અધમચરિત્ર દેખી લજ્જા પામ્યો અને બીજો મધ્યમબુદ્ધિ ભાઈ છે તેપણ લજ્જા પામ્યો. એટલામાં તે બાલના શરીરમાંથી એક પુરુષ નિકલી દૂર રહ્યો. તેવારે રાજાયે ગુરુને પુછ્યું જે હે ભગવન્! એ દુરાત્માયે આટલા લોક દેખતાં એવો દુરાચાર કેમ કર્યો? તેવારે ગુરુ બોલ્યા કે, હે રાજા! આ પુરુષ જે બાલના શરીરમાંથી નિકલીને વેગલો રહ્યો છે તે સ્પર્શન છે. એ સ્પર્શનના વશપણા થકી તેણે એ અન્યાય આચર્યો છે અને અકુશલમાલા જે અશુભકર્મની પરિણતિ તે એની માતા છે; તેને વશે એ મૂઢ થયોથકો શત્રુભૂત જે સ્પર્શન તેને મિત્ર કરી માને છે.

તેવારે ફરી રાજાયે પુછ્યું જે હે સ્વામી! તમારે પસાયે પણ એ ધર્મ પામ્યો નહીં તેનું કારણ શું? તેવારે ગુરુયે કહ્યું જે હે મહાનુભાવ! જે અત્યંત પુણ્યના ધરનાર શ્રીતીર્થંકર દેવાધિદેવ તેના ઉપદેશથી સમવસરણને વિષે પણ નિત્ય વિ-

શોધી એવા ઘણા જીવો નિવડ કર્મના વશ થકી ધર્મ પામતા નથી. તો હે રાજન્! ઈહાં ધર્મ ન પામે એમાં શું આશ્ચર્ય? તેવારે સુબુદ્ધિપ્રધાને કહ્યું જે સત્ય છે ગુરૂજી! જેમને સિદ્ધાંતના વચનઉપર આસ્તા હોય તે એ બાલપ્રમુખની વાતોથી કાંઈ પણ આશ્ચર્ય પામે નહીં.

વળી રાજાયે કહ્યું જે હે ભગવન્! હમણાં આ સર્વ સભા ધર્મોપદેશ સાંભળવા આવી છે. માટે હું તો એ ગુનેગારને મુકું છું પણ આગલ જાતાં એના શા હવાલ થશે તે કહો. તેવારે ગુરૂ બોલ્યા જે હે રાજન્! એ બાલ અહિંયાંથી નાઠો તે કોલ્લાગસન્નિવેશે એક સરોવર છે તેમાં કોઈ ચંડાલણીને ન્હાતી દેખી ભોગની વાંછાયે તેની પાસે જઈ બલાત્કાર કરશે, તે વાત સાંભળી તે ચંડાલણીનો ભર્ત્તાર ચંડાલ આવીને એને બાણેં હણશે. તિહાંથી મૃત્યુ પામી નરકાદિક ગતિના ઘણાં દુઃખ પાંમશે. એ વાત સાંભળી ફરી રાજાયે પુછ્યું જે હે સ્વામી! એ બાલની માતા અકુશલમાલા તથા એનો મિત્ર સ્પર્શન એ બેહુ કિહાં જશે? તેવારે ગુરૂયે કહ્યું જે વળી ઈહાં લોકમધ્યે આવશે. ફરી રાજાયે પુછ્યું જે એ અકુશલમાલા તથા સ્પર્શન જે રીતે આપણને મુકે તેવો ઉપાય કહો. તેવારે ગુરૂયે કહ્યું જે એને અપ્રમાદરૂપ યંત્રથી પીલો તો સર્વ સિદ્ધિ થાય. ફરી રાજાયે પુછ્યું જે અપ્રમાદ યંત્ર તે કોને ક-

હિયે. ગુરૂ બોલ્યા જે કોઈપણ જીવને લગારમાત્ર પણ પીડા કરીયે નહીં. તથા જૂઠું બોલીયે નહીં. અદત્ત ચીજ કોઇની લઈયે નહીં. નવવાડે સહિત બ્રહ્મચર્ય પાલવું. સમસ્ત પરિગ્રહનો ત્યાગ કરવો. ધર્મોપકરણ તથા શરીરની પણ મુચ્છતા કરવી નહીં. રાત્રી ભોજન કરવું નહીં. માત્ર વિશુદ્ધ આહાર સંયમયાત્રાને અર્થે ગ્રહણ કરવો. પાંચ સુમતિ નેં ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચનની માતા છે તે પાલવી. વિવિધ પ્રકારના અભિગ્રહ ધારવા. કુમિત્રનો સંગ પરિહરિયે. ઉચિત મર્યાદા ઉલંઘીયે નહીં. લોકમાર્ગની અપેક્ષા કરિયે નહીં. ગુરૂજનને માનિયે. તથા ગુરૂની આજ્ઞાયે ચાલિયે. સિદ્ધાંત સાંભળીયે. તથા દ્રવ્યાદિ પદાર્થે ધીરજપણું અવલંબિયે. ચિત્તને ઉન્માર્ગે પ્રવર્ત્તવાથી તુરત પાછું વાળીયે. કોઇ પણ દૂષણ લાગે તો તેને પ્રયત્ને કરી નિવર્ત્તાવિયે. નિઃસંગપણે ચિત્ત રાખિયે. પરમાત્માનું ધ્યાન ધરિયે. યોગસાધન કરિયે. શુક્લધ્યાન ધ્યાઈયે. આત્મા તથા શરીરને ભિન્નપણે ચિંતવિયે. ઈત્યાદિકને અપ્રમાદ યંત્ર કહિયે. એવી ગુરૂની વાણી સાંભલી મનીષીયે કહ્યું જે હે સ્વામી! મુજને એ અપ્રમાદ યંત્ર યોગ્ય હોય તો પસાય કરો.

તેવામાં રાજાયે મનીષી સામું જોઇને ગુરૂને પુછયું જે હે ભગવન્! એ કોણ છે? તે વારે ગુરૂયે કહ્યું જે હે રાજન્!

જેમ તમે એ નગરના રાજા છો તેમ તમારાથી અધિક તમારૂં રાજ્ય લેવાને પણ સમર્થ એવો અંતરંગનો કર્મવિલાસ-નામે રાજા છે. તેની શુભસુંદરી નામે સ્ત્રીનો આ મનીષી-નામે પુત્ર છે. તે મહારીપાસે દીક્ષા લેવાની પ્રાર્થના કરે છે. તે સાંભલી મધ્યમબુદ્ધિયે ગુરૂને કહ્યું જે હે સ્વામી! એ અ-પ્રમાદયંત્ર તો ચારિત્રને કહિયે; તે તો મહારાથી લેવાય નહીં માટે મુઝને શ્રાવકનો માર્ગ ઉપદેશો. તે સાંભલી રાજાયે પણ કહ્યું જે હે સ્વાંમી! ભલી વાત છે. તે શ્રાવકનો ધર્મ શું છે તે કહો. પછી ગુરૂયે બાર વ્રતરૂપ શ્રાવકનો ધર્મ ઉપદેશ્યો. તે શ્રાવકના વ્રત રાજાયે તથા મધ્યમબુદ્ધિયે બેહુ જણાયે આ-દર્યા. પછી મનીષીને ગુરૂ દીક્ષા દેવાને ઉઠ્યા. તેવારે રાજાયે કહ્યું જે હે સ્વામી! મારો મનોરથ છે જે હું મનીષીનો દીક્ષા મહોત્સવ કરૂં. તે વાત સાંભલી ગુરૂ તો મૌનપણે રહ્યા. તેવારે સુબુદ્ધિ પ્રધાન બોલ્યો જે હે રાજન્! એ મહોત્સવ કરવો તે તો દ્રવ્યસ્તવ છે માટે ગુરૂઉપદેશ આપે, અનુમોદના કરે, પણ સાક્ષાત્ આદેશ આપે નહીં. તે માટે તમે એ પ્રાર્થના મની-ષીને કરો. તેવારે રાજાયે મનીષીને પ્રણામ કરી પોતાનો મનોરથ કહ્યો. તે સાંભલી મનીષીને ઉત્સવની ઇચ્છા નથી તોપણ મહાપુરૂષના મનોરથનો ભંગ કરવો નહીં, એહવું જા-ણી મનીષીયે આદેશ આપ્યો. હવે રાજા મહોટા આડંબરે

મનીષીને દેવપૂજા કરાવી, હાથીઉપર ચઢાવી, છત્ર ધરી મહોટું દાન દેતા થકા નિર્ઘોષ વાજીત્ર વાજતે, સર્વ લોકને આનંદ ઉપજાવતાં, ઘેર તેડી લાવ્યા. બંદીવાનોને મુકી દીધા. વલી મદનકંદલીયે યથાવિધિએ મનીષીને મજ્જન કરાવી આભરણ વિલેપન વસ્ત્રાદિકે સત્કાર કરી વિધિયેસહિત ભોજન કરાવ્યું. પછી રાજાયે પોતાના સુબુદ્ધિ પ્રધાનને કહ્યું જે ધન્ય છે એ મનીષીને જે, ગુરુને વચને સંસારને અસ્થિર જાણી ચારિત્ર અંગીકાર કરે છે. તે સાંભલી સુબુદ્ધિયે કહ્યું હા મહારાજ! જે લઘુકર્મિ હોય તેને એવી સામગ્રી મલે.

તેવારે રાજાયે સુબુદ્ધિપ્રધાનને એકાંતે કહ્યું જે એ મનીષીને સ્ત્રીનો તથા ધનનો અને રાજ્યપ્રમુખનો લોભ દેખાડી કેટલાક દિવસ સુધી રાખો તો પછી હું પણ એનીસાથે દીક્ષા આદરૂં. તે સાંભલી સુબુદ્ધિપ્રધાન બોલ્યો જે હે રાજન્! એ મનીષી ઉત્તમ પુરુષ છે. એ સંસારના સુખને તો મૃગતૃષ્ણાસમાન ગણેછે અને હમણા એણે તમારા મનોરથ માટે આટલો કાલ વિલંબ કર્યો છે, તો હવે એને કેમ અંતરાય કરિયે. એવું સુબુદ્ધિ પ્રધાનનું વચન રાજાયે માનીને જ્યોતિષીને તેડાવી મુહૂર્ત્ત જોવરાવ્યું. તેવારે સિદ્ધાર્થનામા જ્યોતિષીયે કહ્યું જે આજથી નવમે દિવસે ઉજ્વલ ત્રયોદશીયે શુક્રવારે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રે શિવયોગે સવાપ્રહર દિવસ ચઢતે વૃષ-

લગ્ન નિરવદ્ય મુહૂર્ત્ત છે. પછી તે નિમિત્તીયાને રાજાયે ઘણું દાન આપી વિદાય કર્યો. બીજા દિવસથી જૈનચૈત્યમાં રાજાયે મ્હોટો મહોત્સવ મંડાવ્યો. અઠાઈ મહોત્સવ થઈ રહ્યા પછી મુહૂર્ત્ત દિવસ આવ્યે થકે મનીષીને, હાથીઉપર ચઢાવી રાજાયે છત્ર ધર્યું. ચતુરંગી સેના સજ્જ કરી. જૈનશાસનની શોભા વધારવાને અર્થે તથા બહુ લોકોને માર્ગાનુસારી કરવાવાસ્તે અને ભવ્યજીવોના બોધિબીજ નિર્મલ કરવામાટે સર્વ નગર શણગાર્યું. એમ મ્હોટી ઋદ્ધિયે, મ્હોટે આડંબરે, ઘણા લોકે અનુમોદતે અને શ્રાવક શ્રાવિકાયે આનંદાશ્રુ ભર્યે લોચને પરવર્યો થકો પ્રમોદશેખર ચૈત્યે આવી દેવપૂજા કરીને પછી મનીષી પ્રમુખ સર્વ ગુરુપાસે આવ્યા. તિહાં મ્હોટા આનંદસહિત વધતે તેજે પ્રસાદ થાતે સંસારને અસાર જાણી મેરુપર્વતની પેરે સ્થિર થઈ મનીષીયે ચારિત્ર આદર્યું. ગુરુયે ધર્મદેશના આપી જે હે મહાનુભાવો! આ અનંત સુખાસ્પદ એહવા ચારિત્રમાર્ગને જાણીને પછી કોણ પુરુષ સંસારઉપર રાગ ધરે. રાજ્યનો લાભ છતે ચાંડાલપણું કોણ અધમપુરુષ વાંછે. સર્વ દુઃખદારિદ્રાદિકનો વિનાશ કરનાર એ ચારિત્ર છે અને ચોથો પુરુષાર્થ જે મોક્ષ તેનું પરમસાધન છે. ઇત્યાદિક સવિસ્તરપણે ધર્મદેશના સાંભલી સુબુદ્ધિપ્રધાને અવસર જાણી રાજાને કહ્યું કે, હે રાજન્! એ પ્રબોધરતિસરખા આ-

ચાર્ય અને એ મનીષીસરખો ઉત્તમ પુરુષ એવી ધર્મસામગ્રી ફરી મલવી દુઃક્કર છે; તેમાટે જો તમારૂં ચિત્ત ભાવિત હોય તો દીક્ષા આદરો. તે સાંભલી રાજા તથા રાજાની સ્ત્રી મદનકંડલી તથા સુબુદ્ધિમંત્રી અને મધ્યમબુદ્ધિપણ વૈરાગ્ય પામ્યા. સુલોચન કુમરને રાજ્યઆપી સર્વજણાયે દીક્ષા લીધી. તેમને આચાર્યે ધર્મશિક્ષા દીધી અને કહ્યું કે જે કુમિત્રનો સંગ કરે તે બાલનીપરે દુઃખની પરંપરા પામે અને જે પંડિતોને વચને પ્રવર્ત્તે તે મધ્યમબુદ્ધિનીપરે કાલવિલંબે ધર્મ પામે તથા જે મનીષીસરખા હોય તે પોતાની બુદ્ધિયેજ દુર્જન મનુષ્ય જાણીને તેનો સંગ પરિહરે. તેમાટે ઉત્તમ પુરુષનો સંગ કરીયે જે થકી ઇહલોકે તથા પરલોકે કલ્યાણની પરંપરા થાય ઇત્યાદિક ધર્મ્મશિક્ષા ગુરૂયે કહી. પછી ઘણા કાલસુધી સદાગમ વિધિયે ચારિત્ર પાલી મનીષી મોક્ષે પ્હોતો અને મધ્યમબુદ્ધિપ્રમુખ તો ચારિત્ર પાલી દેવલોકે પહોતા અને બાલ તો સ્પર્શનનામા પાપમિત્રને સંગે ઘણો કાલ દુઃખ પામ્યો.

॥ ઇતિ વિદુરોક્તં સ્પર્શનકથાનકં સમાપ્તં ॥

---

હવે વિદુર કહેછે જે હે નંદિવર્દ્ધન! એ કથાનક જે જૈનમતજ્ઞે કહ્યું તે મેં તમોને કહ્યું. તે વાત હમણા સંસારી જીવ અગૃહીતસંકેતા આગલ સદાગમ સાંભલતાં કહેછે જે ઇત્યા-

દિક વાત વિદુરપાસેથી સાંભલીને મેં વિદુરને કહ્યું જે એ કથા તો ઘણી સુંદર છે. તેવારે ફરી વિદુરે મને કહ્યું કે જો પાપમિત્રનો સંગ ન કરિયે.તો એ કથા સાંભલવાનો પરમાર્થ પામિયે. તેવારે સંસારી જીવ કહેછે જે મેં વિદુરને કહ્યું કે ખરી વાત છે. તે સાંભલી વિદુર હર્ષિત થયોથકો અવસર જાણી કહેવા લાગ્યો જે હે નંદિવર્દ્ધન! મેં લોકવાર્ત્તાયે.સાંભલ્યું છે જે એ તારો મિત્ર વૈશ્વાનર મહાદુરાત્મા છે. તેમાટે તું એની સોબત મુકીદે. વિદુરને એવી શિક્ષા દેતો જોઈ વૈશ્વાનરે મુઝને ક્રૂર ચિત્તરૂપ વડું ઉપચાર્યું એટલે મેં ક્રોધ કરી વિદુરને કહ્યું જે અરે દુરાત્મા! તું મુઝને તે બાલસમાન ગણેછે અને પરમ હિતકારક જે વૈશ્વાનર તેની સાથેની મિત્રાઈ તોડાવવા વાંછેછે માટે જા હવે ઇહાંથી, એમ કહી તમાચો માર્યો. પછી તિહાંથી વિદુરે નાશીને પદ્મરાજાપાસે આવી સર્વ મારી વાત કહી. રાજા તે વાત સાંભલી અસાતા ધરી રહ્યો. કેટલાક દિવસ વિત્યાપછી મને કલા શિખ્યો જાણી તથા યૌવન અવસ્થા પ્રાપ્ત થયો જાણી રાજાયે તેડાવી લઈ રાજમંદિરમાં રાખ્યો.

હવે એકદાસમે મારો મામો જે કનકચૂડ તેનો પુત્ર કનકશેખર તે પોતાના પિતાથી રીસાઈને અમારે નગરે આવ્યો. એ વાર્ત્તા જાણી હું સામો જઈને કનકશેખરને તેડી આવ્યો. મારો પિતા પદ્મરાજા તથા નંદા માતાપ્રમુખ હર્ષ પામ્યા.

ઇહાં કનકશેખરને સુખે રહેતા થકાં મેં એક દિવસે પુછ્યું જે હે ભાઈ! તારે પિતાસાથે શાવાસ્તે ક્લેશ થયો? તેવારે કનક-શેખર પોતાની હકીગત કહેછે—

કુશાવર્ત્ત નગરે કનકચૂડરાજા તેની 'અચ્યૂતમંજરી' રાણીયે લાડલડાંવીને મને મહોટો કર્યો. એકદા મારાં મિત્રના સ-મુદાયે પરવર્યો થકો હું વનક્રીડાયે ગયો હતો. તિહાં એક વૃક્ષતલે યોગિંદ્ર મુદ્રાયે બેઠેલા સાધુને જોઈ તેમને પ્રણામ કરી હું તિહાં બેઠો. સાધુયે પણ મને ધર્મલાભ દેઈ ધર્મદેશના દીધી. તેમાં સાધુધર્મ અને શ્રાવકધર્મ બેહુ કહ્યા—હું સાધુધર્મ દુઃકર જાણી શ્રાવક વ્રત આદરી પાછો મારા મં-દિરે આવ્યો. તે દિવસ પછી હું જેને શ્રાવક જાણું તેની સાથે મિત્રાચારી કરૂં અને તેનાઉપર કોઈ જાતનો કર અથવા દંડ કરૂં નહીં. તેવું જાણી ઘણા લોક શ્રાવક થયા. હવે તે રાજાને દુર્મુખ નામે પ્રધાન છે. તેણે એ મારી ચાલ જોઇને રા-જાને જઈ કહ્યું જે હે રાજન્! તમે તો સર્વ અધિકાર પુત્રને ભલાવ્યો છે. પણ પુત્ર તો કોઇની પાસેથી કોઈ જાતનો પણ કર અથવા દંડ લેતો નથી માટે એ રીતે તમારૂં રાજ્ય ચા-લશે નહીં કેમકે કર દંડવિના કોઈ લોક માને નહીં. એ વાત દુર્મુખ પ્રધાનના મુખંથી સાંભલી રાજાયે દુર્મુખને કહ્યું જે તું જઇને મારા કુમરને શિખામણ આપ. તે ઉપરથી દુ-

મુખે આવીને મુજને તેજ રીતે કહ્યું. તે સાંભલી મેં કહ્યું જે કર તથા દંડ તો જે અન્યાયી હોય તેના ઉપર નાખિયે પણ ન્યાયવંત ઉપર દંડાદિક કરવું સાંભલ્યું નથી. ઇત્યાદિક મારાં વચન દુર્મુખે સાંભલીને મુઝને કપટે વર્ણવી, પ્રજાલોકને એકાંતે તેડાવી ભય દેખાડી સર્વ પાસેથી કર તથા દંડ લેવરાવ્યા. વલી તે પ્રજાલોકને એવી ધમકી આપી કે જો કુમરને કહેશો તો હું તમને મહોટી શિક્ષા આપીશ. એમ કહી પ્રજાલોકને વિસર્જ્યા. હવે તે વાત ચતુર દૂતદ્વારે મેં જાણી અને મારા પિતાયે પણ એ વાત જાણી; છતાં દુર્મુખને કાંઈ કહ્યું નહીં. તેમાટે હું મારા પિતાથી રીસાવી આવ્યો છું. ઇત્યાદિક કનકશેખરની વાત સાંભલી પદ્મરાજાયે તથા મેં કનકશેખરને ઘણી આશ્વાસના દઇ રાખ્યો.

હવે એક દિવસે કનકચૂડરાજાના ૧ સુમતિ, ૨ વૈરાગ્ય અને ૩ કેશરી નામે ત્રણ પ્રધાન જયસ્થલ નગરે આવ્યા. રાજાને તથા કનકશેખરને પ્રણામ કરી, કનકશેખરને કહ્યું જે હે સ્વામિ! તમે ચાલ્યા પછી રાજા રાણી મહાદુઃખ પામ્યા અને દુર્મુખના પ્રપંચથી એ પ્રકાર તમારો જાણી દુર્મુખને કુટુંબસહિત દેશબહાર કાઢી મુકયો અને ચતુર દૂતના વચનથી તમને ઇહાં આવ્યા જાણી રાજાયે એવી પ્રતિજ્ઞા કરી કે

મ્હારો પુત્ર ઈહાં આવે તોજ હું આહાર કરૂં. એવી પ્રતિજ્ઞા કરી બેઠા એટલામાં વલી એક વાત બીજી બની.

વિશાલાનગરીનો નંદન નામે રાજા, તેની એક પ્રભાવતી અને બીજી પદ્માવતી નામની બે સ્ત્રી છે. તેમને ૧ વિમલાનના અને ૨ રત્નાવતી, નામેં બે પુત્રી છે. તેમાં વિમલાનનાને પ્રભાવતીયે પોતાના ભાઈ પ્રભાકર નામે કનકપુરના રાજા તેનો પુત્ર વિભાકર નામે છે તેને દીધી છે. કેટલેક દિવસે વિમલાનનાએ કનકશેખરનું વર્ણન સાંભળી તેનાઉપર સરાગિણી થઈને પોતાના પિતાને કહ્યું જે મારૂં પાણિગ્રહણ કરાવો તો કનકશેખર સાથે કરાવો પણ વિભાકરને હું પરણીશ નહીં. એવો પુત્રીનો આગ્રહ જાણી તેના પિતાયે તે વાત માની. એટલામાં રત્નવતીયે કહ્યું જે હું પણ કનકશેખરના કોઈ મિત્રને પરણીશ કેમકે મ્હારે વિમલાનના સાથે વિયોગ ન થાય અને જો કનકશેખરને પરણું તો સપત્નીપણું થાય. ઇત્યાદિક વાત સાંભલી રત્નવતીનું વચન પણ પિતાયે માન્યું. પછી રાજાયે બેહુ કન્યાને ઘણા પરિવારસહિત આપણે નગરે મોકલી છે. તે સાંભલી આપણો કનકચૂડરાજા દુઃખાક્રાંત થયો છે. તે માટે હે કનકશેખરજી ! તમારા માતા પિતાને હર્ષ ઉપજાવવામાટે તુરત આપણા નગરે પધારો. એ વાત સાંભલી

કનકશેખર પદ્મરાજાને પુછી, સંસારી જીવ કહે છે જે મુઝનેસાથે લઈ ઘણા પરિવારે ચાલ્યો. હવે માર્ગે જાતાં રૌદ્રચિત્ત નામે અંતરંગનગર આવ્યું. તિહાં દુષ્ટાભિસંધિ નામે રાજા તેની નિઃકરૂણતા નામે સ્રીને હિંસાનામે પુત્રી છે. એવામાં તામસચિત્તનામે નગરથી મહામોહનો પુત્ર દ્વેષગજેંદ્ર રાજા તેની અવિવેકતા સ્રી તે ગર્ભવતી થયેલી છતાં કોઇક પ્રયોજને રૌદ્રચિત્તનામા નગરે આવી. તેને દુષ્ટાભિસંધિરાજા સાથે પરિચય થયો તેથી તિહાં વૈશ્વાનરનો જન્મ થયો.

હવે સંસારી જીવ અગૃહીતસંકેતા આગલ કહેછે જે—મુઝને મનુષ્યગતિ નગરીયે આવ્યો જાણીને અવિવેકતાયે વૈશ્વાનરસાથે સંબંધ કરાવ્યો. તે વૈશ્વાનરે જેમ કનકશેખર ન જાણે તેવી રીતે રૌદ્રચિત્ત નગરે તેડીજઈને મુઝને હિંસાનામે કન્યાસાથે પ્રીતિ ઉપજાવીને તેનું પાણિગ્રહણ કરાવ્યું, અને મને એવું કહ્યું કે જો આહેડો કરો તો હિંસાનામા સ્રી તમારે આધીન થાય. એમ કહી વૈશ્વાનરે મુઝને મૃગયા રમવા શિખવ્યું. હવે તિહાંથી વલી કનકશેખર અને હું બંને જણ ચાલ્યા. માર્ગમાં એક વિષમકૂટનામા પર્વત આવ્યો. તિહાં અમર્ષનામે ચોરટાની મંડલી વસે છે. તેને પૂર્વે કનકચૂડરાજાયે ઘણા પરાભવ્યા છે. તે વૈરનેલીધે કનકશેખરને આવતો જાણી તે ચોરટા ઘણા ચોરે પરવર્યા થકા સંગ્રામ કરવાને

આવ્યા. તિહાં યુદ્ધ કરતાં કનકશેખરનું કટક ભાગ્યું. એટલે વૈશ્વાનરે મુઝને ક્રૂર ચિત્તરૂપ વડાં ખવરાવ્યાં અને મારી હિંસાનામે સ્ત્રીયે મને ઉત્કર્ષ ચડાવ્યો. તે વખતે પ્રવરસેન નામે જે ચોરટાનો સ્વામી તેણે ઘણા સુભટાને મારા ઉપર મુકયા પણ પુણ્યોદયથી તે મુઝને પરાભવ કરી શક્યા નહીં અને મેં તે ચોરટાના પતિ પ્રવરસેનનું શિર છેદ્યું. તેવારે જયજયકાર શબ્દ થયો; સર્વ સૈન્ય આવી મળ્યું. અમર્ષ નામે ચોરટા પણ સર્વ મારા સેવક થઈને રહ્યા. અનુક્રમે કુશળક્ષેમે અમે કુશાવર્ત્ત નગરે પહોતા. કનકચૂડરાજા પ્રમુખ સર્વ લોક આનંદ પામ્યા. મહોટા આડંબરે દાન દેતા થકા નગરમાં પ્રવેશ કરાવ્યો. વિમલાનના તથા રત્નવતીપણ આનંદિત થઈ. રાજાયે મહોટા મહોત્સવે વિવાહકરી વિમલાનના કનકશેખરને પરણાવી અને સંસારી જીવ કહેછે કે રત્નવતી મુઝને દીધી.

હવે એ બે સ્ત્રીઓ બીજે દિવસે કુતુહલે વનક્રીડા કરવા ગઈ છે એટલામાં નગરનેવિષે કોલાહલ થયો જે, કોઈ પર કટક આવીને વિમલાનના તથા રત્નવતીને હરી જાયછે. તે સાંભળી અમેપણ લશ્કર લઈ તેની પછવાડે થયા. તેના લશ્કરને જઈ મળ્યા. તેવારે ખબર પડી જે વિમલાનનાનો જેની સાથે વિવાહ મેલવ્યો હતો તે વિભાકરરાજાનું એ લશકર છે. પછી તેની સાથે મહાયુદ્ધ થયું. એટલામાં વિભાકરનો કાકો

કલિંગદેશનો સ્વામી સમરસેનરાજા તે અમારા સૈન્યને ભાંજતો શસ્ત્રધારા વરસાવતો આવ્યો. તેને મેં વૈશ્વાનર તથા હિંસાને બલે ખડ્ગે હણ્યો. વળી બીજો વિભાકરનો મામો બંગાધિપતિ દ્રુમરાજા તે કનકચૂડ સાથે યુદ્ધ કરતો હતો તેને પણ મેં હણ્યો. પછી કનકશેખરની સન્મુખ યુદ્ધ કરનાર વિભાકરરાજાને પણ મેં ઘાએ હણ્યો. તેથી વિભાકર પૃથ્વીયે પડ્યો. વળી વિભાકરને સજજ કરી કનકશેખરે કહ્યું જે હે ભલા શૂરવીર! ફરી મારી સન્મુખ થા. તે સાંભળી વિભાકરે કહ્યું જે હે કનકશેખર! હવે તું સ્વામી અને હું સેવક; કેમકે હું પૃથ્વીયે પડ્યો હતો તેવારે તેં ન હણ્યો તો હવે કેમ સામો થાઉં. એમ સાંભળી સર્વને હર્ષ થયો. જયજયકાર શબ્દ થયો. વિમલાનનાને તિહાંથી આશ્વાસના દેઈ કનકચૂડે પોતાને રથે બેસાડી. અને રત્નવતીને મારા રથમાં બેસાડી. જયપતાકાબરી મ્હોટા મહોત્સવે નગરમાં પ્રવેશ કર્યો. રાજા તથા કનકશેખર પ્રમુખ પોતાને સ્થાનકે ગયા અને હું રથે બેઠો થકો રાજમાર્ગે જાઉંછું એટલામાં કનકચૂડરાજાની સ્ત્રી મલયમંજરી તેની કનકમંજરી નામે પુત્રીને મેં ચોખે બેઠી દીઠી. તે મહારૂપવંત હતી માટે મારી દૃષ્ટિ તિહાં લાગી રહી અને તેની દૃષ્ટિ પણ મારા ઉપર લાગી રહી. એવું દેખી મારા તેતલીનામે સારથીની દૃષ્ટિ પણ મારાઉપર લાગી.

પછી તે સારથીયે મને વાર્યો થકો હું મહારા મંદિરે ગયો. પણ તે રાત્રિયે મને વિરહની વેદના નારકીનીપરે ભોગવતાં થઈ. પ્રાતઃકાલે તે કનકમંજરીની વિરહની વાત તથા મારીસાથે કનકમંજરીનો વિવાહ મેલવવાની વાત તે કનકમંજરીની ધાવ્ય કપિંજલાનામે ગુણિકા છે તેની પાસેથી સાંભળીને હું ઘણો હર્ષવંત થયો. એટલામાં વિમલનામે રાજાંનો પ્રધાન તેણે આવી મને કહ્યું જે હે નંદિવર્દ્ધનજી! તમને ગુણવંત જાણીને રાજાયે તથા કનકશેખરે વિચાર કરી કનકમંજરી તમને દીધી છે અને કનકમંજરીની બેહેન જે મણિમંજરી તેતો તમારા શીલવર્દ્ધનનામા પ્રધાનને પૂર્વે પરણાવી છે. એ વચન વિમલપ્રધાનનું સાંભળી એ વાત મેં તથા તેતલીયે કબુલ કરી. અનુક્રમે વિવાહ થયો. પછી બેહુ સ્ત્રી સાથે ભોગવિલાસ કરતાં કેટલાક દિવસ વિતી ગયા. હવે વિભાકરરાજાને ઘા લાગ્યો હતો તેથી તે રાજા એજ નગરમાં રહ્યો હતો. તેને સમાધી થયે થકે કનકચૂડે ઘણું સન્માન કરી પોતાને દેશ વિદાય કર્યો. પણ તે વિભાકર સાથે મારે ઘણી પ્રીતિ થઈ.

હવે હું જે દરરોજ આહેડો કરૂં તે વાત કનકશેખરે જાણીને એક દિવસે સભામધ્યે મારા સાંભળતાં પોતાના પિતા પાસે કહેવરાવ્યું જે વૈશ્વાનર, તથા હિંસાને વશે જે મૃગયા કરે તે ઘણી વિડંબના પામે. ઇત્યાદિક વાતો સાંભળી મને

ક્રોધ ચડ્યો. હું છુરી કાઢીને કહેવા લાગ્યો જે અરે દુરાત્મા કનકચૂડ! અરે પાપિષ્ટ કનકશેખર! તમે મારા મિત્ર વૈશ્વાનર તથા મારી સ્ત્રી હિંસાની હાંસી કરોછો પણ જો એ બે નહોત તો આ તમારો દેશ રહેત નહીં, જાતો રહેત. એમ ક્રોધસહિત બોલતો મુજને દેખીને સર્વ સભા નાશી ગઈ. માત્ર રાજા તથા કનકશેખર બે જણ એકલા રહ્યા. તોપણ તેમના પુણ્યને બલે હું તેમને હણ્યાવિના એમજ રિસાઇને મારે મંદિરે આવ્યો. પછી રાજાદિકે પણ મને ઉવેખી મુક્યો, અને હું પણ સભામાં જાતો નહતો. એમ કેટલાક દિવસ વિત્યા પછી મહારા જયસ્થલનગરથી એક દૂત આવ્યો. તેણે મને કહ્યું જે આપણા નગરે વંગદેશનો યવનનામે રાજા કટક લઈ ચડી આવ્યોછે. તેણે સર્વ નગર ઘેરી લીધું છે. લોક સર્વ મહાભયભીત થયા છે. શું જાણિયે આજકાલ તિહાં શી હકિકત બની હશે! પછી મતિધન તથા બુદ્ધિવિશાલપ્રધાને માહોમાંહે વિચાર્યું જે ઈહાં રાજાને જણાવશું તો રાજા દુહવાશે અને કહેશે જે આવા વિગ્રહમાં નંદિવર્દ્ધનને શું તેડાવો છો. એમ વિચારી રાજા ન જાણે તે રીતે મને તમને તેડવા મોકલ્યો છે. તેમાટે તમે વહેલા ચાલો. જે થકી આપણા નગરને કુશલ થાય. એ વાત સાંભળી.—

હું પોતાનો પરિવાર લેઈ કનકચૂડરાજાદિકને પુછ્યાવિ-

નાજ તિહાંથી ચાલ્યો. કેટલેક દિવસે મારે નગરે આવ્યો. તિહાં યવનરાજા સાથે મહાયુદ્ધ કરી મેં તેનું શિર છેદ્યું. જય જય શબ્દ થયો. તે વાત પદ્મરાજાયે જાણી. રાજા અને પ્રધાન તથા માતા પ્રમુખ સર્વ આવી મલ્યા. સર્વને આનંદ થયો. મહારો યશવાદ સર્વત્ર પસર્યો. એ રીતે હે અગૃહીતસંકેતા! મેં જે ચારનાપતિ પ્રવરસેનને હણ્યો, તથા સમરસેન અને દ્રુમરાજાને હણ્યા, તથા યવનરાજાને હણ્યો તથા કનકમંજરી અને રત્નવતી સરખી કન્યા હું પરણ્યો એ સર્વ મારા પુણ્યોદયથી થયું પણ મેં તે જાણ્યું નહીં. મેં તો એ સર્વ વૈશ્વાનરથીજ મને ભલું થાયછે એમ જાણી, ફરી ઘણોજ વૈશ્વાનર તથા હિંસાનો સંગ કર્યો. એમ કરતાં ઘણા દિવસ વ્યતિક્રમ થયા.

હવે એકદા હું મૃગયા રમવા ગયો હતો તેથી સભાને વખસે આવ્યો નહીં. તેવારે રાજાયે વિદુરને મોકલી મારી ખબર કઢાવી. વિદુરને કોઈયે કહ્યું જે નંદિવર્દ્ધન તો દરરોજ આહેડો કરવા જાયછે, આજ વલી હજીસુધી આવ્યો નથી. તે વાત સાંભલી વિદુરે રાજાને કહી તેથી રાજાયે મને ઘણો વાર્યો પણ મેં રાજાનું કથન માન્યું નહીં. ફરી રાજાયે જૈનમતના જાણને તેડી પુછ્યું, તેવારે તેણે કહ્યું જે ચિત્તસુંદરનગરનો શુભપરિણામરાજા તેની બીજી સ્ત્રી ચારૂતા-

નામે છે. તેની દયાનામે પુત્રી તે તમારા કુમરને પરણાવો તો એ હિંસા તથા મૃગયાદિક વ્યસનને મુકી દેશે. પણ તે તો ક્ષમાનીપરે કાલાદિક સામગ્રીયે પરણશે. ઇત્યાદિક સાંભલી રાજાયે મને ઉવેખી મુક્યો.

હવે એકદા રાજાએ શુભમુહૂર્તે મહોટે આડંબરે મને યુવરાજપદવી દીધી. તેજ વખતે શાર્દૂલપુર નગરનો અરિદમન રાજા તેનો સ્ફુટવચન નામે પ્રધાન છે. તે તિહાં આવી રાજાને પ્રણામ કરી કહેવા લાગ્યો જે હે સ્વામી !. તમારો નંદિવર્દ્ધન પુત્ર તે મહાગુણવંત છે માટે અમારા રાજાની મદનમંજૂષા નામે પુત્રી છે તેનો નંદિવર્દ્ધન સાથે વિવાહ મેલવવા હું આવ્યો છું. તે સાંભળી પદ્મરાજા પ્રમુખ આનંદ પામ્યા. વિવાહ મેલવવા માંડ્યો. એટલામાં મેં તે સ્ફુટવચમ પ્રધાનને પુછયું જે શાર્દૂલપુરનગર ઈહાંથી કેટલું દૂર છે? તેણે કહ્યું અઢીસો યોજન દૂર છે. તે સાંભળી મેં કહ્યું એક ગાઉ ઉણા અઢીસેં યોજન છે. એમ કહેતાં મહારે અને સ્ફુટવચનને માંહોમાંહે વિવાદ થયો. એટલે મેં મહાવિકાળ ખડ્ગ કાઢ્યું. તેવારે પુણ્યોદય જે મારી સન્મુખ હતો તે મને નિર્ગુણી અને અયોગ્ય જાણી નાઠો. મેં તે સ્ફુટવચનને હણ્યો. તેવારે પદ્મરાજા સિંહાસનથી ઉઠી મને વારવા આવ્યો. મેં વિચાર્યું જે જુઓ આ મારો પિતા તે મારા વૈરીનો પક્ષ કરેછે.

એમ જાણી ક્રોધવશે પિતાને પણ હણ્યો. એટલે સુનંદાનામે મારી માતા તે મંદિરમાંથી રૂદન કરતી પોકાર કરતી આવીને મારે હાથે વળગી. તે માતાને પણ મેં હણી નાખી. એટલે માહરો પરમમિત્ર જે શીલવર્દ્ધન અને તેની સ્ત્રી જે મણીમંજરી તથા મારી સ્ત્રી રત્નવતી એ ત્રણે જણા મને વારવા આવ્યા તેને પણ મેં હણ્યા. તે વારે મદનમંજરી જે મહારી હૃદયવલ્લભા તે વારવા આવી તેને પણ મેં ક્રોધવશે હણી નાખી. તથા બીજા પણ બાંધવ પ્રધાનાદિક જે જે વારવા આવ્યા તે સર્વને મેં હણ્યા. એમ ઘણાને હણતાં મારૂં પહેરવાનું વસ્ત્ર નિસરી ગયું. મસ્તકના કેશ છુટા થઈ ગયા તેથી પિશાચસરખો મને નગ્ન દેખીને બાલક હસવા લાગ્યા. તે દેખી હું ક્રોધે કરી તે બાલકોને મારવા દોડ્યો. તેથી ઘણા લોકે મલીને મને પૃથ્વીએ પાડ્યો. મારા હાથમાંથી તરવાર ખેંચી લઈ પાછલથી બાંધી મહાકષ્ટકારી અંધારે બંદીખાને નાખ્યો. તિહાં એક મહીનાસુધી ક્ષુધા તૃષાયે પીડ્યો થકો મસ્તકવડે બંદીખાનાના કપાટ ભાંજતા છતાં પણ કોઈએ કાઢયો નહીં. પછી ઘણુંજ આક્રાંત થવાથી ક્ષણેક નિદ્રા આવી. એટલે ઉંદરે મારો પાશ ત્રોડી નાખ્યો. હું જાગ્યો તેવારે મહારા હાથ છુટા જાણી કપાટ ઉઘાડી બહાર નિકળ્યો. તે વખત રાત્રી ઘણી હતી. લોકતો નિદ્રામાં હતા. તે

વારે હું ક્રોધવશે ઠામ ઠામ અગ્નિ દઈ સંપૂર્ણ નગરદાહ કરી નાશી ગયો. અટવીમાં જતાં ચોર મલ્યા તેઓ ઘણી કદર્થનાયે મને પકડીને ચોરના સ્વામીપાસે લઈ ગયા. તેણે કહ્યું જે આં પુરુષ દેખીતો મહાદુષ્ટ છે. તેમાટે સારીપેઠે કષ્ટ આપીને બંદોબસ્ત કરી રાખવો કેમકે બબ્બરકુલે વેચવાને કામ આવશે. એમ કરી રાખ્યો. એટલામાં વિભાકરરાજાના કટકે તે ચોરોની પાલ ભાંગી સર્વે ચોરોને બાંધી લઈ ગયા. તેનીસાથે મને પણ બાંધીને લઈ ગયા. પછી કનકપુરનગરે જઈ તે સર્વ બંદીવાનો વિભાકરરાજાને દેખાડ્યા. તેવારે જોતા થકા મુઝને વિભાકરે ઓળખ્યો. વિભાકરે મને પુછ્યું જે હે ભાઈ નંદિવર્દ્ધન ! તારી આ અવસ્થા કેમ થઈ ? તે વારે મેં સર્વ મારી વિતેલી વાત કહી સંભલાવી. તે સાંભલી વિભાકર મહાદુઃખ પામી મને કહેવા લાગ્યો જે હે ભાઈ! એ અનર્થ તેં શાવાસ્તે કર્યો ? તે સાંભલી મને ક્રોધ ઉપનો પણ મહારીપાસે કોઈ શસ્ત્ર હતું નહીં કે જેણે કરી હું વિભાકરને હણું.

હવે એવું મારૂં ચિત્ત દિલગીર થતું જાણી વાત કરવી મુકી દઈને વિભાકરે મને બંધ છોડાવી મજ્જન કરાવી ભલાં વસ્ત્ર અલંકાર પહેરાવી અર્ધાસને બેસાડી સુખની વાત કરવા માંડી. એટલામાં ભોજન કરવાનો વખત થયો. તિહાં મેં અને વિભાકરે ભલી વિધિયે ભોજન કર્યું. હવે તે વિભાકર-

રાજાનો મતિશેખર નામે પ્રધાન છે તેણે મને કહ્યું કે જે દિવસથી પ્રભાકરરાજા પરલોકે પહોચ્યા છે તે દિવસથી આજપર્યંત વિભાકરરાજાને અસાતાજ હતી. તે હે નંદિવર્દ્ધનજી! તમે મળ્યા માટે રાજા આજે સુખ પામ્યા છે. હવે વિભાકરે આંસુપૂર્ણ નયને કરી મને કહ્યું કે હે ભાઈ! પિતાતો પરલોક પહોચ્યા હવે અમારો તુંજ પિતા, આ રાજ્ય તારૂં, હું તો તારો સેવક, જે મને બતાવીશ તે હું તારી સેવા કરીશ. ઇત્યાદિક વચન કહ્યાં પણ મેં તે વૈશ્વાનરને વશે સર્વ કપટ જાણ્યું. એટલામાં રાત્રીનો સમય થયો. સભા સર્વ વિસર્જી રાજા અને હું બન્ને જણ એક શય્યાયે સુતા. વિભાકરને નિદ્રા આવી એટલે હું વિભાકરનું ખડ્ગ લઈ વિભાકરનું શિર છેદી નાઠો. જંગલ અટવી ઉલંઘતાં હું કુશાવર્ત્તનગર આગળ નિસર્યો. તિહાં મને લોકે દીઠો. તેણે રાજાને જઈ મારા સમાચાર કહ્યા. રાજા કનકચૂડ અને કનકશેખર મારી સન્મુખ આવ્યા. મને પુછ્યું જે તમે એકાકી આવે વેશે કેમ આવ્યા છો? તે વારે મેં મારી વિતેલી સર્વ વાત કહી. તે સાંભલી કનકશેખરે કહ્યું કે જેને ક્રોધ અને હિંસા સમીપે હોય તેની એવીજ અવસ્થા થાય. તે સાંભળી મને ક્રોધ ચડ્યો અને કનકશેખરનીજ કેડ થકી છુરી લઈને એને હણું એમ વિચારૂં છું એટલામાં કોઈક દેવતાએ મુજને થંભી રાખી

ત્યાંથી ઉપાડી પ્રવરસેનભીલ્લની પાસે જઈ મુક્યો. તે ભીલ્લે મને ઓળખી પહેલા મારા સેવક થઈ રહ્યા હતા માટે મને ઘણો આદર આપી સિંહાસને બેસાડી સર્વ વાત પુછી. મેં સર્વ વાત કહી. એટલે સર્વ ભિલ્લે મસ્તક ધુણાવ્યું અને માઠું થયું એમ કહેવા લાગ્યા. તેવારે મને વૈશ્વાનર દીપ્યો. પછી કોઈક ભિલ્લનું શસ્ત્ર લઈને કેટલાક ભિલ્લોને ત્યાં હણ્યા. પછી તેઓએ મને દુષ્ટ જાણી પકડી બાંધીને ઘણી કદર્થના કરી; રાત્રે તે અટવી ઉલંઘાવીને શાર્દૂલપુરનગર આગળ મુકી ગયા. તે ભિલ્લોએ એમ વિચાર્યું જે એને મારી નાખશું તો સ્વામીઘાતનો અપવાદ આવશે માટે એમજ મુકી ગયા. એ-વામાં સૂર્યોદય થયો. મેં ચારે તરફ જોયું તો એક દિશાએ મહોટા અતિશયે કરી યુક્ત એવા વિવેક નામે કેવલી, અનેક દેવ-તાએ પરવર્યાસતા, ગોવ્યાઘ્રાદિક જીવોની પણ વિરોધની વાત શમાવતા થકા સુવર્ણકમલે બેઠા થકા ધર્મની દેશના આપેછે. અને તે નગરનો રાજા અરિદમન મહાઆડંબરે સપરિવારે વાંદવા આવી ધર્મદેશના સાંભલેછે. કેવળીએ કહ્યું જે અનાદિ-સંસારે જૈનધર્મની પ્રાપ્તિ પ્રાણીને દુઃકર છે. તે જૈનધર્મ પામીને સાધુમાર્ગ તથા શ્રાવકમાર્ગને જે આદરે તેને નિર્વાણમાર્ગનું સાધન થાય. ઇત્યાદિક ધર્મદેશના સાંભલીને રાજાએ પુછ્યું કે હે ભગવન્! મહારી પુત્રીનો વિવાહ કરવાને મેં મારા સ્ફુટવ-

ચન નામે પ્રધાનને જયસ્થલનગરે મોકલ્યો હતો. તેની પાછી કશી ખબર આવી નહીં. તેવારે મેં બીજો માણસ મોકલી ખબર કઢાવી તો તેણે કહ્યું જે જયસ્થલનગરને ઠેકાણે તો પ્રજ્વલિત અટવી દેખાયછે. આગલાં પાછલાં ગામ તો સર્વ ઉધ્વંસ દેખાયછે. તો એ ગામનો પદ્મરાજા અને નંદિવર્દ્ધન પ્રમુખ સર્વ ક્યાં ગયા. એવું રાજાએ પુછયે થકે કેવળી કહેછે જે પેલો અહીંથી થોડેક દૂર મજબુત બંધે બાંધ્યો જે પુરૂષ દેખાયછે તે જૂઓ. રાજાએ જોયું એટલે કેવળીએ કહ્યું જે એ નંદિવર્દ્ધન છે. એને દ્વેષ ગજેંદ્રરાજાની સ્ત્રી જે અવિવેકતા તેનો પુત્ર જે વૈશ્વાનર બીજું નામ અનંતાનુબંધી ક્રોધ તેનીસાથે મિત્રાઇ છે. તથા રૌદ્રચિત્તનગરનો રાજા દુષ્ટાભિપ્રાય તેની સ્ત્રી નિઃકરૂણતા તેની પુત્રી જે હિંસા તે એની સ્ત્રી છે. તેના વશવર્ત્તિ રહેવા થકી એના એ હાલ થયાછે. એમ કંહી મારી સર્વ વાત તે રાજા આગલ કેવળીએ કહી. તેવારે રાજાએ પુછયું જે એ નંદિવર્દ્ધનને એનીસાથે સંબંધ થયે. કેટલાક દિવસ થયા. તેવારે કેવળીએ કહ્યું જે—

અસંવ્યવહારનગરથી માંડી અનંતકાલનો સંબંધ છે. પણ આભવે તો પ્રગટપણે છે. તે ઉપર વલી રાજાએ પુછયું જે એ નંદિવર્દ્ધન રૂપવંત શૂરવીર પરાક્રમી ઇત્યાદિક અનેક ગુણવંત કહેવાતો અને જ્યાં ત્યાં એનો જય સંભલાતો હતો તે કેમ?

તેવારે કેવળીએ કહ્યું જે એને જ્યાંસુધી પુણ્યોદય સખાઇ હતો ત્યાંસુધી તે જેમ પ્રવર્त્તતો તેમ ભલુંજ થતું હતું પણ સ્फુટ-વચન સાથે જેવારે વિવાદ થયો તેવારે તે પુણ્યોદય ન હતો તેથી એની એ અવસ્થા થઈ. તે સાંભલી વળી, રાજાએ પુછ્યું જે એ હિંસા અને ક્રોધસાથે બીજા કોઇનો સંબંધ છે? તેવારે કેવળીએ કહ્યું જે, સર્વ સંસારી જીવોસાથે એનો સંબંધ છે. હવે કેવળી તે સંબંધની વાત વિસ્તારે કહેછે.

હે રાજન્! જીવમાત્રને ત્રણ ત્રણ કુટુંબ છે. તેમાં ક્ષમા સરલપણું નિર્લોભીપણું જ્ઞાન દર્શન ચારિત્ર સત્ય શૌચ તપ સંતોષપણું ઇત્યાદિક તો સ્વાભાવિક અંતરંગ પ્રથમ કુટુંબ છે. તથા ક્રોધ માન માયા લોભ રાગ દ્વેષ અજ્ઞાન શોક ભયપ્રમુખ બીજું કુટુંબ છે. તથા માતા પિતા પુત્ર પુત્રી સ્ત્રી પ્રમુખ ત્રીજું કુટુંબ છે. તેમાં પહેલું કુટુંબ તો જીવને મોક્ષ પમાડેછે અને બીજું કુટુંબ તે અભવ્યને તો અનાદિ અનંતકાલ હોય અને ભવ્યને તો અનાદિ અને અંતસહિત હોય તથા ત્રીજું કુટુંબ તો સર્વ સંસારી જીવને ભવોભવે નવું નવુંજ હોય. પણ કેટલાક અઘોરકર્મી તે ત્રીજા કુટુંબને પોષવામાટે બીજા કુટુંબને આદરી પ્રથમ કુટુંબને આઘું ઠેલી મુકેછે અને જે આસનસિદ્ધિ જીવ હોય તે તો મહોટા પરાક્રમે શૂરવીર થઇને બીજા તથા ત્રીજા કુટુંબને મૂલથી ત્યાગી પહેલાજ કુટુંબને આદરી

મહાઆનંદ પામેછે. ઇત્યાદિક વાત કેવળીભગવંતના મુખથી સાંભલી રાજાએ પુછ્યું જે, હે સ્વામી! જેથકી પ્રથમ કુટુંબ પામીએ તેવો ઉપાય કહો? તેવારે કેવળીભગવાન કહેછે—

હે રાજન્! સાધુનીપરે મહાનિર્દય થઈ પહેલા કુટુંબના જોરે કરી અપ્રમત્ત થઈને બીજા કુટુંબને નિરંતર હણે એટલે જ્ઞાને કરી મહામોહને હણે, તથા વૈરાગયંત્રે કરી રાગને હણે, તથા મૈત્રીરૂપ બાણેકરી દ્વેષને હણે, અને ક્ષમારૂપ કરવતે-કરી ક્રોધને હણે, તથા નમ્રપણારૂપ ખડ્ગેકરી માનને ખંડ ખંડ કરીને હાથપણ ધોવે નહીં, વળી સરલપણારૂપ દંડે કરી માયાને હણે, અને નિર્લોભતારૂપ કુહાડે કરી લોભને હણે, તથા કામરૂપ સુભટને વસ્તુવિચારણાએ કરી મંકોડાનીપરે ચોળી નાખે, ધ્યાનરૂપ અગ્નિએ કરી શોકને બાળે, ધૈર્યરૂપ ભાલે કરી ભયને હણે, તથા હાસ્ય રતિ અને જુગુપ્સાને વિવેકરૂપ શક્તિએ કરી હણે, તથા પાંચેંદ્રિયરૂપ જે પાંચ ભાઈ તેને સંતોષરૂપ ખડ્ગે કરી હણે. એ રીતે નિર્દયી થઇને પ્રથમ કુટુંબે કરી બીજા કુટુંબને હણે તેવારે પ્રથમ કુટુંબ દીપ્ત થાય. તેણે કરી સમસ્ત અર્થની સિદ્ધિ થાય. એ વાત સાંભળી રાજાએ પુછ્યું જે હે ભગવન્! મુઝને તેનો સાર કહો. તેવારે ભગવાન બોલ્યા જે—

ત્રીજું અનિત્ય જે કુટુંબ છે તે મૂલથી પરિહરિએ તો બીજું કુટુંબ મુકાય. તેવાર પછી પ્રથમ કુટુંબ દીપાવિએ. ઇત્યાદિક

ધર્મદેશના સાંભલી સંસારનું સ્વરૂપ અસાર જાણી રાજઋદ્ધિ તથા ઇંદ્રાદિકપણાથી પણ ધર્મમાર્ગને અધિક જાણીને પોતાના શ્રીધરનામે પુત્રને રાજ્ય દઈ વિમલમતિ પ્રમુખ પ્રધાનસાથે વિધિપૂર્વક રાજાએ દીક્ષા લીધી. હવે તે સંસારીજીવ કહેછે કે તે વેળાએ રાજાએ મુઝને છોડાવી મુક્યો. હવે જે સમયે રાજા પ્રમુખે દીક્ષા લીધી તે સમયે કેટલાક ભારે કર્મી પાપિષ્ઠ નીચ વિષયલંપટી કુટુંબમોહી પ્રમુખલોક તો એવું વિચાર્યું જે રખેને રાજા આપણને પણ બલાત્કારે દીક્ષા અપાવે. એવો ભય પામીને નાસવા લાગ્યા. તથા કેટલાક નીચું મુખ કરી બેસી રહ્યા પણ દીક્ષા લીધી નહીં. હવે એ વિવેકનામા કેવળીએ રાજઋષિ પ્રમુખને સંવેગની દેશના દઈ વિહાર કર્યો. પર્ષદા પ્રમુખ સર્વ પોતપોતાને સ્થાનકે ગયા. તેવારે હે અગૃહીતસંકેતા! મેં વિચાર્યું જે એ દુષ્ટાત્મા કેવળી મારી નિંદા કરતો હતો તે જતો રહ્યો માટે ભલું થયું. તેવાર પછી હું ત્યાંથી ચાલ્યો. કેટલોક માર્ગ અતિક્રમ્યો. એટલે વિજયપૂરનો શિખરીનામે રાજા તેનો પુત્ર ધરાધરનામે તે મારા જેવોજ ક્રોધી તેમજ હિંસક છે. તેને રાજાએ દેશ બહાર કાઢી મુક્યો છે તે મને મળ્યો. મેં તેને માર્ગ પુછ્યો પણ તે પોતે ક્રોધી માટે મને જવાબ આપ્યો નહીં. તેથી મને પણ ક્રોધ વ્યાપ્યો. મેં તેનીજ કેડથી છુરી કાઢી. એટલે તેણે પણ વિકરાલ તર-

વાર અને જંબીઓ કાઢી મારી સામે યુદ્ધ કરવા માંડ્યું. એમ બંનેજણ યુદ્ધ કરતા મૃત્યુ પામી છઠ્ઠી નરકે ગયા. તેવારપછી ત્યાંથી નિકળી કેટલાક ભવ ભમતાં તીર્યંચપણે તથા નરકે કલહ કરતાંજે કાલ ગયો. હવે મારી ભવિતર્વ્યતાનામે જે સ્ત્રી તેણે કર્મરૂપ ગુટિકાઓ ખવરાવી અનંત કાલસુધી અસંવ્યવહારનગરે મુકી પ્રાયે સર્વત્ર સ્થાનકે નવાનવા વેષ લેવરાવ્યા. એમ અનંતકાલસુધી કષ્ટ ભોગવતાં ફરી ભવિતવ્યતા પ્રસન્ન થઈ. તેવારે મુઝને તેણે આહિરનો અવતાર લેવરાવી મધ્યમ ગુણ ઉપજાવી કહ્યું જે હે આર્યપુત્ર ! તેં ઘણાં કષ્ટ ભોગવ્યાં, હવે તુઝને પુણ્યોદય સહચારી ભલાવું છું માટે તું મનુષ્યગતિ નામની નગરીએ અવતાર લે. તેવારે મેં કહ્યું ભલું. એમ નંદિવર્દ્ધનના સંબંધથી ક્રોધ અને હિંસાનાં ફલ માઠાં જાણીને, તથા બાલ અને મનિષીના સંબંધથી સ્પર્શનેંદ્રિયનો અધમ વિપાક જાણીને હે ભવ્યજીવો ! તમે ક્રોધ તથા હિંસા પરિહરો અને સ્પર્શનેંદ્રિયનો જય કરો. જેમ સર્વ મનોરથ સિદ્ધ થાય.

**इति क्रोधेहिंसायां च नंदिवर्द्धन कथाः समाप्ताः**

---

હવે અગૃહીતસંકેતાને સંસારી જીવ કહેછે જે સિદ્ધાર્થ-પુરીનગરી તેનો નરવાહનરાજા તેની વિમલમાલા સ્ત્રીની કુક્ષી-નેવિષે અનુક્રમે હું અવતર્યો. પુણ્યોદય સાથે હતો તેથી શુ-ભમુહૂર્ત્તે મારો જન્મ થયો. રાજાએ મહામહોત્સવ કરી રિપુ-દારણ એવું મારૂં નામ દીધું. અનુક્રમે હું મ્હોટો થયો. તેવારે માતાપિતા તથા પ્રજાલોક ઘણું આનંદ પામ્યા. હવે જે અ-વિવેકતાનામે નંદિવર્દ્ધનના ભવે મારી ધાવ હતી તેણે વલી જાતિ લાભ કુલ ઠકુરાઈ બલ રૂપ તપ અને શ્રુત એ આઠ મ-દરૂપ આઠ મસ્તકે કરી શોભતો એવો શૈલરાજા અથવા મા-નનામે પુત્ર જણ્યો. તેથી અવિવેકતા ઘણું હર્ષ પામી. પછી તે શૈલરાજાસાથે મારે પ્રીતિ થઈ. તેથી દેવને તથા ગુરૂને તથા માતાપિતા પ્રમુખ કોઇને નમસ્કાર કરૂં નહીં. ઉંચી આંખે આ-કાશ જોતો ચાલું. કોઇને લેખામાં ગણું નહીં. પોતાનાજ જ-ત્યાદિકમદની વાત કરૂં. એવો મને માનસાથે મળ્યો જાણી પિતાએ પ્રધાનાદિક સર્વ પુરુષોને વારી મુક્યા જે કોઈએ રિ-પુદારણની આજ્ઞા લોપશોમાં. તે સાંભલી પ્રધાનાદિક લોક સર્વ મારી આજ્ઞામાં રહ્યા. મને દેખે એટલે પ્રણામ કરે. તેથી મેં જાણ્યું જે એ મહાત્મ્ય સર્વ માનમિત્રનું છે. એમ કરતાં કેટલાક દિવસ વિત્યાપછી તે શૈલરાજાએ મને વશ થયો

જાણીને સ્તબ્ધચિત્તનામે ઔષધ મહારે હૃદયે ચોપડ્યું તેથી હું પથ્થરના સ્તંભનીપરે સ્તબ્ધ થયો.

હવે એક દિવસે હું અંતરંગ ક્લિષ્ટમાનસંનામા નગરે ગયો. તિહાં દુષ્ટભાવનામે રાજા તેની જઘન્યતા હીનપરિણામનામે સ્ત્રી તેનો પુત્ર, મૃષાવાદનામે છે. તેને કપટ ચાડી પર દ્રોહાદિક પરિવારે પરવર્યો થકો મેં દીઠો. એટલે તે મૃષાવાદ સાથે મેં મિત્રતા કરી. તેંવાર પછી મારી પ્રવૃત્તિ એવી થઈ જે કોઈએ મારૂં કુકર્મ પ્રત્યક્ષ દીઠું હોય તે મને આવી કહે તોપણ હું તે વાત કબુલ ન કરૂં. કહું એક અને કરૂં બીજું. યદ્યપિ એક અહંકાર અને બીજો મૃષાવાદ એ બેહુ પાપ મિત્રના વશ થકી ક્રોડોગમે અનર્થ ઉપજે પણ પુણ્યોદય સખાયી હતો તેથી તે અનર્થ વિલય થઈ જતા હતા. પણ તે મેં અજ્ઞાનપણાના વશ થકી ન જાણ્યું. હવે મને કલા ભણવાને યોગ્ય જાણી નરવાહનપિતાએ મહામતિનામા કલાચાર્ય પાસે ભણવા મોકલ્યો. પિતાએ મને કહ્યું જે હે વત્સ! દિનપ્રત્યે ગુરુચરણે પ્રણામ કરી વિનયપૂર્વક વિદ્યા ભણજો. એવું સાંભળી મેં કહ્યું જે હે પિતા! તું તો મૂઢ દેખાય છે. એ કલાચાર્યમાં મારાથી શા અધિક ગુણ છે કે જે થકી હું એ ગુરુને નમસ્કાર કરૂં. તે સાંભલી રાજાએ કલાચાર્યને એકાંતે કહ્યું

જે એ રિપુદારણ અહંકારી છે. તેથી તમારો વિનયાદિક ન કરે તોપણ મારો પુત્ર જાણી ભણાવજો. ઇત્યાદિક વાતો કલાચાર્યે સાંભલી. પછી હું કલાચાર્યનો વિનયાદિક નકરૂં તોપણ તે મને ભણાવતા હતા. પણ સન્નિપાતીને જેમ જેમ દુધ ખવરાવીએ તેમ તેમ રોગ વૃદ્ધિ પામે તેમ હું પણ જેમ જેમ ભણું તેમ તેમ મને અવિનયાદિકની વૃદ્ધિ થતી ગઈ.

હવે એક દિવસે ગુરુએ મને કહ્યું જે હે વત્સ! કુપાત્રનીપરે ભણતાં છતાં પણ તું અવિનીત કેમ થાયછે? તે સાંભલી મેં ગુરુની ઘણીજ હેલના કરી; પણ ગુરુ સાંભલી રહ્યા. બીજા વિદ્યાર્થીઓને વારી મુક્યા જે કોઈ એ અધમને બોલાવશો મા. પછી ક્યારેક હું ગુરુને આસને જઈ બેસું. પુછે તો મૃષા બોલું જે કોણ બેઠો હતો. અથવા ગુરૂની નિંદા કરૂં. ગુરૂ તેવું દેખી વારે તો ગુરૂને પણ ખોટા ઠરાવું. ઇત્યાદિક ઘણો મારો અન્યાય જાણી ગુરૂએ મને હાંકી મુક્યો. હું રાજમંદિરે આવ્યો. રાજાએ મને પુછ્યું જે હે પુત્ર! તું શું શું ભણ્યો? તેવારે મેં મૃષાવશે કહ્યું જે વ્યાકરણ છંદ તર્ક ગણિત જ્યોતિષ ધનુર્વેદાદિક તથા બહોંતેર કલા ચોસઠ કલા પ્રમુખ સર્વ હું ભણ્યો. તે સાંભલી રાજા ઘણો હર્ષિત થયો. કલાચાર્યને ઘણું દ્રવ્ય અપાવ્યું. વળી રાજાએ મને કહ્યું જે—

शास्त्रं सुनिश्चितधिया परिचिन्तनीय ।
माराधितोपि नृपतिः परिशंकनीयः ॥
अंकस्थितापि युवतिः परिरंक्षणीया ।
शास्त्रे नृपे च युवतौ च कुतः
स्थिरत्वं ॥ १ ॥ इतिन्यायात् ॥

માટે હે વત્સ! વળી પણ ગુરૂપાસે રહી જે વિદ્યા ભણ્યા છો તે સંભારજો. તેવારે મેં કહ્યું સારૂં. એમ કહી રાજમંદીરની બહાર આવીને મેં મારા મૃષાવાદ મિત્રને પુછ્યું જે હે ભાઈ! તારી શક્તિ અત્યંત છે. એ શક્તિ તું ક્યાંથી ભણ્યો ? હવે મૃષાવાદ પોતાની શક્તિની વાત કહેછે—રાજસચિત્ત નગરનો રાગકેશરીનામે રાજા તેની મૂઢતાનામે સ્ત્રીને માયાનામે પુત્રી છે. તેને મેં માહરી મહોટી બેન કરી માની છે. તે માયાથી મેં એ શક્તિ જાણી. જો તારે એ શક્તિ શિખવી હોય તો વેશ્યાનેવાડે તથા દ્યૂતકારાદિક સ્થાનકે જઈ શીખવાનો ઉદ્યમ કર. અને હું પણ વખત ઉપર માયાને લઈને ત્યાં આવીશં. તે સાંભલી સંસારી. જીવ અગૃહીત સંકેતાને કહેછે જે પછી હું તે તે સ્થાનકે જઈ ખુલાસાથી મૃષાવાદ ચલાવવાની શક્તિ શીખ્યો. એમ કરતાં કેટલાંક વર્ષ વિત્યાં.

એટલામાં શેખરપુરનગરનો નરકેશરીનામે રાજા તેણે મારી કિર્ત્તિ સાંભલી જે 'નરવાહનરાજાનો પુત્ર રિપુદારણ મહાગુણપાત્ર છે.' તે જાણીને તેણે પોતાની સ્ત્રી જે વસુંધરા તેને સર્વ વાત જણાવીને મહારૂપવંત કલાવંત ઘણી ચતુર એવી નરસુંદરીનામે પોતાની પુત્રી છે તેને કહ્યું જે રિપુદારણ વર તારે યોગ્ય છે. તેની સાથે તારો વિવાહ કરીએ. તે સાંભળી નરસુંદરીએ કહ્યું ભલે કરો; પણ સભામાં એક વિદ્યાની પરીક્ષા કરી પછી પાણિગ્રહણ કરીશ. તે સાંભળી રાજાએ કહ્યું ઘણું સારૂં. પછી નરકેશરીરાજાએ ઘણાપરિવારે સહિત સિદ્ધાર્થપુરે આવી નરવાહનરાજાને તે વાત સંભલાવી. રાજા પ્રમુખ સર્વ હર્ષ પામ્યા. જ્યોતિષીને તેડી મુહૂર્ત્ત લેવરાવ્યું. રાજાએ મહામંડપાદિક સામગ્રી કરાવી. મુહૂર્ત્તને દિવસે મને તેડાવી નરવાહનરાજા પરિવારસહિત વિવાહમંડપે આવી બેઠા. એવામાં નરકેશરીરાજા પણ પરિવારસહિત મંડપે આવ્યા. સર્વ લોક જોવાને એકઠા થયા. ત્યાં મહામતિનામા કલાચાર્યને પણ રાજાએ તેડાવ્યા. તેપણ મંડપે આવી બેઠા.

એટલામાં વસુંધરામાતાએ સહિત તથા સખિઓએ પરવરી થકી સર્વ લોકના ચિત્તને રાગ ઉપજાવતી, રૂપે કરી રંભા તિલોત્તમાને પણ જીપતી, વદનરૂપ ચંદ્રમાયે કરી દશે દિશાને દીપાવતી, સ્તનયુગલે કરી કનકકલશના ભ્રમને ઉપજાવતી,

મધુરસ્વરે કરી કોકિલાને પણ જીપતી, વિવિધપ્રકારના અલંકારવેષે કરી સાધુજનને પણ કૌતુક ઉપજાવતી, કામીલોકના ચિત્તને આકર્ષણકરતી, એવી નરસુંદરીપણ સભામાં આવીને મારી સન્મુખ બેઠી. તેવારે મરા પિતા તથા વિમલમાલા માતા અને હુંપણ પરમહર્ષિત થયાં. પછી હર્ષિતવદને નરસુંદરી બોલી જે હે રાજપુત્રજી! કોઈક વિદ્યા મને સંભલાવો. તે વખતે લોક સર્વ ઉત્સુક થઈ જૂએછે અને મનેતો ભય થયો, ગળું બંધાઈ ગયું. કેમકે વિદ્યાના તો નામ પણ વિસ્મૃત થઈ ગયાં હતાં તેથી હું તો મૃત્યુપ્રાય થઈ ગયો. નરસુંદરી તથા નરકેશરી પ્રમુખ મને એવો દેખીને વિલખા થયા અને મારા પિતાએ મહામતિનામા કલાચાર્યની સન્મુખ જોઈ પુછયું જે આ મારો પુત્ર એવો પંડિત કહેવાતો હતો તેની આજે જીભ પણ કેમ ઉપડતી નથી. તેના જવાબમાં મહામતિએ કહ્યું જે હે રાજન્! એ તમારો પુત્ર એક અહંકાર અને બીજો મૃષાવાદ એ બે વાતે પંડિત છે, પણ વિદ્યાધ્યયનનો તો લેશમાત્ર સમજતો નથી. ઇત્યાદિક અવગુણ કલાચાર્યના મુખથી સાંભળી રાજાએ મહાલજ્જાયમાન થઈ આવતીકાલે વિદ્યાની પરીક્ષા કરાવશું એમ કહી સભા વિસર્જન કરી, રાજા ઉઠી ગયો. લોકતો સર્વ ઠામોઠામ મહારૂં હાસ્ય કરવા લાગ્યા. સભાના લોક ગયા પછી હુંપણ સાવધ થઈ શ્યામ મુખકરી મંદિરમાં

ગયો. જેમ તેમ કષ્ટે કરી તે દિવસ વીત્યો. રાત્રે હું સુતો એ-વામાં મારો પુણ્યોદય મને તથા મારા પિતાને ચિંતાતુર જાણી લજ્જા પામ્યો. મારા મિત્રને વિટંબના થઈ તો હું સુખે શું બેસી રહ્યો છું. એવું વિચારી તે પુણ્યોદય નરકેશરીરાજા પાસે ગયો. એટલે નરકેશરીને એવી બુદ્ધિ ઉપની જે 'નરસુંદ-રીનું રિપુદારણસાથે પાણિગ્રહણ થયું' એવી વાત સર્વસ્થલે વિખ્યાતિ પામી ગઈ છે: તેથી હવે જો હું નહીં પરણાવું તો બેહુની લાજ રહેશે નહીં. ઇત્યાદિક વિચારી નરસુંદરીને પણ સમજાવીને બીજે દિવસે મારા પિતાને આવી કહ્યું જે રિપુ-દારણને વિદ્યા બોલાવ્યા વિનાજ નરસુંદરી સાથે પાણિગ્રહણ સુખે કરાવો. તે વાત સાંભલી નરવાહનરાજા હર્ષ પામ્યા. મ્હોટા આડંબરે વિવાહ કર્યો. નરસુંદરી સરખી સ્ત્રી પામી હુંપણ પરમ હર્ષ પામ્યો. નવા નવા ભોગવિલાસે વિષયસુખ ભોગવવા લાગ્યો. નરકેશરી રાજા આનંદ પામી પોતાને નગરે પહોચ્યા. હું અને નરસુંદરી બેહુને પરસ્પર સ્નેહ રાગે સુખ ભોગવતાં ઘણાં વર્ષ વીતી ગયાં.

એક સમે અહંકારે મૃષાવાદને કહ્યું જે હે મિત્ર! આપણો પરમ સ્નેહી જે રિપુદારણ તે તો નરસુંદરી સાથે રક્ત થયો છે. તેથી આપણ બેહુને વિસારી મુક્યા છે. માટે એવો ઉપાય કરીએ કે જેથી એ નરસુંદરી સાથે રિપુદારણનો

વિછોહ થાય. તે સાંભલી મૃષાવાદે કહ્યું જે હું પણ એજ વિચારમાં છું. હવે એક દિવસે નરસુંદરીસાથે વિનોદ કરતાં નરસુંદરીએ મને પુછ્યું જે હે સ્વામી! વિવાહને દિવસે વિદ્યા પુછતાં તમે ક્ષોભ પામ્યા તેનું શું કારણ? તે સાંભલી મેં કહ્યું જે તું સ્ત્રી જાતિ છો તો તારી સાથે વિવાદ કરતાં અમે હલકા કહેવાઈએ તે માટે હું બોલ્યો નહીં. તેવારે નરસુંદરીએ મહારૂં ચિત્ત ખોટું જાણી કહ્યું જે રૂડું; પણ હે સ્વામીજી! હમણા તો એકાંત છે માટે હમણાજ કોઈ કળા કહી બતાવો. તે સાંભલી હું મારા મનમાં ઉત્તર આપવાનું ચિંતવન કરૂંછું એટલામાં શૈલરાજાએ સ્તબ્ધચિત્તનામે ઔષધ મારે હૃદયે ચોપડ્યું તેથી મેં અહંકારને વશ થઈ નરસુંદરીને પગે ઠેલીને કહ્યું જે અરે રંડા! તું ગર્વ કરી મને મૂર્ખ જાણે છે. તો હવે જે પંડિત હોય અને જ્યાં તારૂં મન માને તેની પાસે જા. એમ કહી નિર્ભર્ત્સના કરીને નરસુંદરીને કાઢીમુકી.

તેવારે નરસુંદરીએ, મહા દુઃખવંત થઈને રુદન કરતી સતી મારી માતા પાસે જઈ સર્વ હકિગત કહી. માતાએ પણ એ વાત જાણી નરસુંદરીને આશ્વાસના આપી અને પોતે દુઃખ ધારણ કરી મને સમજાવવા આવી. મને કહ્યું જે હે વત્સ! એવી ચતુર ગુણવંત સ્નેહવંત સ્ત્રીનું શાવાસ્તે અપમાન કર્યું? ઇત્યા-

દિક માતાના વચન સાંભલી મેં અહંકારવશે માતાને પણ નિર્ભર્ત્સના કરી કાઢી મુકી. તો પણ મારી માતાએ નરસુંદરીને સમજાવી મનાવીને મારી પાસે મોકલી. તેણે આવી મને કહ્યું જે હે નાથ! હે પ્રાણવલ્લભ! હે ચિત્તેશ્વર! ઇત્યાદિક લલિતવચન બોલતી તથા નયનજલેકરી મારા ચરણ પ્રક્ષાલન કરતી અને પગે મસ્તકના કેશ લગાડતી દીનવદને કરી મને મનાવવા લાગી. પણ મેં અહંકારના વશે ઉલટું સામું તેને કહ્યું જે હે કપટી! હે ધૂર્ત્ત! તું એટલો પંડિતાઇનો ડોલ મારી આગાળ શું રાખેછે. ઇત્યાદિક વચને નિર્ભર્ત્સના કરી કાઢી મુકી.

તેવારે નિરાશ થઈથકી નરસુંદરી મહા દુઃખી થઈ. જેમ કમલિનીને ઉખેડી નાખી હોય અથવા જેમ વિદ્યાથી ભ્રષ્ટ થયેલી વિદ્યાધરી હોય તેવી થઈ થકી મહાચિંતાતુર થઇને ક્ષણેકવાર તો મંદિરના દ્વારે શૂન્ય થઈ ઉભી રહી. પછી ચાલવા માંડયું. તેવારે મેં વિચાર્યું જે એ કયાં જાયછે તે જોઉં. એમ વિચારી હું પણ તેની પછવાડે થયો. એટલામાં સૂર્ય પણ અસ્ત થયો. અને અંધકાર વ્યાપ્યો. નરસુંદરી તો એક શૂન્ય ઘરે જઈ ઉંચો પાશ બાંધી પોતાના ગલામાં ઘાલી નગરદેવતા પ્રમુખને પોતાની હકીગત કહીને મારા દેખતાંજ મૃત્યુ પામી. એટલામાં વિમલમાલા નામે મારી માતા પણ પછવાડે આવી. તેણે નરસુંદરીની એવી અવસ્થા દેખી તેથી ગલે પાશ દેઈ તે

પણ મૃત્યુ પામી. અને હું તો તે બેહુના મરણ દેખતો થકો પણ અહંકારમાં ઉભોજ થઈ રહ્યો. તેથી મને પાપાત્મા અને અયોગ્ય જાણી મારો મિત્ર પુણ્યોદય તે દુર્બલ થયો. એવામાં કપિંજલા દાસી માતાની તથા વહુની શોધ કરતી હતી તે પણ ત્યાં શૂન્યગૃહ પાસે આવી. બેહુની એવી અવસ્થા દેખી તેણે પોકાર કર્યો. એટલામાં ચંદ્રમાનો ઉદય થયો. લોક એકઠા થયા. મને પિશાચ જેવો દેખીને અને માતાની તથા સ્ત્રીની એ રીત દેખીને લોકોએ મારી ઘણીજ નિર્ભર્ત્સના કરી. કેટલાક એમ કહેવા લાગ્યાં જે એ કાગડાને એવી હંસણી સરખી કન્યા અથવા ગધેડાને ઘોડી યોગ્ય નહોતી. એમ કહેતા થકા લોક મારી નિંદા કરવા લાગ્યા. તે સર્વ વાત સાંભલીને રાજા મહાદુઃખ પામ્યો. પછી તે બેહુના ઉત્તરકર્ત્તવ્ય કરી મને અયોગ્ય જાણી રાજાએ ઘરથી બહાર કાઢી મુક્યો.

કેટલાક દિવસ પછી રાજાને શોકની નિવૃત્તિ થઈ તેથી તે ઉદ્યાને ક્રીડા કરવા નીકળ્યો. એટલામાં એક વૃક્ષ નીચે ધર્મમૂર્ત્તિ, તેજવંત, મહાક્રિયાપાત્ર, અનેક ભવ્યજીવોને તારવા સમર્થ, બહુ સાધુના પરિવારે પરવર્યા એવા વિચક્ષણ નામે આચાર્યને રાજાએ દીઠા. તેને પરમ આનંદે પ્રણામ કરી રાજા તેમની આગળ બેઠા. એટલે બીજા પણ સર્વ લોક વંદના કરી આચાર્ય આગળ બેઠા અને હું પણ ક્યાંકથી ભ-

મતો ભમતો તે સભામાં આવી બેઠો. હવે તે વિચક્ષણનામા આચાર્યે સર્વ સભાના લોક સાંભળતાં ધર્મદેશના દેવાનો પ્રારંભ કર્યો.

આ સંસાર તે દાવાનલની પરે પ્રજ્વલિત થઈ રહ્યોછે. તે અગ્નિને તો સિદ્ધાંતવાસનાએ ધર્મરૂપ મેઘ પ્રાપ્ત થયો હોય તોજ ઉપશમાવી શકાય. તેમાટે હે ભવ્યો! તમે ધર્મને વિષે ઉદ્યમ કરો. ઇત્યાદિક ધર્મદેશના સાંભળતાં કેટલાએક ભવ્ય જીવો ચારિત્રમાર્ગને વાંછવા લાગ્યા. એટલામાં રાજાએ આચાર્યને પુછ્યું જે હે મહારાજ! તમે યૌવન અવસ્થામાં શી રીતે ચારિત્રવ્રત ગ્રહણ કર્યું. તે સાંભલી આચાર્ય બોલ્યા જે હે રાજન્! એ વૃત્તાંત કહેતાં થકાં પોતાની સ્તુતિ તથા પરની નિંદા અને પૂર્વે ક્રીડા ભોગવી તેનું કહેવાપણું થશે એટલું વિરુદ્ધ છે તો પણ તમને સાંભળવાનો વિનોદ છે માટે કહુંછું તે સાંભળો.

અનાદિ તથા અંતરહિત એવું પૃથ્વીતલનામે નગર તે અનેક લોકે કરી પરિપૂર્ણ છે. ત્યાં મલસંચયનામે રાજા, તેની મલપંક્તિનામે સ્ત્રી, તેના એક શુભોદય ને બીજો અશુભોદય એવે નામે બે પુત્ર, તેમાં શુભોદયની આપભલાઈ નામે સ્ત્રી અને અશુભોદયની આપયોગ્યતા નામે સ્ત્રી છે. વળી

શુભોદયને વિચક્ષણનામે પુત્ર છે અને અશુભોદયને જડ-
નામે પુત્ર છે.

તેમાં વિચક્ષણ પુત્ર તો ધર્મવંત, સત્યવાદી, ધીરજવાન, દેવ-
ગુરૂનો પૂજનારો, જિતેંદ્રિય, આચારતત્પર, વિનીત, ક્ષમાવંત
ઇત્યાદિક અસંખ્યગુણે સંયુક્ત છે. તથા જડપુત્ર તો વિપરી-
તાચારી, અસંતોષી, મૃષાભાષણ કરનાર, કપટી, દેવગુરૂનો
નિંદક, કાયર, લોભી, ક્રોધી, અહંકારી, પરસંપત્તિએ દુઃખી,
પરઆપદાએ સુખી ઇત્યાદિક અસંખ્યાતા દુર્ગુણે સંયુક્ત છે.
એવા તે બેહુ પિત્રાઈ ભાઇઓ યૌવન અવસ્થા પામ્યા.

હવે સકલગુણાકર એવું નિર્મલચિત્તનામે અંતરંગ નગર
છે. ત્યાં મલક્ષયનામે રાજા તેને ચિત્તસૌંદર્યતા એવે નામે
સ્ત્રી છે. તેની બુદ્ધિનામે પુત્રી છે. તે વિચક્ષણકુમરને પર-
ણાવી. તે બુદ્ધિનામા સ્ત્રી સાથે સુખ ભોગવતો થકો વિચ-
ક્ષણકુમર કાલ વ્યતિક્રમ કરેછે. એક દિવસે મલક્ષય રાજાએ
પોતાની પુત્રીનું સુખ જાણવાને અર્થે વિમર્શ એવે નામે પો-
તાના પુત્રને ખબર કાઢવા મોકલ્યો. અહીં વિચક્ષણને પ્રક-
ર્ષનામે પુત્ર થયોછે. હવે વિમર્શ પોતાની બહેન બુદ્ધિ તથા
પ્રકર્ષનામા ભાણેજના સ્નેહને પ્રસંગે માંહોમાંહે વાત વિનોદ
કરતો તિહાંજ રહ્યોછે. એ રીતે પ્રવર્ત્તતાં એક દિવસે વિચ-
ક્ષણ અને જડ એ બેહુ પોતાના સુખબિલનામા ઉદ્યાને ગયા.

તિહાં દંતરૂપ કુંદવૃક્ષની શોભા જુએછે. એટલામાં એક દાસીએકરી યુક્ત, લાલવર્ણિ, રૂપવંત એવી સ્ત્રી દીઠી. જડકુમર તો તે સ્ત્રીને દેખી મોહ પામ્યો અને વિચક્ષણકુમરે વિચાર્યું જે એ સ્ત્રી એકલીજ એક દાસી સાથે વનમાં ફરેછે માટે એ ધૂર્ત્તા છે. એવું વિચારી જડકુમરને પોતાને હાથે ઝાલી આગળ ચાલ્યો. એટલે તે સ્ત્રી તો મૂર્ચ્છા પામી. તે સ્ત્રીની દાસીએ પોકાર કરીને તે બે ભાઈઓ આગળ આવી મૂર્છાની વાત કહી. તેવારે જડકુમરે વિચક્ષણને સાથે લઈ ત્યાં આવી દાસીને તે સ્ત્રીનું નામ પુછ્યું. દાસીએ કહ્યું જે એનું નામ જિંહ્વા છે અને મારૂં નામ લોલતા છે. તેવારે જડે પુછ્યું જે હે લોલતા! અમારા ઉપર એ જિંહ્વાને એટલો બધો શો રાગ છે કે જેથકી અમારા વિરહથી એ સ્ત્રીને મૂર્છા આવી. તેવારે તે સ્ત્રીના સ્નેહની વાત લોલતા દાસી કહેછે.

અસંવ્યવહાર નગરથી કર્મ્મપરિણામ તથા લોકમર્યાદા પ્રમુખને બળે નિકળી તમે એકેંદ્રિય નગરે આવીને પછી વિકલેંદ્રિય નગરે આવ્યા. તિહાં બેઇંદ્રિઆદિ ત્રણ પાડે રહ્યા તે દિવસની એ જિંહ્વા સ્ત્રી કર્મ્મપરિણામ રાજાએ તમને પરણાવી છે. તેમાટે ઘણા કાલનો સંબંધ કેમ વીસારી મુકો છો. ઇત્યાદિક વાર્ત્તા સાંભલી જડકુમરે તો પરમ હર્ષવંત થઈ લોલતા દાસીસહીત જિંહ્વા સ્ત્રીને આદરી, અને વિચક્ષણકુમર

તો કર્મ્મપરિણામ રાજાએજ જીંહા સ્ત્રી દીધી છે એમ જાણીને મનના રાગવિના એને લૌકિક રીતે રાખી પણ લોલતા દાસીને તો સર્વથા રાખી નહીં. હવે જડકુમર તો લોલતા દાસીને વશ થયો થકો દ્રાક્ષ ખજૂર પ્રમુખ મેવા તથા દુધ દધિ ધૃત ગોલ શર્કરા તથા મિષ્ટાન્ન ભોજન શાક મદ્ય માંસ મધું લવિંગ જાતિફલ તંબોલ પ્રમુખની લાલચને વશે કરી જીંહાની પુષ્ટી કરીને હર્ષ પામે અને વિચક્ષણ તો લૌકિક રીતે જીંહાને શુદ્ધ આહાર પોષે પણ સરસ આહારપ્રમુખ તો કારણવિશેષેજ આપે; નહિ તો ન આપે. એ રીતે લોલતાનો સર્વથા સંગ કરે નહીં. એમ જીંહા સ્ત્રી સાથે તે બેહુ કુમર પ્રવર્ત્તતા થકા લોક તો વિચક્ષણની પ્રશંસા કરવા લાગ્યા કે જુઓ એ વિચક્ષણ કુમર સ્ત્રી પામ્યો છે પણ લુખે મને છે. લગાર માત્ર પણ જીંહાને વશ થતો નથી અને જડકુમર તો શૂધો જડજેવોજ છે. કેમકે જીંહા સ્ત્રીવાસ્તે ધર્મમાર્ગ મુકી, મહા આહેડા પ્રમુખે કરી પાપ કરેછે. એમ જડકુમરની નિંદા થવા લાગી.

હવે એક દિવસે જડકુમરે જીંહાનામે સ્ત્રીની પુષ્ટી કરવાની વાત પોતાની માતા આગળ કરી તેવારે માતાએ કહ્યું જે હે વત્સ! એ સ્ત્રી ભલી છે. માટે જેમ લોલતા કહે તે રીતે જીંહા વહુનું પોષણ કરજે. તે સાંભલી જડકુમર ખાદ્ય અખાદ્ય પેય અપેયાદિકે કરી જીંહાને પુષ્ટ કરેછે. હવે

વિચક્ષણકુમરે તો વહુની ઇચ્છાને વશ થયાવિના માત્ર પેટ ભરવાનેવાસ્તેજ એ જીંહા સ્ત્રીને સંતોષું છું એટલી વાત પોતાના માતાપિતા આગલ કહી. તે સાંભલી માતા પિતાએ કહ્યું જે હે વત્સ! તું ભલુંજ કરેછે. તથાપિ એ વહુની ઉત્પત્તિ જોઇ કાઢજે. વિચક્ષણકુમરે તે વચન પ્રમાણ કરી પોતાનો સાલો વિમર્શ તથા પ્રકર્ષનામા પોતાનો જે ચતુર પુત્ર છે તે બેહુ જણને એક વર્ષની અવધિ કરી જીંહાની ઉત્પત્તિ જોવા મોકલ્યા. બાહ્યનગરે તો મામા ભાણેજે જોયું પણ ક્યાંય જીંહાની ઉત્પત્તિ મળી નહીં.

તેવારે અંતરંગ રાજસચિત્ત નગરે ગયા. તિહાં જોયું તો તે નગર ઋદ્ધિસમૃદ્ધિએ પૂર્ણ છે પણ ત્યાં કોઈ મનુષ્ય દીઠું નહીં. તેવારે મામે કહ્યું જે મનુષ્યવિના એ નગર ખાલી થયા છતાં પણ ઋદ્ધિવંતતો દેખાય છે માટે ઇહાં કોઈક ભલો રખેવાળ હશેજ. એમ કહેછે એટલામાં દૂર એક પુરુષ દીઠો. તેનીપાસે જઈ જુહાર કરી તેનું નામ તથા આ નગર કેમ ખાલી થયું તેની હકીગત પુછી. તેવારે તે બોલ્યો જે મારૂં નામ મિથ્યાભિમાન છે. અને મોહરાજાસહિત મોહરાજાનો પુત્ર રાગકેસરીનામે રાજા તે સર્વ કટક લેઈ સંતોષ નામા ચોર ઉપર ચડ્યો છે. તે વાતને અનંતોકાલ થયો પણ હજી કટક પાછું વળ્યું નથી. હું પણ આગલ તે કટકસાથે ગયો હતો. પણ

નગર સાચવવામાટે પાછો વાળીમુકીને મને અહીંજ રાખ્યો છે. તે સાંભલી વિમર્શે પુછ્યું જે સંતોષની સાથે રાગકેસરી રાજાને શું વૈર છે? તેવારે મિથ્યાભિમાને કહ્યું જે એ રાજાને વિષયાભિલાષ નામે પ્રધાન છે. તેણે સ્પર્શન જીંહ્વા ઘ્રાણ ચક્ષુ અને કર્ણ નામે પોતાના પાંચ સંતાનને જગત વશ કરવાવાસ્તે રાજાને ભળાવ્યા છે. હવે તે પાંચ ઈંદ્રિયરૂપ પાંચ સંતાનને સંતોષનામા ચોર કોઈ કોઈ વખતે આવીને હણી જાયછે. તેમાટે અમારો રાજા સંતોષ ઉપર ચડ્યો છે.

તે સાંભલી મામા તથા ભાણેજ બેહુ જણે વિચાર્યું જે જીંહ્વાની ઉત્પત્તિ તો મળી આવી—એ તો વિષયાભિલાષ નામે પ્રધાનના પાંચ ઇંદ્રિયરૂપ પાંચ સંતાનમાંહેલી એક છે. માટે હવે ચાલો તે જીંહ્વાને જોવા જઇયે એમ વિચારી મિથ્યાભિમાનને પુછ્યું જે તે મોહરાજાનું લશ્કર ક્યાં છે? તે સાંભલી મિથ્યાભિમાને વિચાર્યું જે રખે એ કોઈ તપાસ કરનારૂં હોય એમ જાણી બોલ્યો નહીં. તેવારે મતિનું ઉત્કૃષ્ટપણું છે જેમાં એવો જે પ્રકર્ષ તેણે પોતાના મામાને કહ્યું બહુ સારૂ. હવે અહીંથી ચાલો. આપણે ધણીએ એની શોધ કરશું. એમ કહી અનુક્રમે તામસચિત્તનામા નગરે આવ્યા. તે નગર પણ શૂન્ય દીઠું. તિહાં આસપાસ જુએછે એટલામાં એક શ્યામ વદનવંત પુરુષ દીઠો. તેને તેનું નામ તથા એ નગર શૂન્ય શાથી

થયું તેનો ખુલાસો પુછયો. તેવારે તે બોલ્યો જે મારૂં નામ શોક છે. અને આ નગરના સર્વલોક દ્વેષગજેંદ્રનામા રાજાની સાથે સંતોષ ઉપર કટક લઈ યુદ્ધ કરવા ગયા છે. તથા દ્વેષગજેંદ્ર રાજાની સ્ત્રી જે અવિવેકતા તથા રાણીની સાસુ મહામૂઢતા અને જેઠાણી મૂઢતા તેમને દ્વેષગજેંદ્રરાજા ઘણો વલ્લભ છે પણ અવિવેકતા સગર્ભા છે માટે કટક સાથે નિકલી તોપણ રાજાયે તેને માર્ગમાંથી પાછી વાળીને રૌદ્રચિત્ત નગરે દ્વેષગજેંદ્રનો સુભટ જે દુષ્ટભાવનામે રાજા તેને ભલાવી તિહાં મુકી ગયાછે. તેણે પ્રથમ વૈશ્વાનર પુત્ર જણ્યો હતો. હવે વલી દ્વેષગજેંદ્ર રાજાના સંયોગથી શૈલ્યરાજાનામે પુત્ર જણ્યો સંભલાયછે. ( એટલી વાત રિપુદારણને ભવે વિચક્ષણસૂરિના મુખથી સંસારીજીવે સાંભલી હતી તે કહી.)

એટલે પ્રજ્ઞાવિશાલા બોલી જે હે અગૃહીતસંકેતા! તું સંભારજે જે નંદિવર્દ્ધનને ભવે હિંસા પરણવાને અધિકારે સંસારી જીવે કહ્યું હતું જે અવિવેકતા રૌદ્રચિત્ત નગરે કોઈક કામને-વાસ્તે આવી હતી. તે વાત સર્વ મળી. પછી પ્રજ્ઞાવિશાલાએ પુછ્યું જે હે સંસારીજીવ! વિચક્ષણસૂરિને વચને અવિવેકતાનું સ્વરૂપ કહેવાણું તે તારા જાણવામાં કાંઈ આવ્યું કે નહીં? તેવારે સંસારી જીવ કહેછે જે મેંતો અજ્ઞાને કરી વિચક્ષણસૂરિનું વચન મિથ્યા કરી માન્યું.

હવે ફરી પ્રજ્ઞાવિશાલા પ્રમુખને સંસારીજીવ પાછલની વાત કહેછે જે-મામા ભાણેજ બેહુજણે શોકની એટલી વાત સાંભલી પુછ્યું જે એ નગરનો તું અધિકારી છો કે? તેવારે શોકે કહ્યું જે આ નગરનો અધિકારી તો મતિમોહનામે છે. પણ તે મારો પરમ મિત્ર છે તેમાટે હમણાજ મહાઅટવીમાં મોહરાજાનું તથા રાગકેશરીનું અને દ્વેષગજેંદ્ર પ્રમુખનું સૈન્ય સર્વ મુકી હું મિત્રને મળવા આવ્યો છું. એ રીતે તે મામા ભાણેજ તે શોકની વાત સાંભલી શોકને જુહાર કરી તિહાંથી પવનવેગે ચાલ્યા. માર્ગમાં ચિત્તવ્યાપારરૂપણી અટવી દીઠી: તે અટવી મિથ્યા રીતે સેવનારા જીવોને તો મહાઅનર્થની દેવાવાળી છે અને સમ્યક્ રીતે સેવતાથકા અનંત સુખની દેવાવાળી છે. તે અટવીમાં નિદ્રા તથા તંદ્રારૂપ ભેખડે શોભતી, કષાયરૂપ જલની વહેનારી, તથા વિકથારૂપ છે પ્રવાહ જેનો, વલી વિષયરૂપ કલ્લોલને ઉચ્છાળતી, અને હાસ્ય વિભ્રમાદિક જલચર જીવે શોભતી, અજ્ઞાની જીવોને ખેંચી લઈ જનારી એવી પ્રમાદપણારૂપ મહાનદી દીઠી. તે એક રાજસચિત્તનગર અને બીજું તામસચિત્તનગર એ બે નગરથી નિકલીને સંસારરૂપ સમુદ્રમાં જઈ ભલેછે. તે નદીને તટે ભોગશેવાદિકને વશે ચિત્તશૂન્યપણે કાંઈ પણ ગુરૂની હિતશિક્ષાને ન માનતો એવો ચિત્તવિક્ષેપનામે મંડપ દીઠો. તે મંડપે

તૃષ્ણારૂપ વેદિકા દીઠી. તથા વિપરીતમતિરૂપ સિંહાસન દીઠું. તેનાઉપર મહામોહનામે રાજા બેઠો હતો. તે દેખી ભાણેજે મામાને પુછ્યું જે હે મામાજી ! આ મોહરાજાનું સર્વ સૈન્ય મને ઓળખાવો. તેવારે વિમર્શે કહ્યું જે હે પ્રકર્ષ ભાણેજ ! હું કહુંછું તું સાવધાન થઈ સાંભલજે.

આ મોહરાજાની પાસે જે કાલેવર્ણે બેઠો છે તે મોહરાજાનો વજીર મિથ્યાત્વનામે આ સર્વ સૈન્યને જાલવી રાખનારો છે. એ મિથ્યાત્વને વશે જીવ રાગાદિક દોષે સંયુક્ત થાયછે. તેથી ઈશ્વરાદિક દેવને દેવકરી માને અને હિંસામૃષાવાદાદિક જે અઢાર દોષ તેથી રહિત એવા જે વિતરાગદેવ તેને દેવકરી ન માને તથા પરિગ્રહી, આરંભી, ઉત્સૂત્ર ભાષી, ગુરૂનામ ધારીને ગુરુ કરી માને અને પંચમહાવ્રતના પાલક, શુદ્ધોપદેશના દેનાર તેને ગુરુકરી ન માને તથા સુવર્ણાદિક દાન, પંચાગ્ન્યાદિ સાધન ને માઘસ્નાનાદિક જે અજ્ઞાનકષ્ટ તેને ધર્મ કરી માને અને પૂજા પ્રતિષ્ઠા તીર્થયાત્રા સંઘવાત્સલ્ય સમ્યક્તમાર્ગ દેશવિરતીમાર્ગ સર્વવિરતીમાર્ગ પ્રમુખને ધર્મ કરી ન માને. તથા શ્રાદ્ધ સંવત્સરી પ્રમુખ યાગાદિકે ધન ખરચે તે રુડું કરી માને અને જીનબિંબાદિક સાત ક્ષેત્રે ધન વાવરે તે રુડું કરી ન માને. તથા જૈનમાર્ગથી વ્યતિરિક્ત જે પાંચે દર્શન તથા નિન્હવમાર્ગ તેને આદરે અને જીવ અજીવ પુણ્ય પાપ આશ્રવ

સંવર નિર્જરા બંધ મોક્ષરૂપ જે નવ તત્વ તેને સદ્દહે નહીં. એ સર્વ મિથ્યાત્વ વજીરને વશ રહ્યાથી થાય. તથા મોહરાજાની જમણી બાજુ જે બેઠો છે તે એ મોહરાજાનો વૃદ્ધ પુત્ર અતુલ્ય પરાક્રમી તથા કામરાગ, સ્નેહરાગ અને ઉન્માર્ગ ગ્રહણરૂપ જે દૃષ્ટિરાગ એ ત્રણ પુરુષે પરવર્યો થકો રાગકેસરીનામે રાજા બેઠો છે. તથા એનીજ પાસે જે મૂઢ પરિણામરૂપ સ્ત્રી બેઠી છે તે એ રાગકેસરીનીજ મૂઢતાનામે સ્ત્રી છે. એ રાજા તથા એ ત્રણ પુરુષ તથા એ સ્ત્રી તે સર્વ જીવને અસદ્ વસ્તુનેવિષે પણ પ્રીતિ ઉપજાવે. તથા મોહરાજાની વામપાસે જે બેઠોછે તે દ્વેષગજેંદ્ર છે. તે યદ્યપિ રાગકેસરીનો નાનો ભાઈ છે તોપણ તેનાથી એ ઘણોજ પરાક્રમી છે. કેમકે ઘણા દિવસની પ્રીતિ હોય તે ક્ષણવારમાં તોડી નાખે. તેથી એનો પિતા જે મોહરાજા તેને એ પુત્ર પરમ વલ્લભ છે. અને એની સ્ત્રી જે અવિવેકતા છે તે તો તિહાં શોક આપણને કહ્યું હતું જે રૌદ્રચિત્તનગરમાં છે. તેની આંપણને ખબરજ છે.

તે સાંભલી પ્રકર્ષે કહ્યું જે હા. ફરી વિમર્શ બોલ્યો જે આ મોહરાજાની પછવાડે જે બેઠો છે અને જે મહાસુંદર પુરુષવેદ સ્ત્રીવેદ નપુંસકવેદરૂપ ત્રણ પુરુષે પરવર્યો તથા રતિરૂપ જે સ્ત્રી તેણેસહિત પંચબાણે યુક્ત છે એને કામદેવ કહીએ. જેના વશથકી ઈશ્વરે પાર્વતીની આગલ નાટક કર્યું, શ્રીકૃષ્ણ ગો-

ષાંગનાને પગે લાગ્યા, બ્રહ્મા ધ્યાનથી ચુક્યા; એમ ઇંદ્ર ચંદ્રાદિક સર્વ એનાવશે વિડંબના પામ્યા. તથા એને વશ રહ્યો થકા જો વૃદ્ધ હોય તોપણ કામસેવામાટે ઔષધ કરે. શરીર બલવીર્યને સ્તંભનાદિક વાંછે. તથા સ્ત્રીઓ કુલમર્યાદા લોપી વ્યભિચાર સેવે. ઇત્યાદિક મહાશક્તિવંત છે. તથા મોહરાજાની પછવાડે વલી બીજા જે પાંચ મનુષ્ય બેઠા છે તેમાં પેલો હાસ્ય છે તેની સ્ત્રી મસ્તાઇ એની પાસે બેઠી છે. તથા બીજો મનુષ્ય અરતિ છે જેને વશે રહ્યા થકા લોક ઉદ્વેગ પામેછે. ત્રીજો મનુષ્ય ભયનામે છે તેનીપાસે તેની સ્ત્રી હીનસત્વપરિણામ નામે બેઠી છે. તથા ચોથો મનુષ્ય જે બેઠો છે તે શોકનામે છે તેનીપાસે તેની સ્ત્રી ભાવઠનામે બેઠી છે. જેના વશે રહ્યા થકા લોક શિરસ્ફોટનાદિક કરેછે. જે આપણને તામસચિત્તનગરે મલ્યો હતો તે શોક હમણા ઈહાં આવ્યો દેખાય છે. તથા પાંચમો મનુષ્ય તે દુગંચ્છા કહીએ. જેના વશે રહ્યા થકા લોક દુર્ગંધ વસ્તુ અથવા કોઈ પણ હીન વસ્તુ દેખીને શિર ધુણેછે ને નાક મરોડેછે. એમ એ પાંચે મનુષ્ય પોતપોતાના વિપાક દેખાડી લોકને ઈહલોક તથા પરલોક દુઃખ આપેછે.

તથા આ બીજા જે આનીતરફ સોલ બાલક દેખાય છે તે સોલે કષાય છે. તેમાં પહેલા ચાર બાલક તે અનંતાનુબંધી

ક્રોધ માન માયા લોભ કહીએ. એના વશે રહ્યો થકો જીવ સમ્યક્ત પામે નહીં. તથા બીજા વલી ચાર બાલક તે અપ્રત્યાખ્યાનીયા ક્રોધાદિક કષાય છે. એને વશે રહ્યો થકો જીવ દેશવિરતિપણું ન પામે તથા વલી આ ત્રીજા ચાર બાલક તે પ્રત્યાખ્યાની ક્રોધાદિક ચાર કષાય છે. એના વશે રહ્યો થકો જીવ દિક્ષા પામે નહીં. તથા આ નાના ચાર બાલક તે સંજ્વલના ક્રોધાદિક કષાય છે. એને વશે જીવને દીક્ષા પાલતા થકા પણ અતિચાર લાગે. એ રીતે એ સોલે કષાય મોહરાજાના પોત્રા જાણવા. તેમાં ચાર પ્રકારનો ક્રોધ અને ચાર પ્રકારનું માન એ આઠ બાલક તે દ્વેષગજેંદ્રની અવિવેકતાનામે સ્ત્રીના પુત્ર જાણવા તથા ચાર પ્રકારની માયા અને ચાર પ્રકારનો લોભ એ આઠ બાલક તે રાગકેસરી રાજાના પુત્રો જાણવા. તે મૂઢતાનામે રાણીની કુખથી ઉપંજ્યા છે. એ રીતે એનું સ્વરૂપ સામાન્ય પ્રકારે કહ્યું, વલી વિશેષ પ્રકારે એ મોહનું અચિંતનીય શક્તિપણારૂપ સ્વરૂપ કહેછે.

રાગકેસરીનામે રાજાની પાસે જે બેઠોછે, જેનું મુખ તંબોલેકરી શોભિત છે, સુગંધી કમલનો ગંધ લિયેછે, તથા પાસે બેઠેલી ભોગતૃષ્ણાનામે સ્ત્રીના કંઠને વિષે જેણે પોતાની બાહુ સ્થાપીછે, તથા વારંવાર આલિંગન આપેછે, અને ભોગતૃષ્ણાનાજ મુખની સન્મુખ જેણે પોતાના લોચન થાપ્યા છે, તથા સ્ત્રીના નેઉર

કંકણાદિકના અવાજેકરી સર્વ દિશીને જીતીને તેને વિષેજ દીધા છે સમકાલે બેહુ કાન જેણે, તથા હાવભાવાદિકના મધુરસ્વર સાંભલે છે, એમ સમકાલે પાંચે ઇંદ્રિયના વિષયને ભોગવતો એવો એ વિષયાભિલાષનામે પ્રધાન છે. અને એની પાસે જે એની સ્ત્રી બેઠી છે તે ભોગતૃષ્ણા નામે છે.

એ વિષયાભિલાષે પોતાની સ્ત્રીએકરી સહિત થકા ભક્ષાભક્ષ, પેયાપેય, યોગ્યાયોગ્યં, હિતાહિતં, કાર્યઅકાર્યાદિક કરાવવેકરી સર્વ લોકને વિકલભાવવંત કર્યાછે. તેને વશ થયેલું જગત્ આંધલાંની પરે ચેષ્ટા કરેછે. એવો એને અત્યંત શક્તિવંત જાણી રાગકેસરી રાજાએ સર્વ રાજ્યકારભારમાં એને મુખ્ય પ્રધાન કર્યોછે. તથા સ્પર્શનાદિક પાંચઇંદ્રિય જે પૂર્વે કહ્યા તે એ વિષયાભિલાષનાજ પુત્રો છે. જે પ્રાણી એ વિષયાભિલાષને વશે પડે તે પ્રાણી ડાહ્યો છતાં મૂર્ખ થાય. ચારિત્રવંત છતાં અચારિત્રિયો થાય. ધીર પુરુષ છતાં કાયર થાય. એમ એ વિષયાભિલાષનો વર્ણવ સાંભલી પ્રકર્ષ બોલ્યો જે હે મામાજી ! એને તો મેં તમારા કહ્યા વિના એના વીર્યનું સ્વરૂપ દેખતાંજ જાણી લીધો. કેમકે નીતિશાસ્ત્રમાં કહ્યુંછે.

**रूपतोज्ञायतेजाति र्जातेःशीलंशुभाशुभं ॥**
**शीलाद्गुणाःप्रकाश्यंते गुणैःसत्वंमहाधियां १**

તે સાંભલી વિમર્શ બોલ્યો જે હે પ્રકર્ષ! તું બુદ્ધિનો તથા વિચક્ષણનો પુત્ર છું તેથી એનું સ્વરૂપ જાણી જાય તેમાં કાંઈ મ્હોટી વાત નથી. તોપણ એ મોહરાજાના સૈન્યનું સ્વરૂપ બાકી રહ્યું છે તે હું કહુંછું માટે સાવધાન થઈ સાંભલજે.

આ મંડપમાં જે કુવિકલ્પ અને દુષ્ટભાવાદિક ઉભા રહ્યા છે તે સર્વ મોહરાજાના ગોત્રી છે. તોપણ તે મોહરાજાને પોતાના કુલમાં ઉત્તમ જાણીને સ્વામીપણેકરી સેવેછે. માટે સુભટ કહેવાય છે. તથા આ મોહરાજાની પાંસે પોતપોતાના પરિવારસહિત જે સાત પુરૂષ બેઠા છે તે મોટા પરાક્રમવંત છે. તેમાં પ્રથમ જ્ઞાનાવરણીકર્મનામે રાજા છે. તે પોતાના અંગભૂત ૧ મતિજ્ઞાનાવરણી ૨ શ્રુતજ્ઞાનાવરણી ૩ અવધિજ્ઞાનાવરણી ૪ મનપર્યવજ્ઞાનાવરણી ૫ કેવલજ્ઞાનાવરણી એ પાંચે મનુષ્યે પરવર્યો થકો પાંચ જ્ઞાનને આવરે છે. લોકને અજ્ઞાનેકરી આંધલા કરેછે. તથા આ બીજો રાજા તે દર્શનાવરણીકર્મ છે. તે ૧ નિદ્રા ૨ નિદ્રાનિદ્રા ૩ પ્રચલા ૪ પ્રચલાપ્રચલા ને ૫ થીણદ્ધી એ પાંચ જાતની નિદ્રા તથા ૧ ચક્ષુ ૨ અચક્ષુ ૩ અવધિ ને ૪ કેવલદર્શનાવરણરૂપ ચાર દર્શનાવરણ એ રીતે નવ મનુષ્યે પરવર્યો થકો છે. એ પણ સામાન્યાવબોધરૂપ જ્ઞાનને આવરેછે.

તથા સાતા અસાતા વેદનીરૂપ બે પુરૂષે પરવર્યો ત્રીજો

વેદની કર્મનામે રાજા બેઠોછે. તે પ્રાણીને સુખ અને અસુખના વિપાકપ્રતે દેખાડે છે. તથા ચારે ગતિના આઉખા રૂપ ચાર મનુષ્યે પરવર્યો થકો જીવને હેડનીપરે ચારે ગતિમાં ફેરવનારો ચોથો આયુકર્મનામે રાજા છે. તથા ૧ મનુષ્યાદિ ચારે ગતિ ૨ એકેંદ્રિયાદિક પાંચ જાતિ ૩ ઉદારિકાદિક પાંચ શરીર ૪ ઉદારિકાદિ ત્રણના અંગોપાંગ ૫ ઉદારિકાદિ પન્નરબંધન ૬ ઉદારિકાદિક પાંચ સંઘાતન ૭ સંધયણ છ ૮ સંસ્થાન છ ૯ વર્ણ પાંચ ૧૦ ગંધ બે ૧૧ પાંચ રસ ૧૨ આઠ સ્પર્શ ૧૩ મનુષ્યાદિક ચાર ગતિની આનુપૂર્વી ૧૪ હિંડવાની ગતિ બે. તથા ત્રસ બાદર પર્યાપ્ત પ્રત્યેક સ્થિર શુભ સુભગ સુસ્વર આદેય અને યશ એ ત્રસદશક પુરૂષ તથા થાવર સુક્ષ્મ અપર્યાપ્ત સાધારણ અથિર અશુભ અસુભગ દુઃસ્વર અનાદેય અને અયશં રૂપે થાવરદશક પુરૂષ મલી ૨૦ તથા અગુરૂલઘુ ઉપઘાત પરાઘાત ઉસાસ આતાપ ઉદ્યોત નિર્માણ અને ત્રિજગત્પૂજ્યતીર્થંકરનામકર્મ એ ૧૦૩ પ્રકૃતિરૂપ ૧૦૩ મનુષ્યે પરવર્યો છે તેને પાંચમો નામકર્મ નામે રાજા જાણવો.

તથા ઉંચગોત્ર અને નીચગોત્ર એ બે સુભટે પરવર્યો બેઠો છે તેને છઠો ગોત્રકર્મરાજા કહીએ. તે જીવોને નાના પ્રકારના રૂપેકરી નાટક કરાવે છે. તે ઉંચગોત્ર અને નીચગોત્ર નામે બે સુભટે યુક્ત હોવાથી ઉંચ નીચ કુલાદિકને વિષે પ્રાણીને જોડેછે.

તથા ૧ દાનાંતરાય ૨ લાભાંતરાય ૩ ભોગાંતરાય ૪ ઉપભોગાંતરાયને ૫ વીર્યાંતરાયરૂપ પાંચ પુરૂષે પરવર્યો થકો સાતમો અંતરાયકર્મનામે રાજા બેઠો છે. એ રીતે એ સાતે રાજા મોહરાજાના કુટુંબી છે. તે મોહરાજાની આજ્ઞાએ પ્રવર્ત્તતા થકા સર્વ સંસારી જીવને વિવિધ પ્રકારના વિપાક દેખાડે છે. એ સાતેને જો સામાન્ય દૃષ્ટીએકરી વિચારીએ તો સર્વે રાજાજ દેખાય છે પણ મોહરાજાના સુભટ દેખાતા નથી. અને જો વિશેષ રીતે વિચારીએ તો મોહરાજાના સુભટ દેખાય છે પણ રાજા દેખાતા નથી. કેમકે જિનરાજે અનેકાંતિકવાદ ઉપદેશ્યો છે તે સત્ય છે. વળી સમુદાય માત્ર સામાન્ય વિશેષ રીતે કથંચિત્ ભિન્ન, કથંચિત્ અભિન્ન હોયછે. જેમ જુદા જુદા તંતુનું ગ્રહણ કીધે છતે પટ જે વસ્ત્ર તેનો અભાવ થાય અને સંપૂર્ણ પટની અપેક્ષાયેકરી તંતુઓનો અભાવ થાય. તેમજ એકેક વૃક્ષનું ગ્રહણ કીધે છતે વનનો અભાવ થાય અને સામાન્ય રીતે જોતાં જુદા જુદા વૃક્ષનો અભાવ થાય; તેરીતે કર્મોની મૂલ પ્રકૃતિનું ગ્રહણ કીધે છતે ઉત્તરપ્રકૃતિ જુદી ન કહેવાય અને ઉત્તરપ્રકૃતિની વિવક્ષાને વિષે મૂલપ્રકૃતિ ન પામીએ. ઇત્યાદિ પ્રકારે સામાન્ય વિશેષ રીતે સર્વ પદાર્થને ગ્રહણ કર્યે સતે સર્વ સમભાવને પામે.

વળી વિમર્શ બોલ્યો જે હે ભાણેજ ! એ સાત રાજામાં ત્રીજો

ચોથો પાંચમો અને છઠ્ઠો એ ચાર રાજા તો કેટલાકને દુઃખ આપે અને વલી કેટલાકને સુખ પણ આપેછે. જેમ શરીરાદિકના યોગથી વ્યાંઘ્રાદિક હિંસા કરે છે અને સાધુજન એજ શરીરાદિકના યોગથી જીવરક્ષા કરેછે. ઈહાં કેટલાક અજ્ઞાની કેવલીને જીવઘાત કાયાદિકને હાલવે કરી માનેછે તે મિથ્યા જાણવું. જો હાલવા ચાલવાથી જીવઘાત્ત માનીએ તો કેવલીને જીવઘાત નિરંતરપણે માનવી જોઈએ. તેવાત તો મલતી નથી. જો વ્યાઘ્રાદિક પણ નિરંતર જીવઘાતના કરનાર કહેવાતા નથી તો કેવલીને નિરંતર જીવઘાતક શી રીતે કહીએ. તેમાટે "सत्तहिंठाणेहिं केवली जाणेझा. तंजहा. नो पाणे अइवाईत्ता." ઇત્યાદિક શ્રીઠાણાંગ સૂત્રના વચનથી જૈનમતની પ્રક્રિયા સાચવવામાટે કેવલીને નિર્દોષજ માનવા.

તથા વલી વિમર્શ બોલ્યો જે પહેલો બીજો અને સાતમો એ ત્રણ રાજા તે સપરિવારે મોહરાજાસાથે મલીને સર્વ જીવને એકાંતે વિડંબના આપેછે. એટલે અગ્યારમા ગુણઠાણાસુધી મોહરાજાની સત્તા છે. તિહાંસુધી તો જીવઘાત થાયછે. ઇત્યાદિક મામાના વચન સાંભલીને પ્રકર્ષ બોલ્યો જે હે મામાજી! એ મોહરાજાનું સૈન્ય જેને પરાભવકરી શકે નહીં એવા કોઇ ભવજંતુ હશે? તેવારે વિમર્શ બોલ્યો જે એવા પણ છે. જે જીવ નિર્મલ ચિત્તવંત હોય તથા ધીરપુરૂષ

હોય તથા અનાદિ અને અંતરહિત સંસારસમુદ્રને જાણી દુર્લભ મનુષ્યભવ પામી સદ્ભૂતભાવે અપ્રમત્તપણે પ્રવર્ત્તે તેનીસાથે મોહરાજા તથા રાગકેસરી પ્રમુખ કોઈનું જોર ચાલે નહીં. તથા જે પ્રાણી પાણીના પરપોટાનીપરે જીવિતવ્ય જાણે, અશુચિરોગાદિકે ગ્રસ્ત ક્ષીણવિનાશી એવું શરીર જાણે, યૌવન સંધ્યારાગ સમાન જાણે. અને વિષયસુખને કિંપાક ફલનીપરે પહેલાં તો સુંદર પણ પછી અતિદારૂણ દુઃખદાઈ જાણે, વલી સજ્જન કુટુંબનો સંબંધ તે પક્ષીના મેળાસરખો જાણીને જીવિતવ્ય તથા શરીર ધનાદિકનેવિષે જે પુરૂષ અનિત્યપણુ ભાવે તે જીવસાથે મોહરાજા તથા તેની સ્ત્રી જે મહામૂઢતા નામે છે તે બન્નેનું કાંઇ જોર ચાલે નહીં. તથા શોક ભય હાસ્યાદિક અને રાગદ્વેષાદિકનું પણ કાંઈ જોર ચાલે નહીં. તથા જૈનપ્રક્રિયાએ જેણે આત્મા શુદ્ધ કર્યો હોય તેનીસાથે મિથ્યાત્વનામે પ્રધાન તથા મિથ્યાત્વની સ્ત્રી જે કુદૃષ્ટિ તેની શક્તિનો પ્રચાર ચાલે નહીં.

તથા સ્ત્રીના શરીર તે મલ મૂત્ર રૂધિર માંસ હાડે કરી ભર્યા હોય એવું જાણી સ્ત્રીથી વિપરીત અશુચિભાવનાઓ કરી ભાવિત મને પ્રવર્ત્તે તે પુરૂષ જો સ્ત્રી સહિત હોય તેપણ તેનીસાથે કામદેવ તથા તેની સ્ત્રી રતિનામે છે તે બેઉનું જોર ચાલે નહીં.

તથા સમસ્ત સમુદ્રના પાણીથી ધોતાથકા પણ મલમૂત્રથી ઉપન્યું એવું સ્વભાવથીજ અશુચિવંત શરીર તે પવિત્ર ન થાય તો દુગંચ્છા શી કરવી એવું જે વિચારે તેનીસાથે દુગંચ્છાનું જોર ચાલે નહીં.

તથા જે સત્ય જ્ઞાનની ભક્તિએ સઝ્ઝાંયધ્યાનાદિક પાંચ પ્રકારે જ્ઞાનનો અભ્યાસ કરે, કરાવે તથા અનુમોદે તે પુરૂષને જ્ઞાનાવરણી અને દર્શનાવરણી એ બેહુ રાજા પરાભવ કરી શકે નહીં. વલી જે પુરૂષ સાત ક્ષેત્રનેવિષે ધન ખરચતો થકો તૃષ્ણારહિતપણે જ્ઞાનાચારાદિકનેવિષે વીર્ય બલપરાક્રમ ફેરવે છે અને દાનાદિમાં પરાક્રમી છે તેને સાતમો અંતરાય રાજા પરાભવ કરી શકે નહીં. ઇત્યાદિક સર્વ મોહરાજાના સુભટોને જીતવાના ઉપાય છે અને તેના જીતનાર પણ છે. પણ જેમ—

**" शैले शैले न माणिक्यं, मौक्तिकं न गजे गजे ॥ साधवो नहि सर्वत्र, चंदनं न वने वने ॥ इतिन्यायात् "**

તેમ જે ભવ્ય જીવસાથે મોહરાજાનું પરિવાર સહિત કાંઈ પણ જોર ચાલે નહીં તેવા જીવ થોડાજ છે. હવે તે વાત સાં-

ભલી પ્રકર્ષ બોલ્યો જે હે મામાજી! તેવા વિધિવંત પુરૂષ ક્યાં વસે છે? તેના ઉત્તરમાં વિમર્શ પોતાના ભાણેજને આસન્નસિદ્ધિ જીવની વાત કહેછે.

અનાદિ તથા અંતરહિત સમસ્ત વૃત્તાંતને ઉપજવાનું સ્થાનક એવું મહામહોટું ભવચક્ર નામે નગર છે તે સમસ્તબાહ્યનગર અને અંતરંગનગરના આધારભૂત છે. તે નગરમાં વલી બીજાં ઘણાં નગર છે અને ઘણા પાડા છે. ઘણાં ઘર તથા ઘણાં દેહરાં છે. તિહાં અનંતલોક વસે છે. તે નગરને અંતરંગ પણ કહિયે તથા બાહ્ય પણ કહિયે. તે નગરમાં મોહરાજાદિક સર્વનો જીપનાર સંતોષ નામે મહાસુભટ પણ વસે છે. તેની સન્મુખ જે તરત મોક્ષના જનાર ભવ્યપુરૂષ તે વસેછે. તેવારે પ્રકર્ષે પુછ્યું જે હે મામા! શું તિહાં પણ મોહરાજાદિક છે? તેવારે મામે કહ્યું જે હા તે પણ છે. કેમકે મોહરાજાદિક સર્વે યોગશક્તિવંત છે. તે અનેક રૂપે કરી ઉત્કૃષ્ટપણે નગરમાં પ્રવેશ કરી સર્વ લોકને જીપેછે. ઇત્યાદિક મામાનાં વચન સાંભલી પ્રકર્ષ બોલ્યો જે મોહાદિકના જયનો કરનાર જે સંતોષ તેને તથા ભવચક્ર નગરને અને ભવ્યજીવોને જોવાનો મને મહોટો ઉલ્લાસ છે માટે તે નગર મને દેખાડો. તેવારે મામે કહ્યું જે, જીંહાની મૂલશુદ્ધીને અર્થે આપણેની-

કલ્યા હતા તેની ઉત્પત્તિ તો આપણે જાણી જે રાગકેસરીનો પ્રધાન વિષયાભિલાષ છે તેની પુત્રી સ્પર્શનાદિકોની ન્હાની બેહેન રસના છે. એટલું તો જાણ્યું તો હવે લાંબે જવાનું શું કામ છે? ફોકટનો કાલક્ષેપ કરવો નહીં; તેમાટે જે કાર્ય કરવા આવ્યા તે થયું તો હવે પોતાને નગરે જઈયે. તે સાંભલી ભાણેજ બોલ્યો જે હજી તો એક વર્ષની અવધિમાં છ મહિના થયા છે. તે માટે ચાલો કૌતુક જોઇયે. એમ ભાણેજના આગ્રહથકી તે બેહુ મામો ભાણેજ ભવચક્ર નગર જોવાને આગલ ચાલ્યા.

માર્ગે ચાલતાં ભાણેજે પુછ્યું જે હે મામા! સાંભલીએ છીએ જે કર્મપરિણામ રાજા મહાવીર્યવંત કહેવાય છે તો તે મહામોહાદિકથી પણ બલવંત છે, કિંવા મહામોહ તેજ કર્મપરિણામ રાજા છે એ બેમાં શો ભેદ છે? તેવારે વિમર્શ બોલ્યો કે જે કર્મપરિણામ તે મોહરાજાનો વૃદ્ધ ભાઈ સર્વ કાર્યનો અધિકારી છે. પણ તે કર્મ્મપરિણામને નાટક ઘણું પ્રિય છે અને મોહ તો ચોરટો છે. તેથી સંગ્રામને વિષે રસિક થકા જેને તેને જીપતો ફરે છે. અને ચિત્તવૃત્તિરૂપ અટવીમાં નિવાસ કરીને જગતને ફસાવે છે. વળી મોહરાજાનું જે સૈન્ય તેજ સૈન્ય કર્મપરિણામ રાજાનું પણ સમજવું. તથા કર્મપરિણામ તો જી-

વને જેમ કષ્ટ આપેછે તેમ વચ્ચેવચ્ચે સુખનો લેશ પણ આપેછે. સારૂં અથવા માઠું એ બેહુ કાર્ય કરે અને મોહરાજા તો નિઃકેવલ દુઃખનોજ દેવાવાલો છે. માઠુંજ કરે. તથા મોહરાજા તે કર્મપરિણામનો ન્હાનો ભાઈ થાય છે તેથી તે સર્વ પ્રપંચ કરતો ફરે છે અને કર્મ્મપરિણામ રાજા સ્ત્રીએ-સહિત નાના પ્રકારે ભવજંતુના નાટકો જોતો થકો સુખે બેઠો રાજ્ય કરેછે. રાજસચિત્ત તથા તામસચિત્તનામે જે બે અંતરંગ નગર તે મોહરાજાને ભોગવવામાટે કર્મપરિણામ રાજાએ આપ્યાં છે. અને ચિત્તવૃત્તિનામે અટવીનો રાજા તો પોતે ભવ્યજીવજ હતો પણ સકર્મક જે સંસારી જીવ તેને એ મોહાદિકે બલવંત થઈ દૂર કરીને ચિત્તવૃત્તિ અટવીનું રાજ્ય પોતાને હસ્તક કર્યું છે તથા પૂર્વલાં બે નગર પણ ભોગવે છે. એને રાજ્ય ભોગવતાં કેટલો કાલ થયો તે કેવલજ્ઞાનીજ જાણે. એ બંનેમાં જે કર્મપરિણામ રાજા છે તે તેજ લેવામાં તથા આપવામાં બંને વાતે સમર્થ છે. તથા સર્વના ઉપર ચાલનારો છે. અને મોહરાજા તે કર્મ્મપરિણામ રાજાએ દીધું જે કટક તે લઈ લોકને જીપી કર્મપરિણામ રાજાનોજ ભંડાર વધારે છે."

ઇત્યાદિક વાતોના વિનોદે કરી માર્ગ ઉલંઘવાનો શ્રમ પણ તેના જાણવામાં આવ્યો નહીં. એમ જતા થકા મામો અને

ભાણેજ બેહુજણ ભવચક્ર નગરે આવ્યા એવામાં કામદેવનો મિત્ર જે વસંત તેપણ તેજ નગરે આવ્યો. તેવારે ઉદ્યાનને વિષે નવા નવા ઉપજ્યા જે કુંપલ તેના વિકસ્વર સમૂહ જે કે અતિસૂક્ષ્મ અને અતિસુંદર છે. વલી સુખકારી વાયુએ પ્રબલપણે ફૂલના સમૂહને કંપાવ્યા છે. વલી આંબાની માંજરને પામીને ઉન્મત્ત જે કોકિલાનો સમૂહ તેણે મધુર સ્વરેકરીને વનખંડની ભૂમિને વાચાલ કરી છે. વલી વૃક્ષ ફલ્યા છે. વેલડીઓ પુષ્પવતી થઈ છે. વલી નહીં મંદ એવો જે મકરંદ તેના આસ્વાદે કરી હર્ષવંત અને ઉન્મત્ત થઈ જે ભમરની શ્રેણી તેનો જે ઝંકાર શબ્દ તેણે કરી મનોહર કર્યું છે વનખંડને જેણે તથા વનવાડી પ્રમુખ ફલ ફૂલની છાયાયે કરી ગંભીર થયું છે—ઈત્યાદિક વસંતની શોભા દેખી મામે કહ્યું જે હે પ્રકર્ષ ભાણેજ! ચાલો આપણે આ વસંતની શોભા જોઇએ. તેવારે ભાણેજે કહ્યું ભલું. હવે તે બેહુ જણા જૂએછે તો વનમાં સ્થાનકે સ્થાનકે મદ્યપાનની ગોષ્ટીવંત એવા કેટલાક પુરુષ બેઠા છે. કેટલાક વલી મદ્યપાન કરી પૃથ્વીનેવિષે લોટી રહ્યા છે. કેટલાક વલી સ્ત્રીના આશ્રયી થઇને ગાયન કરી રહ્યા છે. એમ મદ્યપાન કરતા એવા નગરના લોક ઠેકાણે ઠેકાણે માંડવા નીચે બેઠા દીઠા. એટલામાં વલી મહોટા પરિવારે સહિત, મહોટી ઋદ્ધિએ, મહોટે આડંબરે,

અનેક વાજિત્રના નિર્ઘોષ થાતે, સમુદ્રના પૂરનીપરે મ્હોટા શબ્દ થાતે, છત્રચામરાદિકે શોભતો, ચતુરંગીણી સેનાએ સહિત, વલી છત્ર ધર્યું છે જેને એવો, ચામરાદિક રાજચિન્હવંત તે નગરનો રાજા વસંતની શોભા જોવાને આવતો દીઠો. તે દેખી વિમર્શે, પ્રકર્ષને કહ્યું જે હે ભાણેજ! મહામોહે, રાગકેસરીએ, વિષયાભિલાષે, ભોગતૃષ્ણાએ, મકરધ્વજે અને હાસ્યાદિકે જીત્યા જે લોક તેનું આ જડપણું—અજ્ઞાનકારીપણું—અકાર્યકારીપણું—ચિત્ત વિકલપણું તે તું જો કેવું છે! તેવારે પ્રકર્ષે પુછ્યું જે એ સર્વેલોક મોહાદિકને વશવર્ત્તિ થઇને ચેષ્ટા કરેછે તે તેનાથી કેમ જીતાણા હશે? તેવારે વિમર્શમામો તેને જીતવાની વાત કહેવા લાગ્યો અને પ્રકર્ષ સાંભલવા લાગ્યો.

કર્મપરિણામ રાજાની સ્ત્રી જે કાલપરિણતિ તેના ૧ હેમંત ૨ શિશિર ૩ વસંત ૪ ગ્રીષ્મ ૫ વર્ષા ૬ શરદ એવે નામે છ ઋતુરૂપ છ સેવક છે. તેઓ યથાનુક્રમે કાલપરિણતિ દેવીના આદેશે ભવચક્રનામા નગરે માનવાવાસ ક્ષેત્રમાં આવીને પોતાના વારાની મર્યાદાનેવિષે પોતપોતાની આજ્ઞા પ્રવર્ત્તાવે છે. એ પ્રમાણે જ્યારે વસંતઋતુનો વારો હોય ત્યારે મહાદેવી તેને ઈહાં મોકલે. પણ જેવારે વસંત, મહાદેવીની આજ્ઞાએ ભવચક્રનગર માંહેલા માનવાવાસ નામે નગરે આવે, તેવારે મોહરાજા વસંતનો વલ્લભ મિત્ર જે કા-

મદેવ તેને પણ પોતના પ્રતાપની વૃદ્ધિને અર્થે તે નગરે મોકલે અને પોતે તથા સર્વ સૈન્ય પણ કામદેવની સાથે થાય. તેમાટે વસંત હમણા અહીં આવ્યો છે અને મકરધ્વજ જે રાજા થઈ આવ્યો છે તેણે એ સર્વ લોકને જીત્યા છે અને મોહરાજા પ્રમુખના વશવર્ત્તિ કીધા છે. વલી મોહરાજાદિક પણ વચ્ચે વચ્ચે રૂડી રીતે આવીને પોતપોતાને અવસરે પોતપોતાનો વ્યાપાર દેખાડેછે; પણ મોહરાજા પ્રમુખ સર્વે યોગ શક્તિવંત છે તેથી હમણા સાક્ષાત્ દેખાતા નથી. પરંતુ મારી પાસે વિમલાલોક નામે યોગાંજન છે તેથી હું એ સર્વને દેખુંછું. અને હે પ્રકર્ષ! તને પણ એના દર્શનનો જો અભિલાષ હોય તો એ ઔષધનું અંજન કર. એમ કહી ભાણેજને અંજન કર્યું. તેના અનુભવથી જેવું મામાએ કહ્યું તેવું સર્વ પ્રકર્ષેપણ દીઠું. તે દેખી પ્રકર્ષ બોલ્યો જે હે મામાજી! તમેતો વિસ્મયકારી મહોટું કૌતુક દેખાડયું. વિમર્શ બોલ્યો જે એ તો થોડું કૌતુક છે પણ હજી તો એ ભવચક્ર નગરે ઘણું કૌતુક દેખશું.

હવે વલી પ્રકર્ષ પુછેછે કે જેવારે વસંત માનવાવાસ નગરે આવેછે તેવારે મોહરાજા કામદેવને તે નગરનું રાજ્ય આપેછે, અને પોતે તેના પરિકરભૂત થઇને તેની પછવાડે આવેછે; પછી વસંત ઉપર પોતનો વ્યાપાર કરતો દેખાય

છે; તેમજ રાગકેસરીનામે રાજા અને વિષયાભિલાષનામે પ્રધાન તથા ભોગતૃષ્ણાનામે તેની સ્ત્રી ઇત્યાદિક તો સર્વે ઇહાં પોતાના વ્યાપારે પ્રગટ દેખાય છે પણ દ્વેષગજેંદ્રાદિક તથા શોકાદિક કેમ દેખાતા નથી? તે સાંભલી મામો બોલ્યો જે હે પ્રકર્ષ! તે દ્વેષગજેંદ્રાદિક પણ ઇહાંજ છે; તે હમણા ગુપ્ત રહ્યા છે પણ પોતાને અવસરે પ્રગટ થશે. તેવારે વલી પ્રકર્ષે પુછ્યું જે હે મામાજી! મોહરાજા પ્રમુખ જો ઇહાં આવ્યા છે તો ચિત્તવૃત્તિ અટવી ખાલી થઈ ગઈ હશે? તેવારે મામાએ કહ્યું જે એ મોહરાજાપ્રમુખ સર્વ ઇચ્છારૂપી છે. જો ચિંતવે તો અનંતરૂપ કરી શકે માટે ત્યાં પણ એજ છે અને ઇહાં પણ એજ આવ્યા છે.

એમ મામો ભાણેજ વાતો કરેછે એટલામાં અતિલોલાક્ષ-નામે રાજા આવ્યો છે તેણે હાથીથી ઉતરીને ચંડિકાનામે દેવીના મંદિરમાં જઈ દેવીને મદ્યાદિકે સીંચી તૃપ્તિવંત કરી. તેવાર પછી મદ્યપાનમંડપે આવી પરિવારસહિત બેઠો. પછી સુવર્ણના રત્નજડિત પાત્રેકરી પોતે મદ્યપાન કરેછે અને સર્વ પરિવાર પણ મદ્યપાન કરી નવા નવા પ્રકારની ચેષ્ટાઓ કરેછે; એટલામાં લોલાક્ષરાજાનો નાનો ભાઇ જે રિપુકંપનનામે ત્યાં બેઠો હતો તેણે મદ્યપાન કર્યું હતું તેથી પરવશ થઈને પોતાની રતિલલિતાનામે સ્ત્રીસાથે હતી તેને કહ્યું જે તું નાટક

કર. તેવારે તે સ્ત્રી જેની તથા લોકની લજ્જા મુકી નિર્લજ્જ થઇને ભર્ત્તારના કહેવા ઉપરથી નૃત્ય કરવા લાગી. એટલામાં રિપુકંપન પ્રમુખ મદ્યપાનનાવશે પ્રબલ છાકવંત થયાથકા ચેષ્ટારહિત થઇને ભૂમિનેવિષે લોટવા લાગ્યા. બીજા પણ કુટુંબના સર્વ લોક મદ્યપાનેકરી ચૈતન્ય ભાવવર્જિતતૂલ્ય થઈ ભૂમિપર પડ્યા એટલામાં રતિલલિતાને નાચતી દેખી લોલાક્ષરાજા પરવશ થયોથકો મદ્યે ઉદ્ધત થઈ, ચક્ષુની ઘેરાઈ ગયેલી સ્થિતિમાં, વલી ભોગવાંછનાયે વશીભૂત થયો થકો તેને ઝાલવા ઉઠ્યો. સ્ખલિતમાન છે પગનું મુકવું જેનું એવા જેષ્ટનો દુષ્ટ અભિપ્રાય જાણી રતિલલિતાએ નાસવા માડયું. તેને લોલાક્ષે દોડીને પકડી. ફરી તેના હાથમાંથી છુટીને મંદિરમાં ચંડિકાની મૂર્ત્તિ પાછલ જઈ ભરાઇ બેઠી. એટલે દ્વેષગજેંદ્રનો અવસર થયો તેથી તે રાજાના શરીરમાં પેઠો. એટલે રાજાએ ખડ્ગ કાઢી ચંડિકાની મૂર્ત્તિને છેદી. તિહાંથી વલી રતિલલિતા પોકાર કરતી નાઠી. અને મદ્યપાની રિપુકંપનાદિક જિહાં પડ્યા છે તિહાં આવી. તેની પછવાડે રાજા પણ ખડ્ગ લેઈ આવ્યો. એટલામાં રિપુકંપન સાવધાન થયો. તેપણ મોટા ભાઇનો એવો અન્યાય જાણી ખડ્ગ લઇને ઉઠયો. તેવારે તો કોલાહલ થયો. ઠેકાણે ઠેકાણેથી સુભટો શસ્ત્ર લઇને ઉઠ્યા. મદ્યને વશ થયા થકા પોતાના તથા પરના ભાગને ન ઓલખતા સતા

લડવા પ્રવર્ત્યા અને માંહોમાંહે યુદ્ધ થયું. લોક તો સર્વ ત્રાસ પામી દિશોદિશે નાશી ગયા.

તેવારે મામે ભાણેજને કહ્યું જે હે પુત્ર! જો આ પ્રગટભૂત દ્વેષગજેંદ્રનો મહિમા કેવો છે! તે સાંભલી ભાણેજે જોવા માંડ્યું. એટલામાં રિપુકંપને વૃદ્ધ ભાઇને ખડ્ગેકરી હણ્યો. તેથી કોલાહલ અને હાહાકાર થઈ રહ્યો. તેવારે વિમર્શે કહ્યું જે જો આ મદ્યપાનની રીત કેવી છે. જે મદ્યપાન કરે તથા પરદારા વાંછે એવા અનર્થ કરનારને એવી એવી વિટંબનાઓ પ્રાપ્ત થાય. તેમાટે ભલા પુરૂષે મદ્યપાન તથા પરદારાગમન પરિહરવું.

હવે રિપુકંપન પોતાના ભાઇને હણીને પોતે રાજા થયો. દેશનેવિષે પોતાની આજ્ઞા પ્રવર્ત્તાવી. તેવાર પછી તેજ નગરમાં તે મામા ભાણેજ કૌતુક જુએછે એટલામાં કેટલેક દિવસે મિથ્યાભિમાન રિપુકંપનને આવીને મલ્યો. એટલામાં રિપુકંપનની બીજી સ્ત્રી જે મતિકલિતા તેણે પુત્ર પ્રસવ્યો. રાજાને વધામણી આવી. રાજાએ મિથ્યાભિમાનને વશે મુકુટ કુંડલાદિક સર્વાભરણ વધામણીની દેનારી દાસીને આપ્યાં. રાજમંદિર સમરાવ્યું. ઠામઠામે હર્ષસહિત મહોત્સવ મંડાવ્યા. ઘણો અહંકાર ધરવા લાગ્યો. અને વિચાર્યું જે અહો મારો

ભાગ્યોદય કેવોછે જે સમકાલે રાજ્યનો લાભ થયો અને વલી પુત્રનો પણ લાભ થયો.

એ સર્વ મામો ભાણેજ જુએછે એટલામાં ક્ષણેકવારે વલી મતિમોહ અને શોક એ બેહુ સુભટને રાજમંદિરમાં પ્રવેશ કરતા દેખીને પ્રકર્ષે પુછયું હે મામા! આ મતિમોહ અને શોક બેહુ કિહાં જશે? તે સાંભલી વિમર્શે કહ્યું કે હમણા એ રાજમંદિરમાં જાયછે ત્યાં જઇને શું તમાસો કરેછે તે તું જોજે. એટલામાં એક દાસીએ આવીને રાજાને કહ્યું જે હે સ્વામી! પુત્રને ઘણો રોગ ઉપજ્યો છે. તે સાંભલી રાજા જે હર્ષ ધરતો હતો તે સર્વ જતું રહ્યું અને મતિમોહ તથા શોક એ બે રાજાના શરીરમાં પેઠા. તેથી રાજા દુઃખાક્રાંત છતો રૂદન કરતો પુત્રની સમીપે આવ્યો અને અનેક યંત્ર મંત્ર તંત્ર અને ઔષધ કરાવ્યાં. તે સર્વ ઉપાય જેમ કલરની જમીનમાં વર્षાદ નિઃફલ થાય તેમ નિઃફલ થયા અને ક્ષણેકમાં રાજાના દેખતાંજ બાલક મૃત્યુ પાંમ્યો. તેથી રાજા અને રાજાની સ્ત્રી બન્ને જણા મતિમોહને વશથઈ ઇંટવડે મસ્તકનું ફોડવું તથા હૃદયનું કુટવું ઇત્યાદિકેકરી મૂર્ચ્છિત થઈ મૃત્યુ પામ્યા. તેથી રાજાનું કુલ સર્વ શોકાતુર થયું. તેવારે મામે ભાણેજને કહ્યું કે જો આ ભવચક્રનગરનાં કૌતુક કેવાં છે.

પ્રકર્ષ પણ આશ્ચર્યવંત થયો થકો ખેદ વચનેકરી મોહસૈ-

ન્યના માઠા વિલાસની વાતો કરવા લાગ્યો. તિહાંથી વલી મામો ભાણેજ બન્ને જણા આગલ ચાલ્યા. એટલે જિહાં હાટની શ્રેણી છે તિહાં કૌતુક જોવાને અર્થે આવ્યા. તિહાં એક મોટા હાટનેવિષે એક વ્યાપારી ઘણો વ્યાપાર કરતો થકો હાટે બેઠો દીઠો. તેની આગલ ઘણા વાણીઆના પુત્રો લખતાં વાંચતાં તોલતાં વેચતાં લેતાં થકા વ્યાપારની ક્રિયા કરે છે. વિવિધ પ્રકારના રત્ન મણી માણિક્ય સુવર્ણ તથા રૂપા પ્રમુખના અંબાર એટલે ઢગલા પડ્યા છે. તે દેખીને પ્રકર્ષ વિમર્શને કહેછે જે હે મામા! આ વ્યાપારીને લોકો પ્રણામ કરેછે, કોઈ બોલાવે છે, કોઈ માગેછે, તો પણ તે તેની સામું જોતો નથી તથા સાંભલતો પણ નથી અથવા ઘણે કાલે પણ બોલતો નથી અને ઉંચીજ નજર કરી રહ્યોછે પણ કોઈને જોતો નથી તે શું?

તેવારે મામો બોલ્યો જે એ વ્યવહારીયાના અંગનેવિષે મિથ્યાભિમાનનો ભાઈ ધનગર્વનામે પેઠોછે તેણે કરી તે ધનગર્વિત છે. તેના વશથકી એવી એની માઠી અવસ્થા થઈ છે. પણ એ એમ જાણતો નથી જે એ સર્વ ક્ષણીક છે. એમ મામો ભાણેજ વાતો કરેછે એટલામાં રાગકેસરીરાજાનો ચોથો બાલક જે અનંતાનુબંધી લોભ તે વ્યવહારીયાના અંગમાં પેઠો. એટલામાં કોઈક પુરૂષે આવી એક બહુમૂલો રત્નજડિત

મુગટ તે વ્યવહારીઆને એકાંતે તેડીને દેખાડ્યો. વ્યવહારીએ પણ જાણ્યું જે એ માલ ચોરીનો છે. તોપણ લોભનાવશે તે વ્યવહારીએ થોડુંક દ્રવ્ય આપીને વેચાતો લીધો. પછી તે વેચનાર પુરૂષ તો જતો રહ્યો. એટલામાં પાછલથી પગને અનુસારે બિભીષણરાજાનું કટક આવ્યું. તેણે તે મુકુટસહિત વ્યવહારીઆને પકડ્યો. સર્વ લોકના દેખતાંતેની દુકાન લૂંટી લીધી. અને ગધેડે ચડાવી વિચિત્ર પ્રકારની વિટંબના કરી નગરમાં ફેરવ્યો. લોકમાં બહુ અપકીર્તિ ચાલી. અપભ્રાજના થઈ. તેવારે આશ્ચર્યે આકુલ ચિતવંત થકા પ્રકર્ષે વિમર્શને કહ્યું જે હે મામા! આ કેવું આશ્ચર્ય! આ તે ઇંદ્રજાલ કે સ્વપ્ન! આ એક ક્ષણવારમાં આમ કેમ થયું? તેવારે મામો બોલ્યો જે હે પ્રકર્ષ! આ જે દેખાય છે તે સર્વ સત્ય છે. ધનવિભવાદિની એવીજ ગતિ છે. તેથી જે ઉત્તમ પુરૂષ હોય તે ધનનો ગર્વ કરે નહીં. એ ધન તે શરદઋતુના વાદલનીપરે ચંચલ છે. દેખતા દેખતા જતું રહે. ધનના લોભી પુરૂષો સેંકડાગમે કાર્ય કરી દ્રવ્ય મેળવવા ઇચ્છે છે. હીન લોકની પણ સેવા કરેછે. પોતાના ગુણનો નાશ કરેછે. હજારોગમે કઠણ ઉપાયે કરી તથા મહાકષ્ટે કરી ધનને ઉપજાવેછે. તો પણ એ ધન સ્થિર રહેતું નથી. તેવારે વલી પ્રકર્ષે પુછ્યું જે હે મામા! સ્વભાવે કરી ચપલ એહવું એ ધન તે શી રીતે સ્થિર

થાય તેનો ઉપાય કહો. તેવારે મામો ધન સ્થિર થવાના ઉપાય કહેછે.

જે પુરૂષ નીતિથી ઉપજાવેલું ધન પામીને દેવગુરુની પૂજા કરે, શુદ્ધાચારે પ્રવર્ત્તે, અશરણાદિક જીવો ઉપર દયા રાખે, પરને પીડા ન કરે, પરોપકાર કરે, પોતાનું ચિત્ત વશ રાખે, શુભ સ્થાનકે ધન ખરચે, ધનઉપર મૂર્ચ્છા ન રાખે,—ઇત્યાદિકમાં જે તત્પર હોય તે પુરૂષને પુણ્યાનુબંધી પુણ્યે કરી ધન સ્થિર થાય. એમ એ મામો ભાણેજ વિચિત્ર પ્રકારની વાતોમાં હર્ષે કરી તત્પર થકા ઉભા છે. એટલામાં એક યુવાન પુરૂષ જેણે ઘણા મલીન દરિદ્રી જેવાં ફાટેલાં ત્રુટેલાં વસ્ત્ર પહેર્યાં છે તથાપિ કાંઈક દ્રવ્ય ખરચી મોદક તાંબૂલાદિક લઈ, સુગંધવંત તૈલ અને પુષ્પાદિકે કરી શરીરને શોભાયમાન કરીને, કાંઈક ભાડું આપી ધોબીના ઘરથી રૂડાં વસ્ત્ર પહેરીને, કિહાંક જતો હતો તેહને પ્રકર્ષે દીઠો. તેવારે મામાને પુછ્યું જે આ મૂર્ખ સરખો પણ શોભાપૂર્વક લાડુ તંબોલાદિક લઇને કોણ પુરૂષ જાયછે અને એ કિહાં જતો હશે ? તે સાંભલી મામો તે પુરૂષની વાત કહેછે જે.—

એ સમુદ્રદત્ત શેઠનો પુત્ર રમણનામે છે. એણે એ નગરની વસનારી ગણિકાને ઘેર રહીને તે વ્યસનને આધીન થઈ પોતાના પિતાનું અસંખ્ય દ્રવ્ય હતું તે સર્વનો વિનાશ કર્યો.

હવે લોકને ઘેર ચાકરી કરીને આજીવિકા ચલાવેછે. આ-જતો ક્યાંઈકથી કંઇક દ્રવ્ય પામ્યો છે એટલે વલી તે દ્રવ્ય ખરચી, નવો પહેરવેશ કરી, શરીરને શોભાવી, મદનમંજરી-નામે ગણિકાની પુત્રી કુંડલતાનામે છે તેનીપાસે જાયછે. તેણે આગલ એ રમણનું દ્રવ્ય સર્વ ખરચાવ્યું છે; પછી દ-રિદ્રી થયો ત્યારે મુઆસરખો જાણીને કાઢી મેલ્યો છે. તોપણ વલી આજે ભોગવાંછનાએ કામે હણ્યોથકો ત્યાં જાયછે. તો ચાલો હવે આપણે પણ ત્યાં એનું કૌતુક જોવા જઇએ. એમ કહી તે બન્નેજણ તેની પછવાડે થયા. ગણિ-કાને ઘેર આવ્યા. એટલે વિમર્શે નાક મરડી માથું ધુણાવી નાક આડું વસ્ત્ર દેઈ ખેદ કરી પ્રકર્ષને કહ્યું કે આ ગણિકા અશુ-ચીની કોઠી છે અને વિષ્ટાયે પરિપૂર્ણ છે; તેના બારેદ્વારથી અશુચિ નીકલી રહી છે અને દુર્ગંધ ઉચ્છલે છે વળી વિષ્ટા મૂત્ર ક્રમિયા નસ માંસ હાડ શ્લેષ્મ આદિ દેઇને અ-પવિત્ર વસ્તુએ તેનું અંતર વ્યાપ્ત છે છતાં પણ કૃત્રિમ પુષ્પગંધાદિકે ક્ષણિક ક્ષયરૂપ શોભા ઉપજાવીને કામે કરી અંધ થયેલા કામી પુરૂષોને તે મોહ ઉપજાવે છે. એવું સાંભલી પ્રકર્ષ કહેછે અહો! એ દુર્ગંધ અસહ્ય છે. તે આપ-ણાથી નખમાય. માટે આપણે બહાર જઇયે. પછી તે બન્ને-જણ મંદિર બહાર નીકલીને કૌતુક જુએ છે એટલામાં ર-

મણ તે વેશ્યાના મંદિરમાં ગયો. તેણે મદનમંજરીને દીઠી. મદનમંજરીએ પણ પૂર્વે તો કાઢી મુક્યો હતો તથાપિ હમણા કાંઈક વલી રૂડી ભોગવસ્તુ એનીપાસે જોઇને કપટ વચને કરી કહ્યું જે અહો સ્વામી! પધારો. તમે જે દિવસથી ગયા છો તે દિવસથી માંડીને મહારી પુત્રી કુંડલતિકા તમારે વિરહે પાણીથી વિછુટેલી માછલીની પેઠે મહાદુઃખ પામે છે. ઇત્યાદિક વચને ઘણો કપટરાગ દેખાડી કહ્યું જે હે રમણ! હમણા રાજપુત્ર ચંડ અહિંયાં આવશે. તેમાટે તમે હાલ એક મુહૂર્ત્તમાત્ર પ્રચ્છન્નપણે બેસી રહો એટલી વાત કરેછે એટલામાંજ રાજપુત્ર ચંડ ત્યાં આવ્યો. તેથી રમણના શરીરમાં ભયનામે મોહરાજાના સૈન્યનો મનુષ્ય પેઠો. ચંડ રાજપુત્રે રમણને દીઠો તેથી તેને ક્રોધ વ્યાપ્યો. હાથમાં છરી લેઇને રમણનાં નાક તથા કાન છેદી નાખ્યાં. એક આંખ ફોડી નાખી ને લાતો મારી બહાર કાઢી મુક્યો. મદનમંજરી અને કુંડલતિકા પણ વિચિત્ર પ્રકારનો ઉપહાસ કરી ઘરથી બહાર કાઢીને ખડખડ હસવા લાગી. ત્યાં રમણ, ચંડની આજ્ઞાએ સુભટ પુરૂષોની નિવડ લાકડી મૂઠી પ્રમુખે માર ખાતો થકો મૃત્યુ પામ્યો. એવો તેનો વૃત્તાંત દેખીને વિમર્શે કહ્યું કે જોવત્સ! આ ગણિકાનું કુટિલપણું તથા કપટકળામાં પંડિતપણું કેવું છે! વલી જો આ કામદેવની શક્તિ પણ કેવી

છે! જો આ ગણિકાના વ્યસનમાં આસક્ત પુરુષોની વિડંબના! માટે હે વત્સ! ગણિકાના આવા અધમપણાને જાણીને ઉત્તમ પુરુષે જાતિ શીલ ધન લજ્જા ઇત્યાદિક રાખવાને અર્થે અનેક પ્રકારના અનર્થરૂપ જળના પૂરેકરી ભરપૂર નદીરૂપ એ ગણિકાનો સમાગમ કરવાનું વ્યસન પરિહરવું. ફરી વિમર્શ બોલ્યો જે હે પ્રકર્ષ! હજી એ ભવચક્ર નગરે ઘણું જોવું બાકી રહ્યું છે. એતો અનંત કૌતુકમય છે. પણ આપણી અવધિમાં થોડા દિવસ બાકી રહ્યા છે. તેમાટે મારૂં વચન માનીને ચાલ તો હું તને એક સામટું કૌતુક દેખાડું. એમ કહી પ્રકર્ષને સમજાવીને વિવેકનામે મહાપર્વત છે તેના શિખરઉપર ચડીને મામો ભાણેજ બન્ને જણ ભવચક્રનાં કૌતુક જોવા લાગ્યા.

એટલામાં તેમણે એક નગ્નપુરૂષને દીન રાંકજેવો અને ભયે કરીસહિત જોયો. તેના કેશ સર્વ છુટા થઈ ગયાછે, પિશાચનીપરે કુક્ષી ભુખે કરી ક્ષીણ થઈ છે, અને આંખ ચપલ થઈ છે, દશેદિશે જોતો થકો ઘણા પુરૂષે વીંટાયલો છે, નાસવા ઇચ્છેછે અને ખડીમાટીએ કરી તેના હાથ ધોયેલા છે. એવો પુરૂષ દેખી પ્રકર્ષે પુછ્યું, હે મામા! એ કોણ પુરૂષ છે? ત્યારે વિમર્શે કહ્યું—

એ કુબેર નામે સાર્થવાહનો ધનેશ્વર નામે મહાધનવંત પુત્ર છે. પણ જુગટાદિકનેવિષે આસક્ત છે માટે એને ઘણા

લોક કપોત એટલે હોલો એવું યથાર્થ નામ દીધું છે. એણે જુગટાના વ્યસનમાં ક્રોડોગમે રત્નની રાશી ખપાવીને પિતાનું ઘર સ્મશાન જેવું કરી મુક્યું છે. એવો અપલક્ષણો જાણી પિતાએ એને ઘરથી બહાર કાઢી મુક્યોછે. વલી તેણે હારેલું ધન પાછું મેલવવાનેમાટે ઘણી ચોરી કરી પણ રાજાએ એને પકડી રાસભારોહણાદિક કદર્થનાઓ કરીને તે વાણિયાનો પુત્ર છે એવું જાણીને જીવતો મુકયો છે. તથાપિ એ વ્યસન મુકતો નથી. આજે રાત્રે વલી જુગટું રમતાં એ પોતાનું મસ્તક હાર્યોછે. તેમાટે જુગટાના રમનાર આ સર્વ ધૂર્ત લોકો હમણા એનું મસ્તક લેવા વાંછેછે. ત્યારે પ્રકર્ષે પુછ્યું જે ધનક્ષયાદિક અનર્થનું કરનાર અને પ્રાણનો નાશ કરનાર ઇત્યાદિક અનર્થના હેતુભૂત જો જુગટું છે તો લોક એવી દ્યૂતક્રીડા શાવાસ્તે કરેછે? તેવારે વિમર્શે કહ્યું જે મોહરાજાએ જેને પોતાની શક્તિએ આંધળા કર્યાછે તેઓ છતી આંખે પણ નથી દેખતા. અને એવા જે લોક તે આવા માઠા વ્યસનના અધમ ફલને બીલકુલ જાણતા નથી. પણ ઉત્તમ પુરૂષ તો મોહરાજાદિકથી પરાભવ નથી પામતા અને સર્વથા દ્યૂતવ્યસન નથીજ કરતા.

એટલામાં પ્રકર્ષે જંગલમધ્યે એક સ્વારને હાથમાં તલવાર લઇ શીયાલની પછવાડે દોડતો દેખી મામાને પુછ્યું જે શા કારણે આ પુરૂષ બિહામણા ગ્રીષ્મઋતુના તડકામાં ભુખતર-

શથી વ્યાકુલ થયેલો જીવની પછવાડે અટવીમાં રઝલેછે ? અને તે કોણ છે ? તે સાંભલી વિમર્શ કહે છે હે પુત્ર ! એ ભવચક્રમધ્યેજ લલિતાંગપુરનામે નગરનો સ્વામી લલનનામે રાજા છે. એને ઘણો આહેડો[1] પ્રિય છે. તેથી રાત્રદિવસ નિરંતર આહેડો કરતોજ ફરેછે. અને રાજકાર્ય સર્વ વિસારી મુક્યાં છે. પ્રધાનાદિકે ઘણો વાર્યો તોપણ એણે આહેડો મુક્યો નહીં. ત્યારે પ્રધાનાદિકે રાજ કરવાનું અયોગ્ય જાંણી એના પુત્રને રાજ્યે થાપી એને નગર બહાર કાઢી મુક્યોછે. તેથી એ લલન રાજા ભુખતૃષાયે ઘણો દુઃખી થાયછે. તથાપિ માંસને લોભે આહેડો મુકતો નથી. તેથી તે અહિં કુટુંબ ધનાદિકથી ભ્રષ્ટ થયો અને વલી પરભવે પણ નરકાદિક ગતિ પામશે. જે પુરૂષને માંસ ભક્ષણની વાંછા હોય તેને સર્વથા ધર્મ હોયજ નહીં અને તે ઈહલોકે પરલોકે ઘણું દુઃખ પામે. એ રીતે મામો ભાણેજ વાત કરેછે, એટલામાં લલનરાજા જે શૃગાલની પછવાડે અશ્વ દોડાવતો હતો તે શૃગાલ તો નાશી ગયો અને એની દૃષ્ટિ શીયાલ ઉપર હતી તેથી આગલ એક ખાડો આવ્યો તેના ઉપર એનું ધ્યાન રહ્યું નહીં તેથી ઘોડો અગાધ ખાડામાં જઈ પડ્યો. તિહાં લલનરાજા ચંપાઈને ક્ષણેકમાં મૃત્યુ પામ્યો. એટલે વિમર્શે પ્રકર્ષને દેખાડ્યું કે જો આ-

---

૧. મૃગયા, શિકાર.

હેડા કરવાનાં ફલ! તેમાટે જે સદા પરિણામે ઉત્તમ પુરૂષ હોય તેણે માંસ ભક્ષણ તથા આહેડો વર્જવો. ધર્મ તો આજ્ઞાપૂર્વક દયાએ છે.

એવામાં વલી કોઈક પુરૂષને જમરાજાના દૂતસરખા રાજાના માણસો તેની જીભને ઉખેડી નાખીને ગળામાં તપાવેલા સીસાનો રસ પાય છે. તે દેખીને પ્રકર્ષે વિમર્શને પુછ્યું જે હે મામા! આ કોણ પુરૂષ છે? એતો કોઈ અપરાધી પુરૂષ જણાય છે. માટેજ એના ગલામાં તપાવેલા સીસાનો રસ ઢોળીને એને પીડા ઉપજાવે છે. તેવારે મામો કહેછે-એ ચરણકપુર નગરનો વસનારો મહા ધનવંત સુમુખનામે વ્યાપારી છે. પણ તે બાલ્યાવસ્થાથીજ સ્ત્રીકથા-દેશકથા-રાજકથા-ભક્તકથા એ ચાર કથારૂપ ચારે વિકથાનેવિષે અતિ આસક્ત અને મહાવાચાલ છે; તેથી લોકે એનું નામ દુર્મુખ પાડ્યું છે. એક દિવસે એ નગરના તીવ્ર નામે રાજાને પોતાના દુશ્મન સાથે સંગ્રામ થયો. તેમાં વૈરીનો પરાજય કરી રાજા પોતાના નગરમાં આવેછે એટલામાં એ દુર્મુખે ગામમાં એવી અફ્વા ફેલાવી જે રાજા હારી ગયો અને વૈરી જીતી ગયા; માટે જેનાથી નસાય તે નાસી જાઓ, નહીં તો સર્વ લૂંટાશો. એ વાત સાંભલી સર્વ નગરના લોક નાસવા માંડ્યું. નગર શૂન્ય થયું. એવામાં તીવ્ર રાજા શત્રુને જીતીને

પોતાના નગરમાં આવ્યો ત્યારે લોકો પણ રાજાના આવવાથી હર્ષવંતથયેલા નગરનેવિષે પાછા આવ્યા. અનુક્રમે રાજાએ નગરમાં ભય પેસવાનું કારણ પૂછ્યું એટલે કોઈકના મુખથકી બીક ઉપજવાનું મૂલ એ દુર્મુખ હતો એવું જાણ્યું. તેથી ક્રોધે કરી તેણે પોતાના સેવકોને આદેશ કર્યો કે જે જીભે કરી એ દુર્મુખે મૃષા કહ્યું તે જીભનું મૂલથી ઉન્મૂલન કરી નાખો. વલી જે ગર્દનરૂપ નાલથકી એ જીભની મૂલ પ્રવૃત્તિ નીકલી તે ગર્દનરૂપ નાલનેવિષે તપાવેલા સીસાનો રસ નાખો. આવા રાજાના હુકમથી રાજાના સેવકો એને વિટંબના કરે છે.

તે સાંભલી પ્રકર્ષે કહ્યું જે હે મામાજી! જે વિકથાના કરનાર છે તેને એવી વિટંબના થાયછે? ત્યારે મામાએ કહ્યું કે જેનાં મોકળાં મુખ હોય, જેઓ અણ વિચાર્યું બોલનારા હોય અને વિકથાસક્ત હોય તેને એમજ હોય; તેમાટે જે સત્યવંત હોય અને સર્વ લોકનું હિતવંછક હોય તેવા પ્રમાણોપેત પુરૂષનેજ સત્ય કહેનારા કહીએ. માટે હિતવંછક પુરૂષે સર્વથા વિકથા વર્જવી.

એટલામાં રાજમાર્ગે જોતાં પ્રકર્ષે એક ઉજ્વલ પુરૂષ દેખી પુછ્યું જે હે મામાજી! આ પેલો ધોલા શરીરવંત પુરૂષ દેખાયછે તે કોણ છે? તેવારે મામો તેની વાત કહેછે જે એ પુ-

રૂષ રાગકેસરીનામે રાજાનો સુભટ હર્ષનામે છે. અને એ માનવાવાસ નગરનો વસનાર વાસવનામે મહોટા વ્યવહારીઆ છે, તેના ઘણા કાલના વિરહયુક્ત ધનદત્ત નામે મિત્રનું હમણા આવવું થશે તેણેકરી તે હર્ષવંત થશે કેમકે અત્યંત વલ્લભ બાલપણાનો મિત્ર તે હમણા ઘણા દિવસે આવી મલવાનો છે, તેથી એ હર્ષ હમણા તિહાં જાયછે. એટલામાં તો હર્ષ તિહાં ગયો. હવે વાસવે ઘણાંકાલે આવી મળેલા એવા પોતાના ધનદત્ત મિત્રને દેખીને હર્ષના વશથકી આલિંગન આસન દેઇને ક્ષેમ કુશલાદિકની વાતો પુછવા માંડી. વ્યવહારીઆ મહા હર્ષ પામ્યો. મિત્રની ઘણી ભક્તિ કરી. પછી હાસ્યવિનોદાદિક કરેછે, ઘરના માણસપણ સર્વ હર્ષયુક્ત થયા છે, એમ મિત્ર સંઘાતે વિનોદક્રીડાની વાતો કરેછે એવામાં વલી એક વાસવના ઘરનો ચાકર દેશાંતર થકી આવીને ગ્લાનમુખ થકો કાંઈક બોલવાને પ્રવર્ત્તવા લાગ્યો. તેવામાં એક શ્યામ પુરૂષને તે વ્યવહારીઆના ઘર તરફ જતો પ્રકર્ષે દીઠો. તેવારે વિમર્શને પુછયું જે એ કોણ પુરૂષ જાયછે? તેવારે મામે કહ્યું જે એ શોકનો મિત્ર વિષાદનામે છે. એ મોહરાજાના સૈન્યનો મનુષ્ય છે અને એ વ્યવહારીઆના ઘરમાંજ જાયછે. કેમકે એ વ્યવહારીઆને સેંકડો દેવ દેવીઓ માનતાં વર્દ્ધનનામે એક પુત્ર થયો છે. તે મહોટો થયો, યૌવન અવસ્થા પામ્યો,

તેવારે વાસવે વાર્યો છતાં પણ ઘણું દ્રવ્ય લઈને પરદેશે વ્યાપાર કરવા ગયો. તિહાં વલી કેટલોક કાલ રહીને ક્રોડોગમે દ્રવ્ય ઉપાર્જન કરી, મહોટા સાર્થસહિત ઘરપ્રત્યે આવતો હતો; એટલામાં માર્ગે ક્રૂર ચોર મલ્યા. તેણે સર્વ સાર્થ લુંટી લીધો અને વર્દ્ધનને કુટુંબે સહિત પકડી લીધો. તેમાંથી એ વાસવનાજ ઘરનો દાસ લંબનક નામે બંદીવાન તિહાંથી નાસી આવ્યોછે. તે ઈહાં વાત કહેછે. તેમાટે એ વિષાદપણ તિહાંજ જાયછે. એટલામાં તો વિષાદપણ તે વાસવ વ્યવહારીઆના શરીરમાં પેઠો. તેવારે તે વ્યવહારીઓ પણ "હે પુત્ર! હે વત્સ! હે વર્દ્ધન! તુજને મેં પરદેશ જવાની મનાઈ કરી, તોપણ તેં માની નહીં; હવે હું શું કરૂં; ધનપણ ખોયું. હવે શો ઉપાય કરી તને મુકાવું." ઈત્યાદિક કરુણા વિલાપે આક્રંદ કરવા લાગ્યો. તે દેખી ઘરનો સર્વ પરિવારપણ રૂદન કરવા લાગ્યો. તેવારે પ્રકર્ષે પુછયું જે હે મામા! ભવચક્રનામા નગરનું એ રૂપ શું જે ક્ષણેકમાં હર્ષ પામે અને ક્ષણેકમાં વિષાદ પામે? તેવારે મામો કહેછે જે હે પ્રકર્ષ! તું એટલું આશ્ચર્યે શું પામેછે? એ બાહ્યલોક મોહનેવશે રાજ્ય ધન પુત્ર મિત્રાદિક પામી ક્ષણેકમાં મહોટા હર્ષ પામેછે ને વિશ્વને તૃણસમાન ગણેછે. અને ક્ષણેકમાં વલી તેજ વસ્તુ નાશ પામેછે ત્યારે ઘણો શોક અને વિષાદાદિક ધરેછે. એ

સર્વ મૂઢપણાનાં લક્ષણ છે. અને જે વિવેકી પુરૂષ છે તે તો ધનાદિક અનિત્ય વસ્તુને પામવાથી તથા તેનો નાશ થવાથી હર્ષ અને શોક કાંઈપણ નથી કરતા. એમ કહીને વલી વિમર્શે એવું કહ્યું જે હે વત્સ! તુજને પ્રત્યેક પ્રત્યેક નાના પ્રકારના આશ્ચર્યમય એ ભવચક્ર નગરનાં કેટલાંક કૌતુક દેખાડું. તે-માટે સંક્ષેપેજ ભવચક્ર નગરનું સ્વરૂપ જાણવાનો ઉપાય તુ-જને કહુંછું તે સાંભલ.

યદ્યપિ એ ભવચક્ર નગર તે અનેક નગરે કરી સંયુક્ત છે. તથાપિ ૧ માનવાવાસ ૨ વિબુદ્ધાલય ૩ પશુસંસ્થાન અને ૪ પાપી પિંજર એ ચાર નગર તે મહોટાં છે. બીજાં સર્વ નગર એમાં અંતર્ગત છે. તેમાટે એ ચારના દેખવાથીજ સર્વ ભ-વચક્ર નગરનું સ્વરૂપ જણાશે. તેમાં પ્રથમ એ માનવાવાસ નગરના લોકોને મોહાદિકે ઘણા પીડ્યા છે. કેટલાક સુખી અને કેટલાક દુઃખી; કેટલાક હર્ષવંત અને કેટલાક વિષાદવંત; કેટલાક રાગેકરી આસક્ત છે અને કેટલાક દ્વેષેકરી તપ્યા છે; કોઈક સોભાગી, કોઈ દુર્ભાગી; ઇત્યાદિક વિવિધ પ્રકારના લોક દેખાયછે. તથા વિબુધાલય નગરના લોકોપણ રત્નમય વિમાનો અને પુષ્કરણી વાવ્યો તથા કલ્પવૃક્ષાદિકના ભોગ અને દેવાંગનાના વિલાસેકરી તથા ચિંતિત સમકાલે ઉપ-જેલા જે વાંછિત ભોગ તેણે કરી સાતાવેદનીયને અનુભવે છે

તથાપિ ઈર્ષા શોક ભય લોભ ક્રોધાદિક તિહાં ઘણા છે. તેના પ્રયોગે કરી તે નગરના લોકપણ સર્વ મોહરાજાએ વિટંબ્યા દેખાયછે. તથા પશુસંસ્થાન નગરે તો ક્ષુધા તૃષા ઉદ્વેગ દાહ ભય પ્રમુખ તથા મનનું પરવશપણું ઈત્યાદિક અનેકરીતનાં દુઃખે કરી સર્વ લોક મોહાદિકે પીડાયેલા છે. કેમકે તે નગરને કર્મપરિણામ રાજાએ અશાતાવેદનીયના સુભટને નિરંતરને માટે ભળાવ્યું છે. તથા પાપી પિંજર નગરે અવતરેલા લોક તો નિરંતર નિવડ દુઃખે કરી નિત્ય દુઃખીજ છે. કેમકે તે નગરના લોકને પરમાધામીઓ તપાવેલા ત્રાંબાના રસનું પાન કરાવેછે, મુદ્દગરે કરી મારેછે, લોહના યંત્રે કરી પીલેછે, અગ્નિમાં પચાવેછે, વૈતરણી નદીમાં વહેવરાવેછે, તરવારે કરી કાન નાક પ્રમુખ છેદે છે, કરવતાદિકે કરી વહેરે છે. તથા એ નગરના ઉપરા ઉપર સાત પાડા છે. અને તે સર્વે પાડાના લોક મોહાદિકે પીડાયેલા છે. એક પાડાથી બીજા પાડાના લોક અધિક અધિક દુઃખવડે પીડાયેલા છે. તે દુઃખ કેવલી વિના બીજું કોઈ કહેવાને સમર્થ નથી. એમ ભવચક્ર નગરના વસનાર સર્વલોકોએ સંતોષનામા મહા સુભટનું શરણ કર્યું નથી તેથી હે વત્સ! એ ભવચક્રનામા આખું નગર મોહાદિકે પીડાયેલું છે.

એમ મામો વાત કરે છે, એટલામાં વલી પ્રકર્ષે સાત સ્ત્રીઓ ભવચક્રનગરમાં દેખીને પુછ્યું જે હે મામા! આ સ્ત્રીઓ

કોણ છે? તેવારે મામો કહેછે ૧ જરા,૨ રોગપીડા ૩ મૃત્યુ ૪ દુર્જ્જનતા ૫ કુરૂપતા ૬ દારિદ્રતા ને ૭ દુર્ભાગ્યતા એ નામની એ સાત સ્ત્રીઓ છે. તે યથાસંભવે કરી એટલે પોતપોતાના નામપ્રમાણે ભવચક્ર નગરના વસનાર લોકોને રૂડીરીતે જીતીને પોતપોતાના વિપાકો દેખાડેછે.

તેમાં પહેલી 'જરા નામે સ્ત્રી તો કાલપરિણતિ રાણીની આજ્ઞાએ યુવાન મદોન્મત સરખાને પણ વૃદ્ધ-અશક્ત-પલીત-શરીરે-શિથિલ અને ઇંદ્રિયબલે રહિત એવો ક્ષીણ કરેછે.

બીજી રોગપીડા નામે સ્ત્રી તો અશાતાવેદનીય પુરૂષની આજ્ઞાએ બુદ્ધિશક્ત્યાદિકનો ભ્રંશ કરેછે; વાત પિત્ત કફાદિકના વિકાર કરેછે. અતિસાર કુષ્ઠ પ્રમેહ શૂલ વમન શ્વાસ ભ્રમર ઉધરસ ખર્જુ જલોદર પ્રમુખ સર્વ એ બીજી સ્ત્રીનો પરિવાર જાણવો. તે નિરોગતાને દૂર કરીને લોકોને પીડેછે.

ત્રીજી મૃત્યુનામે સ્ત્રી આયુકર્મ રાજાના ક્ષયથી આવેછે. તેના યોગથી મનુષ્યો વિષ અગ્નિ શસ્ત્ર ઉદક પર્વત નિપાત તથા અકસ્માત ભયાદિકકરી મૃત્યુ કરેછે. એ એકલી પણ ઇંદ્ર ચક્રવર્ત્યાદિક મહોટા પરાક્રમી પુરૂષોને કંપાવેછે. ધનવંત તથા દરિદ્રી, વૃદ્ધ તથા યુવાન, સબલ તથા નિર્બલ, પંડિત તથા મૂર્ખ, રાજા તથા રાંક ઇત્યાદિક સર્વના ઉપર સમતૂલ્ય પ્રવર્ત્તે છે. કેમકે એ સ્ત્રી ધન મંદિર બંધુ

કુટુંબ પુત્રાદિક સર્વને બળાત્કારે છંડાવી, પાપ તથા પુણ્યરૂપ સંબલ સાથે લેવરાવી, જીવને બીજી ગતિયે લઈ જઈને મુકેછે. અને પછવાડે કુટુંબ પરિવાર હોય તે બે ચાર દિવસ રૂદનાદિક કરી પછી નિશ્ચિંતપણે ખાય પીએછે. એમ એની આણ ત્રણ ભુવનનેવિષે અખંડિત પ્રવર્તે છે.

ચોથી દુર્જનતાનામે સ્ત્રી છે તે પાપના ઉદયથી આવેછે. એ સ્ત્રીથી પ્રાણી કપટ, ચાડી, મિત્રદ્રોહ, નિર્લજ્જપણું, ઈર્ષા, મત્સરાદિક, જગતને ઠગવું, કીધા ગુણનું હણવું, ઇત્યાદિક અપલક્ષણ કરેછે. તે સર્વ એ સ્ત્રીનો પ્રભાવ છે. અને પુણ્યોદયે કરી ઉપજતું જે સજ્જનપણું તેને એ સ્ત્રી દૂર કરેછે.

પાંચમી કુરૂપતાનામે સ્ત્રી નામકર્મ નામે રાજાના હુકમથી દુષ્ટપણે આવેછે. તેથી ટુંટા, ખોડા, બોડા, કાણા, આંધલા, ખૂંધા, વામણા, નાકનુ બેસવું, માઠું રૂપ, હીનઅંગ અને અધિકઅંગ પ્રમુખ લોકને થાયછે. તે એ સ્ત્રીનો પ્રભાવ જાણવો.

છઠ્ઠી દરિદ્રતાનામે સ્ત્રી અંતરાયકર્મરાજાના આદેશે કરી પાપના ઉદયથી આવેછે. એ સ્ત્રી જલ અગ્નિ ચોર દ્યૂતાદિવ્યસન ઇત્યાદિક નિમિત્ત કારણે કરી તથા ધનના નાશથકી પ્રગટ થાયછે. તેના આવવા થકી દીનપણું અને મૂઢપણું પ્રાયે પ્રામ થાયછે. બહુ સંતાનપણું, ઘણી ક્ષુધા, ઉદ્વેગ, સંતાપાદિક, ચિત્તનું ઘેલાપણું, નિરૂદ્યમીપણું, ઇત્યાદિક એ સ્ત્રીનો પ-

રિવાર જાણવો. અને પુણ્યોદય થકી જે ઠકુરાઈ મલી હોય તેને એ સ્ત્રી દૂર કરેછે.

છેલ્લી અને સાતમી દુર્ભગતાનામે સ્ત્રી પણ દુષ્ટ નામકર્મ નામે રાજા મોકલે છે. તે પુણ્યોદયથી ઉપજેલું જે સૌભાગ્યપણું તેને દૂર કરીને જીવને દુર્ભાગી અને સર્વ લોકને અળખામણો લાગે એવો કરેછે. એ રીતે એ સાતે સ્ત્રીઓ આ ભવચક્રનામા નગરના લોકને વિવિધ પ્રકારે પીડેછે. યદ્યપિ સામાન્ય પ્રકારે તો કર્મપરિણામ, કાલપરિણતિ, સ્વભાવ, લોકસ્થિતિ અને ભવિતવ્યતા પ્રમુખે કરી કાર્યમાત્ર નીપજે છે. તોપણ વિશેષ અપેક્ષાએ કરી એ સાતે સ્ત્રીઓ પણ પોતપોતાના વિપાકોના હેતુપણે છે.

હવે વલી વિમર્શ કહેછે જે હે પ્રકર્ષ! નિશ્ચયનયમતે તો એ સ્ત્રીઓને ટાલવાનો કોઈ પ્રતીકાર નથી તોપણ વ્યવહારનયથી એ સ્ત્રીઓને ટાલવાના તપસ્યાદિક પ્રતીકારો છે; કેમકે સર્વ લોક વ્યવહારનયને અવલંબન કરીનેજ પ્રવર્ત્તે છે. માટે વ્યવહાર તેજ બલવંત જાણવો. અને સમ્યક્ દૃષ્ટી જીવે તો બેહુ નય માનવા કેમકે બેહુનય સમ્મત સર્વજ્ઞનું દર્શન છે. રૂડા પુરૂષે એના નિવારણનો યત્ન કરવો. ઇત્યાદિક વાત સાંભલી પ્રકર્ષ બોલ્યો જે હે મામા! એ જરાદિક સાત સ્ત્રીઓ જિહાં ન હોય એવું કોઈ સ્થાનક છે? ત્યારે મામો બોલ્યો જે

અનંતસુખનું સ્થાનક. એવી નિવૃત્તિનામે જે નગરી છે તે એ જરા પ્રમુખ સર્વોપદ્રવે રહિત છે. પણ જે પુરૂષ તે નિવૃત્તિ નગરે જવાની વાંછા કરે તે પુરૂષ જ્ઞાનદર્શન અને ચારિત્ર એ ત્રણ તત્વનેવિષે ઉદ્યમ કરે તોજ તે નિવૃત્તિ નગરને પામે.

વલી પ્રકર્ષે પુછ્યું જે આ ભવચક્રનગર તે સંપૂર્ણ મોહરાજાદિકે કરી વ્યાપ્ત છે તોપણ મિથ્યાત્વનામે વજીરની કોઈ કોઈ સ્થાનકે અધિક શક્તિ જણાય છે. તે સાંભલી વિમર્શ બોલ્યો જે હે વત્સ! ભવચક્રમાં જે ચાર નગર પૂર્વે કહ્યા ત્યાં સર્વત્ર મિથ્યાત્વની સ્થિતિ છે. તેમાં પણ વિશેષ પ્રકારે નૈયાયિકાદિક છ નગરે તો મિથ્યાત્વની સ્થિતિ ઘણીજ છે. તેમાં પ્રથમ નૈયાયિકપુર, બીજું વૈશેષિકપુર, ત્રીજું સાંખ્યપુર, ચોથું બૌદ્ધપુર, પાંચમું મીમાંસકપુર, છઠું નાસ્તિકપુર. તેમાં બીજું વૈશેષિકપુર તે પહેલા નૈયાયિકનામા નગરમાં અંતર્ભૂત થાયછે; તેમાટે એ પાંચ નગરજ કહીએ છૈએ. એ મિથ્યાત્વ મંત્રીને નિરંતર નિવાસનાં સ્થાનકો છે.

પણ આ વિવેકપર્વત ઉપરના અપ્રમત્તનામે શિખરઉપર જે મહા શોભાયમાન દેખાય છે તે જૈનપુર કહીએ, તે જૈનપુરનગરના વસનાર લોકોને જૈનીલોક કહીએ. તેને મિથ્યાત્વનામા વજીર પરાભવ કરવાને સમર્થ નથી. બાકી

બીજાં જે પાંચ પુર છે તેના લોકોને મિથ્યાત્વે વશ કર્યાં છે.

વલી પ્રકર્ષે પુછ્યું જે પાંચપુરના લોકને મિથ્યાત્વ પરાભવ કરી શકે અને જૈનપુરના લોકને પરાભવ ન કરી શકે એટલો ફેર શાવાસ્તે ? તે સાંભલી વિમર્શ બોલ્યો જે—

અનંત આનંદનું સ્થાનક એવી એક મુક્તિનામે નગરી છે. પૂર્વોક્ત છએ પુરના લોક તે મુક્તિની વાત જાણીને તિહાં જવા વાંછેછે. પણ પાંચે નગરના લોક તો સ્વકલ્પિત વિરુદ્ધમાર્ગે ચાલનાર દિગ્મૂઢ હોવાથી ખરા માર્ગને અણજાણતા ઉન્માર્ગે ચાલેછે તેથી મિથ્યાત્વનામા પ્રધાને કરી ઘણા પ્રકારની વિટંબના પામેછે; ને ઘણે કાલે પણ મુક્તિ પામતા નથી. અને જૈનનગરના વસનારા લોક તો સમ્યક્તદર્શનને પોતાનો સ્વામી કરીને તેના કહેલા માર્ગનેજ આશ્રયીને ચાલેછે. તેથી થોડા કાલનેવિષે તે મુક્તિએ પહોચેછે. માટે એ દર્શન જૂદું કર્યું છે. હવે એ પાંચે દર્શનના લોક સમજવિનાનાજ પ્રવર્ત્તે છે. તેની કથા ખુલાસાથી વિમર્શ કહેછેઃ—

કોઈક નગરે સદાશિવનામે ભૌતાચાર્ય છે. તે કાને બહેરો છે. એક દિવસે કોઈ ધૂર્ત્તે આવી સદાશિવને હાથની સંજ્ઞાએ કરી જણાવ્યું જે હે ભદ્ર! તમે વૃદ્ધ છો. પણ એક વાત કહું તે સાંભલો. લેણદાર તથા શત્રુનીપરે વ્યાધીને પણ ઉવેખી મુકવાથી તે આગલ જતા મ્હોટા અનર્થનો કરનારો થાયછે.

તેમાટે બધિરપણાનું કાંઈ ઔષધ કરો અને તમારૂં બહેરાપણું ટાળો. તે સાંભળી સદાશિવે તે ધૂર્તનું વચન સત્ય માની શાંતિશિવનામે પોતાના શિષ્યને કહ્યું જે તું વૈદ્યને ઘેર જઈ બધિરપણું ટળે એવું ઔષધ પુછી આવ. પછી શાંતિશિવ વૈદ્યને ઘેર આવ્યો. તેવખતે વૈદ્ય પોતાના પુત્રને મજબૂત દોરડે બાંધીને રોષે કરી લાકડીએ મારેછે. એવું દેખી શાંતિશિવે પુછ્યું જે પુત્રને શાવાસ્તે મારો છો? વૈદ્યે કહ્યું જે એ પુત્ર સાંભળતો નથીં તેમાટે મારૂં છું. એટલામાં વૈદ્યની સ્ત્રી પુત્રને મુકાવવા આવી. તેને વૈદ્યે કહ્યું જે હે રાંડ! તું દૂર ઉભી રહે એ પુત્ર કોઈ રીતે મારૂં કહ્યું સાંભળતો નથી તેમાટે અવશ્ય એને મારતો રહીશ. વળી ઘરના બીજાં માણસોએ વાર્યો તેને પણ વૈદ્યે કહ્યું જે એને મેં સેકડો વખત કહ્યું હશે તોપણ એ સાંભળતો નથી તેમાટે એને મારૂંછું. તમે કોઈ પ્રતિકાર કરશો નહીં. એમ કરીશ તોજ એનું બહેરાપણું જશે. એમ કહી પુત્રને માર્યો. એટલી વાત ધારીને શાંતિશિવનામા શિષ્યપણ પરમાર્થને અણજાણતો, તે વૈદ્યનું બોલવુંજ માત્ર સાંભળીને, પોતાના આશ્રમે આવી, મહેશ્વરના ઘરમાંથી એક દૃઢ દોરડું લેઇને, વૈદ્યની રીતેજ પોતાના ગુરૂને થાંભલાસાથે બાંધી વાંસ અને લાકડીઓથી કુટવા માંડ્યો. જેમ જેમ ગુરૂ પોકાર કરે તેમ તેમ વધારે માર મારે. તે શબ્દ

સાંભલીને લોકો એકઠા થયા. તેણે કહ્યું જે અરે પાપિષ્ટ! આ શું કરેછે? તેવારે શાંતિશિવે કહ્યું જે તમે શું જાણો! જે કાને સાંભલતો નહોય તેનું એ ઔષધ છે. એવું હું વૈદ્યને ઘેરથી શીખી આવ્યો છું. હું મહારા આચાર્યનું બહેરાપણું ટાલવાને એ કાર્ય કરૂંછું. માટે તમે દૂર ઉભા રહો. અને જો તમે વચમાં પડશો તો તમને પણ હું મારીશ. તે વાત સાંભલી લોકોએ વૈદ્યને બોલાવી પુછ્યું. તેવારે વૈદ્યે કહ્યું જે અરે મૂર્ખ! મારો પુત્ર નથી સાંભળતો એટલે તેને હું ભણાવું છું તોપણ રમતના આવેશથી મારૂં વચન ચિત્તમાં ધરતો નથી તેથી હું તેને મારીને શીખામણ આપતો હતો. લોકોએ પુછ્યે થકે ક્રોધના વશથી મેં લોકોને કહ્યું જે એ નથી સાંભળતો. પણ જે બધિર હોય એટલે કાને બહેરો હોય તેનું કાંઈ એ ઔષધ નથી. ઇત્યાદિક વૈદ્યનાં વચન સાંભલી લોકોએ શાંતિશિવને ઘણું નિંધો. માટે હે પ્રકર્ષ! એ નૈયાયિકાદિક પાંચે દર્શન તે શાંતિશિવનીપરે મૂર્ખ છે. આપમતે ચાલેછે. જ્યાંત્યાંથી સાંભળેલી વાત અંગિકાર કરીને ઉન્માર્ગે દોડતા થકા પરાભવ પામે છે તેથી મુક્તિ પામતા નથી. અને જૈનદર્શન તો તત્વના જ્ઞાનથકીજ મોક્ષપદ કહેછે. અને શુદ્ધ માર્ગે ચાલેછે માટે જૈનજ મુક્તિ પામેછે. ફરી પ્રકર્ષે પુછ્યું જે એ

નૈયાયિકાદિક પાંચ દર્શન તથા છઠું જૈનદર્શન એ સર્વ કેવી કેવી રીતે મુક્તિ માનેછે? તે સાંભલી વિમર્શ કહેછે.

નૈયાયિકદર્શન તો પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ, નિગ્રહસ્થાનકરૂપ સોલ પદાર્થના તત્વજ્ઞાનનું જાણવું તેથી મોક્ષ છે એમ કહેછે. અને પ્રત્યક્ષપ્રમાણ, અનુમાનપ્રમાણ, ઉપમાનપ્રમાણ, શબ્દપ્રમાણ એ ચાર પ્રમાણો માનેછે. તથા વૈશેષિક તો દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ સમવાય એ છ તત્વ માનેછે અને પ્રત્યક્ષ પ્રમાણ તથા અનુમાનપ્રમાણ એ બે પ્રમાણ માનેછે. એ મતને નૈયાયિક મતસાથે માંહોમાંહે તત્વનું વિશેષપણું છે પણ એક દેવપણા થકી તથા ઈશ્વરકૃત્ જગત્ માનવા વિગેરેથી તો નૈયાયિક મતનેવિષેજ અંતર્ભૂત થાયછે. તથા સાંખ્યદર્શની તો સત્વગુણ, રજોગુણ, તામસગુણ એ ત્રણ ગુણ તેમજ પ્રકૃતિ, મહ, અહંકાર, સ્પર્શન, રસના, નાસિકા, ચક્ષુ, કાન, પાયુ, ઉપસ્થ, વાક્, હાથ, પગ, મન, શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, પૃથ્વી, આપ, તેજ, વાયુ, આકાશ એ લક્ષણે ચોવીશ તત્વો અને પુરુષ મળી પચીશ ગુણ માનેછે. તેના મતમાં પ્રમાણ ત્રણ છે. ૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન અને ૩ શબ્દ. એ લક્ષણે પ્રકૃતિનું વિયોગપણું તે મોક્ષ એવું કહેછે. એ સાંખ્યદર્શનમાં વળી કેટલાક ઈશ્વરકર્તૃત્વ-

પણું માનેછે, કેટલાક ઈશ્વરકૃત્ જગત્ નથી માનતા. કેટલાક નારાયણ નામે દેવ કબુલ કરેછે, કેટલાક નથી કરતા. તથા બૌદ્ધદર્શન ચાર પ્રકારના છે. તેમાં પહેલા વૈભાષિક તે ક્ષણિક વસ્તુ માનેછે. બીજા સૌત્રાંતિક તે રૂપ, વેદના, જ્ઞાન, સંજ્ઞા, સંસ્કાર એ પાંચ સ્કંધજ માનેછે. ત્રીજા યોગાચાર નામા બૌદ્ધ તે માત્ર વિજ્ઞાનનેજ માનેછે. ચોથા માધ્યમિક તે સર્વ સ્વપ્નોપમ માનેછે. એ ચારેના સુગતનામે દેવ છે. સર્વ પદાર્થ ક્ષણભંગુર છે એમ માનેછે. તથા પ્રત્યક્ષપ્રમાણ ને અનુમાનપ્રમાણ એ બે પ્રમાણ માનેછે. રાગાદિકના જ્ઞાનની સંતતિની વાસનાને છેદવાથી મોક્ષ ઉપજે એવું એ મતનું સિદ્ધાંત છે. તથા મીમાંસક મતવાળા તો જગતનેવિષે સર્વજ્ઞ સર્વદર્શિ વિશેષણાદિક વસ્તુગોચર કરનાર કોઈ દેવ નથી, વેદના વાક્યથી અર્થનો નિશ્ચય કરવો, વેદનું ભણવું તે પૂર્વક ધર્મની ઇચ્છાપણે કરી કાર્ય છે એવું કહેછે. જે પ્રેરણા કરવી તેને ધર્મ કહીએ એમ કહેછે. તેનું પ્રવર્ત્તક વેદવચન છે. એ દર્શન પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમા, અર્થાપત્તિ, અભાવ એ છ પ્રમાણ માનેછે. આત્માનેવિષેજ લીન થવું તે મુક્તિ એવો એ મતનો સિદ્ધાંત છે. વળી નાસ્તિક મતવાળા તો ૧ પુણ્ય ૨ પાપ ૩ પરલોક ૪ ધર્મ ૫ અધર્મ ૬ જીવ ૭ સ્વર્ગ ૮ મોક્ષ ઇત્યાદિક સર્વ પદાર્થ ખોટા છે એવું કહેછે. અને જેટલો પ્રત્યક્ષ દૃષ્ટિએ દેખાયછે તેટલોજ

લોક છે એમ માનેછે. પંચભૂતાત્મક દેહ છે. જેમ મદ્યાંગથી મદશક્તિ ઉપજે છે તેનીપરે પંચભૂતથી એ ચેતનપણું ઉપજે છે. તેમાં જીવ કહેવામાત્ર છે. જ્યારે પાંચભૂતરૂપ શરીરનો નાશ થાય ત્યારે જીવનો પણ નાશ થઈ જાય. એમ જીવ પદાર્થજ નથી. માટે પરભવ પણ નથી: તો પ્રત્યક્ષ પામ્યા જે સુખ તેનો ત્યાગ કરી અદૃશ્યમાન એવા સ્વર્ગાદિકનાં સુખ મેળવવાનો પ્રયત્ન કરવો તે નિષ્ફલ છે. એ નાસ્તિકમતવાળા એક પ્રત્યક્ષ પ્રમાણજ માનેછે. એ પાંચે દર્શન પોતપોતાના મતનેવિષે વચનના આડંબરની સ્ફુરણાથકી પંડિતપણું માનતાથકા હાથીઓને લડાઈ કરવાની પ્રમાણરૂપ ભૂમિને ઉલંઘતા નથી.

અને જૈનમતમાં જીવ, અજીવ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ એ સાત તત્વ માનેછે. તેમાં પુણ્ય પાપ મેળવવાથી નવ તત્વ થાય. તેમાં શુભાશુભ કર્મનો કર્ત્તા, ભોક્તા અને ચેતનલક્ષણવંત જીવતત્વ છે. તેથી વિપરીત તે અજીવતત્વ. સારા કર્મનો વિપાક તે પુણ્યતત્વ. માઠા કર્મનો વિપાક તે પાપતત્વ. વળી પાંચ મિથ્યાત્વ, બાર અવિરતિ, પચવીશ કષાય અને પન્નર યોગ એ રીતે સતાવન્ન ભેદ કર્મ બાંધવાના છે તેહને આશ્રવતત્વ કહિયે. આશ્રવનું રોધવું તે સંવરતત્વ કહિયે. આત્માને કર્મ સાથે મેલાવવું તે બંધતત્વ. તથા

કર્મનું સમસ્ત પ્રકારે છાંડવું તેને નિર્જરાતત્વ કહિયે. અને નિર્જરાનું ફલ તે મોક્ષતત્વ. તે અત્યંતપણે દેહાદિકના વિયોગ લક્ષણરૂપ છે. તથા અજ્ઞાનાદિક અઢારે દોષેરહિત તે દેવ, પંચમહાવ્રતના ધારક–સત્ય પરૂપણાના કરનાર તે ગુરુ અને જ્ઞાનદર્શન ચારિત્રરૂપ લક્ષણવંત તે ધર્મ માનેછે. તથા અનંતપર્યાયમય, નિત્યાનિત્ય, ઉત્પત્તિ ધ્રુવ અને વ્યયયુક્ત દ્રવ્ય માનેછે. અને જ્ઞાનક્રિયાના યોગથકી મુક્તિ માને છે. એ પ્રમાણે-સકલ કલંકરહિત, જાતિવંત મણીરત્નનીપરે શોભિત એવું, કેવલજ્ઞાનરૂપ અદ્ભુતભાવેસહિત સર્વ વસ્તુના સ્વરૂપને પ્રકાશનાર જૈનદર્શન છે.

એવા જૈનમાર્ગને મુકીને નૈયાયિકાદિક પાંચે દર્શનવાળાને, કોઈ પણ રીતે જેમ કૃત્રિમ કાંતિને ધરતાથકા પણ કાચ તે મણિરત્નનીપરે પરીક્ષા સહે નહીં તેમ ઘણા કાલસુધી ક્લેશને સહેતાથકા પણ મુક્તિ ન હોય. અને જૈનદર્શન તે સ્યાદ્વાદ માનેછે માટે જૈનનેજ ઇષ્ટસિદ્ધિ હોય. अतएव—

परःसहस्राः शरदस्तपांसि ।
युगांतरंयोगमुपासतांवा ॥
तथापितेमार्गमनापतंतो ।
नमोक्षमाणाअपयांति[illegible]क्षं ॥ १ ॥

**અર્થ**—હજારો વર્ષસુધી અથવા યુગાંતરસુધી યોગ સેવે પણ જ્યાંસુધી હે ભગવંત! તારૂં શાસન પામ્યો નથી ત્યાંસુધી તે જીવ સર્વથા પ્રકારે મુક્તિ પામેજ નહીં. કેમકે જે મિથ્યાત્વીના માઘસ્નાનાદિકને સકામનિર્જરા કહેછે અને મિથ્યાત્વીના ધર્મની અનુમોદના કરેછે તેવા જૈનાભાસનાં સર્વ વચન મિથ્યા જાણવાં.

યદ્યપિ ક્રિયાવાદ્યાદિક પાખંડીઓના ૩૬૩ ભેદ છે તથાપિ તે સર્વ મિથ્યાત્વી છે. વલી નિન્હવાદિક જે ઉત્સૂત્રપ્રરૂપક તે પણ સર્વ જૈનદર્શનથી વિરૂદ્ધમાર્ગના ચાલનાર જાણવા. તે ઘણા કાલસુધી તપસ્યાપ્રમુખ ક્રિયા કરતાથકા પણ મિથ્યાત્વનામે પ્રધાનના પરાભવથકી ઉલટા સંસારની વૃદ્ધિના કરનાર થાયછે. અને જ્ઞાનસમન્વિત ચારિત્રે કરી પવિત્ર જે જૈન છે તેની પાસે મિથ્યાત્વનું કાંઈ જોર ચાલતું નથી. ઇત્યાદિક વિસ્તારસહિત વિમર્શની વાત સાંભળી પ્રકર્ષ બોલ્યો જે હે મામાજી! હવે જે લોકોને મોહાદિક પરાભવ્યા નથી તે લોક દેખાડો. તેવારે મામાએ કહ્યું જે હે વત્સ! જૈનપુરનગરે તેવા લોક વસેછે માટે ચાલો તે નગર જોઇયે. એમ કહી જૈનપુરનગરમાં બેહુએ પ્રવેશ કર્યો. એટલે સાધુજનને દીઠા.

તેમને મોહાદિકને દૂર કરતા દેખી વિમર્શ તે સાધુઓના ગુણ વર્ણવે છે.—જે એ સાધુ તે ત્રસથાવરમાત્ર જીવના હિત-

વાંછક છે. તથા સત્ય ભાષણ કરનારા, ચાર પ્રકારે અદત્તાદાનના છાંડનારા તથા મનુષ્ય, દેવતા અને તિર્યંચની સ્ત્રીઓને માતાસમાન માનનારાછે. વળી બાહ્યથી અને અભ્યંતરથી પરિગ્રહના છાંડનારા, પોતાના શરીરનેવિષે પણ મમત્વ વિનાના, બેંતાલીશ દોષરહિત શુદ્ધમાન આહારના ગ્રહણ કરનારા, પાંચ સુમતિ ત્રણ ગુપ્તિએ કરી સહિત, મોહાદિક વૈરીના ઘાત કરનારા, લોલતાના ત્યાગી, ઘણું શું વખાણીયે! જે જે સાધુઓની ક્રિયા છે તે તે મોહાદિકને જીપનારીજ છે. તેથી ચિત્તવૃત્તિરૂપ અટવીમાં પ્રમાદપણારૂપ નદી છે તેતો એ સાધુઓની આગળ શુષ્ક થઈ ગઈ છે. તથા મંડપની વેદિકા, તેની ઉપરનું સિંહાસન તથા તેના ઉપર બિરાજનાર મોહરાજા અને તેનો સર્વ પરિવાર તે સર્વ સાધુઓની આગળ શક્તિરહિત છે. તથા એમની જે ચિત્તવૃત્તિનામે અટવી તેપણ ઘણી સુંદર, રૂડા પ્રકાશવાળી, અનંતજ્ઞાનાદિક ગુણરૂપરત્નને ઉપજવાની ભૂમિસમાન છે. નિત્યનિત્યે સુખમય પ્રવર્ત્તે છે. ઇત્યાદિક સાધુઓનું વર્ણન સાંભળી હર્ષપૂર્વક પ્રકર્ષ બોલ્યો જે—હે મામા! તમે પૂર્વે કહ્યું હતું જે તુજને સંતોષરાજા દેખાડીશ તે સંતોષરાજા ક્યાં છે? તેવારે મામો કહેછે જે આ ઉજ્વલચિત્તસમાધાનનામે મંડપ જૈનપુરના લોકોને બહુ વલ્લભ છે.

ત્યાં અનેક રાજવૃંદે પરવર્યોથકા સંતોષરાજા સિંહાસને બેઠો હશે. એનું વિશેષ વર્ણન હું પછી કરી દેખાડીશ. તે જોઈ પ્રકર્શ બોલ્યો જે ધન્ય છે એ જૈનપુરનગરને કે જેનો સંતોષ જેવો રાજા છે. ફરી વિશેષ પ્રકારે વિમર્શ કહેછે જે એ ભવચક્રનગરમાંજ ચિત્તવૃત્તિનામે અટવીછે, તેમાં વિવેકનામે પર્વત છે, એની ઉપર સાત્વિકમાનસનામે અંતરંગનગર છે. અને નિર્મલ ચિત્તાદિક જે ઘણાક નગરો છે તે સર્વ એમાં અંતરભૂત થાયછે. હવે જે પ્રાણી સમ્યક્દર્શન અને સદાગમ જે શુભ જ્ઞાન તેને ઉવેખીને મોહાદિકને વશવર્ત્તિ થયાછે તે પુરુષ કેવારેપણ સાત્વિક માનસાદિક નગરો પ્રત્યે અને વિવેકનામા પર્વત પ્રત્યે દેખવાનેપણ સમર્થ થતા નથી. વિવેકપર્વત અને જૈનપુર નગરના વસનારા લોકોને ધન્ય છે. કેમકે કર્મપરિણામનામે રાજા પણ એમને સમાધિનો કરનાર ને સુખનો દેવાવાળો છે.

જે સાત્વિકમાનસનગરના વસનારા લોક તેને માર્ગાનુસારી કહિયે. અને જે જૈનપુરના વસનારાલોક તેને જૈની કહિયે. જે જૈની લોક તે વિવેકનામા પર્વત ઉપર બેઠાથકા સંપૂર્ણ ભવચક્રનું સ્વરૂપ જેમ હાથનેવિષે આમલાનું ફલ પ્રત્યક્ષ દેખાય તેની પરે દેખી વૈરાગ પામેછે. ત્યાં ક્યારેક મોહાદિક-

પણ અંતરકાલ દેખીને જૈનલોકને જીતવા આવેછે પણ વિવેક પર્વતને બલે મોહાદિકની શક્તિ ચાલતી નથી. તેથી ત્યાંથી પાછા વળી જાયછે. જૈનપુર નગર તે ઘણે કષ્ટે લોક પામેછે. યદ્યપિ માનવાવાસાદિક ચારે નગરમાં જૈન લોક વસતા દેખાયછે, તોપણ તત્વથકી તે જૈનનગરમાંજ વસેછે.

વળી પ્રકર્ષે પુછયું જે હે મામા! જેમ મિથ્યામતિ લોકોને મોહાદિકની ચેષ્ટા છે તેમ જૈની લોકોને પણ મોહાદિકની ચેષ્ટાતો દેખાયછે. કેમકે તેઓ જીનાબિંબ દેખી મોહ પામેછે. સ્વાધ્યાયાદિક ઉપર રાગી થાયછે. સાધર્મિક ઉપર સ્નેહ ધરેછે. ભલી ક્રિયાનેવિષે પ્રીતિવંત થાયછે. ગુરુનાં દર્શનથકી હર્ષવંત થાયછે. વ્રતના અતિચાર ઉપર દ્વેષ ધરેછે. સામાચારી લોપનાર ઉપર ક્રોધ ધરેછે. પ્રવચનના પ્રત્યનીક ઉપર રોષ કરેછે. કર્મ નિર્જરા ઉપર હર્ષ કરેછે. પ્રતિજ્ઞા પાળવા ઉપર અહંકાર ધરેછે. દેવાદિકના ઉપસર્ગ ઉપર વિસ્મય પામેછે. વ્રતેકરી મલિન પુરુષની દુગંછા કરેછે. ઇંદ્રિયરૂપ ધૂર્તને વંચે છે. તપ તથા ચારિત્ર ઉપર લોભ ધરેછે. વૈયાવચ્ચની વાંછા કરેછે. પરોપકાર કરીનેપણ સંતોષ પામતા નથી. પ્રમાદરૂપ ચોરને હણેછે. સંસારભ્રમણથી બિહેછે. માઠાં આચરણથી શોક પામેછે. પોતાના માઠા ચરિત્રનો નિગ્રહ કરેછે. જીના-

જ્ઞારૂપ સ્ત્રીનું ઘણું આરાધન કરેછે. ઇત્યાદિકરીતે વિચારતાં જૈનનેંપણ મોહાદિકની ચેષ્ટાતો ઘણી દેખાયછે. અને કહેવાય તો એમ છે જે એ મોહાદિકના નાશ કરનારા છે.

તે સાંભળી વિમર્શ બોલ્યો જે હે પ્રકર્ષ! તે મોહાદિક બે પ્રકારના છે. તેમાં જે મિથ્યાત્વીને હોય તે અપ્રશસ્ત મોહાદિક કહીએ. તે કર્મપરિણામ રાજાના પક્ષપાતી હોય. અને જૈનને તો પ્રશસ્ત મોહાદિક હોય તે ચારિત્રધર્મરાજાના પક્ષપાતી હોય. વળી જે પ્રશસ્ત મોહાદિક છે તે પાસે રહ્યાથકા મુક્તિ નગરે પહોચાડે. એમ વિવિધ પ્રકારની વાતોમાં તત્પર થકા તે બંને જણાએ જૈનપુર નગરમાં ચિત્તસમાધાનનામે મંડપને દીઠો. તેમાં નિસ્પૃહતાનામે વેદિકાની ઉપર જીવ પરાક્રમનામે સિંહાસન છે. તેની ઉપર દાન શીલ તપ અને ભાવ એ ચારે મુખે કરી શોભાયમાન એવો ચારિત્રધર્મનામે રાજા બેઠોછે. તેને દેખીને, તેના દર્શનથી હર્ષિત થઈ પ્રકર્ષને વિમર્શ કહેછે કે હે પુત્ર! જો આ ચારિત્રધર્મનામે રાજા ચારમુખે કરી ચાર પ્રકારના ધર્મમાર્ગનો ઉપદેશ કરેછે. તેમાં પહેલા મુખથી અભયદાન, સુપાત્રદાન પ્રમુખ દાનદેવાનો ઉપદેશ કરેછે. તથા અનુકંપાદિક દાનનો નિષેધ કરતા નથી. પણ પૃથ્વીદાન, કન્યાદાન, મધ, લૂણ, રથ, ઘોડાદિકનું મહા આરંભકારક દાન તેને તો નિષેધે છે.

તથા બીજા મુખે કરી અઢાર હજાર શીલાંગ રથને ભેદે શોભિત શીલ પાળવાનો ઉપદેશ કરેછે. તથા ત્રીજા મુખેકરી બાર પ્રકારે વાંછારહિત તપ કરવાનો ઉપદેશ કરેછે. અને પંચાગ્નિસાધન તથા માઘસ્નાન ઇત્યાદિક લૌકિક માઠા તપનો નિષેધ કરેછે. તથા ચોથા મુખે કરી અનિત્યતાદિક બાર ભાવનાઓ કહેછે. એટલે એ ધનાદિક સર્વ વસ્તુ અનિત્ય છે ઇત્યાદિક કહેછે. વળી એ ચારિત્રધર્મરાજાનાં સિંહાસનાદિક તથા મંડપ વેદિકાદિક કહ્યાં છે તેનો પોતપોતાના નામપ્રમાણે પ્રભાવ પણ તેવોજ છે. વળી એના પ્રભાવથી એ જૈનલોક નિત્યાનંદી છે. અને એના પ્રભાવથકી મોહાદિક પણ ઉપદ્રવ કરી શકતા નથી; હીન કાંતિવંતથકા દૂર થકીજ નાશી જાયછે. હવે વિમર્શ પ્રકર્ષને ચારિત્રધર્મરાજાનો પરિવાર કહી દેખાડેછે.

એ રાજાની સન્મુખ જે મહારૂપપાત્ર સ્ત્રી બેઠી છે તે એ ચારિત્રધર્મરાજાની વિરતિનામે પટરાણી છે. એ જૈનલોકોને મુક્તિ નગરીની પમાડનારી છે. તથા રાજાની સન્મુખ આ પાંચ પુરુષ બેઠા છે તે ૧ સામાયક, ૨ છેદોપસ્થાપનીય, ૩ પરિહારવિશુદ્ધી, ૪ સૂક્ષ્મ સંપરાય, ૫ યથાખ્યાત એ પાંચે નામે પાંચ પુરુષ તે. એ રાજાના અંગભૂત મિત્ર છે. એ પાંચે મિત્ર

જૈનલોકને પાપથી નિવર્ત્તાવે છે. તથા આ રાજાની આગળ યતિધર્મનામે રાજાનો પુત્ર મહાધુરંધર બેઠો છે.

વળી એ યતિધર્મના પરિવારભૂત આ દશ મનુષ્ય બેઠા છે. તેમાં એક ક્ષમા, બીજું આર્યવતે સરલતાપણું, ત્રીજું માર્દવતે નમ્રપણું, ચોથું મુક્તિ તે નિઃસંગપણું, પાંચમો તપોયોગ, તે વળી બાર મનુષ્યે પરવરેલો છે. ૧ અનશન, ૨ ઉનોદરી, ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસત્યાગ, ૫ કાયક્લેશ, ૬ સંલીનપણું એ છ પ્રકારે બાહ્યતપ તથા દશ પ્રકારે પ્રાયશ્ચિત્ત તપ, ચાર પ્રકારે વિનયતપ, દશ પ્રકારે વૈયાવચ્ચ, પાંચ પ્રકારે સ્વાધ્યાય, બે પ્રકારે ધ્યાન તથા કાયોત્સર્ગ એ રીતે છ પ્રકારે અભ્યંતર તપ મળીને બાર પ્રકારના તપરૂપ બાર પુરુષે પરવર્યો તે પાંચમો તપોયોગ કહીએ. એની શક્તિથી સાધુ વિવિધરીતનાં તપ કરીને કર્મપરિણામરાજાને જર્જરીભૂત કરેછે. તથા છઠો પુરુષ સંયમ, તે પ્રાણાતિપાતાદિક પાંચ આશ્રવની નિવૃત્તિ, પાંચેંદ્રિયનો નિરોધ, ચાર કષાયનો જય તથા મનોદંડ, વચનદંડ અને કાયદંડ એ ત્રણ દંડની નિવૃત્તિ. એ રીતે સત્તર પુરુષે કરી પરિવર્યોથકો એ છઠો સંયમનામા પુરુષ કહીએ. તથા વળી આ સાતમો સત્યનામે પુરુષ તથા આઠમો દ્રવ્ય તથા ભાવની શુદ્ધિ નીપજાવનાર એવો શૌચનામે પુરુષ

બેઠો છે. તથા પરિગ્રહને છંડાવનારો અકિંચનનામે પુરુષ તે નવમો બેઠો છે. તથા મન વચન કાયાંએ કરી દિવ્ય તથા ઉદારિકાદિક કામના સંબંધથી છોડાવમાર તે દશમો બ્રહ્મચર્ય નામે પુરુષ બેઠો છે. એ રીતે દશ મનુષ્યે પરવર્યોથકા યતિ-ધર્મનામે મહોટો રાજપુત્ર બેઠો છે. તથા તેને ડાબે પાસે જે સ્ત્રી બેઠી છે તે સુદ્ધભાવસારિતાનામે યતિધર્મની સ્ત્રી છે.

તથા આ બીજો રાજાની સમીપે બેઠો છે તે ગ્રહસ્થધર્મનામે નાનો રાજપુત્ર છે. તે પ્રાણાતિપાત વિરમણાદિક બાર મનુષ્યે પરવર્યો છે. તે બાર મનુષ્યનાં નામ કહીએ છીએ. ૧ સ્થૂલહિંસાવિરમણવ્રત, ૨ સ્થૂલમૃષાવિરમણવ્રત, ૩ સ્થૂલઅદત્ત-વિરમણવ્રત, ૪ પરદારાવિરમણવ્રત, ૫ ઇચ્છાપરિમાણરૂપ પ-રિગ્રહવ્રત, ૬ દિશિના પરિમાણરૂપ દિશિવ્રત, ૭ ભોગોપભોગ વ્રત, ૮ અનર્થદંડનિવર્ત્તિ, ૯ સામાયકવ્રત, ૧૦ દેશાવગાશીક વ્રત, ૧૧ પોષધોપવાસવ્રત, ૧૨ અતિથિસંવિભાગવ્રત. એ બાર પુરુષે પરવર્યોથકા ગ્રહસ્થ ધર્મનામા લઘુ રાજપુત્ર બેઠો છે. તથા એની સ્ત્રી સદ્ગુણરક્તતાનામે તેની પાસેજ બેઠી છે.

વળી આ સમ્યક્તદર્શનનામે જે પુરુષ બેઠો છે તે ચારિત્ર-ધર્મરાજાનો પ્રધાન છે. તે રાજાની તથા બેહુ રાજપુત્રની પરિપા-લના કરેછે. તે ૧ ઉપશમ, ૨ સંવેગ, ૩ નિર્વેદ, ૪ અનુકંપા,

૫ આસ્તિકતા એ પાંચે પુરુષે કરી પરવર્યો થકો જણાય છે. તથા ૧ પરહિતબુદ્ધિ, ૨ ગુણીજનઉપર પક્ષપાત, ૩ પરદોષ વિનાશ કરવાની ઇચ્છા તથા ૪ અસાધ્યદોષઉપર ઉપેક્ષા-એ ચાર ભાવનારૂપ ચાર સ્ત્રી એના આભૂષણની ધરવાવાળી-પરિચયની કરનારી છે. તેણેકરી એ સમ્યક્તદર્શનનામા પ્રધાન શોભતો છે. વળી એ સમ્યક્તદર્શનનામા વજીરની પાસે જે સમસ્ત સુલક્ષણે કરી સહિત ગૌરાંગી સ્ત્રી બેઠી છે તે સુદૃષ્ટિનામે એની સ્ત્રી છે. એ વજીર મિથ્યાત્વનો જીપનાર છે. તથા દર્શનમોહનીય કર્મને ક્ષયેકરી, ઉપશમેકરી અને ક્ષયોપશમે કરી ૧ ઉપશમસમ્યક્ત, ૨ ક્ષયોપશમસમ્યક્ત અને ૩ ક્ષાયકસમ્યક્ત એ ત્રણ લક્ષણે કરી ત્રણ રૂપ ધરેછે.

વળી આ બીજો સદ્બોધનામે રાજાનો મ્હોટો પ્રધાન બેઠો છે. એ ભૂત ભવિષ્ય તથા વર્ત્તમાનકાલના સમગ્ર દ્રવ્યગુણ પર્યાયને જાણે છે. એ ચારિત્રધર્મરાજાના રાજમાં જૈનનગરને-વિષે સર્વ જૈનલોકોને નિતિમાર્ગે પ્રવર્ત્તાવે છે. તથા એની પાસે જાણપણાનામે એની સ્ત્રી બેઠી છે. વળી ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનપર્યવજ્ઞાન, ૫ કેવલજ્ઞાનનામે પાંચ એ સદ્બોધના અંગભૂત મિત્ર બેઠા છે. હવે એ સદ્બોધ તે જ્ઞાનાવરણીય કર્મરાજાને ક્ષયે તથા ક્ષયોપશમે ઉપજે. એ

પાંચે મિત્રમાં બીજો શ્રુતજ્ઞાનનામે જે મિત્ર છે તેનેજ સદા-ગમ કહીએ છીએ. તે સર્વ ચારિત્રધર્મરાજાના સમગ્ર રાજની સ્થિતિ અને મર્યાદાનો કરનાર છે.

અને મતિજ્ઞાનાદિક ચાર મિત્ર તે મૂંગા સરખા છે. પોતાનાજ અર્થ કાર્યને સાધી શકેછે. પણ પરાર્થ સાધી ન શકે. તે કારણથી જૈનધર્મના લોકો સદાગમનીજ આજ્ઞાએ ક્રિયાદિક સાધેછે. યોગ ઉપધાનનું વહેવું, કાલવિનયાદિક આઠ પ્રકારે લખવું વાંચવું ઇત્યાદિક ભક્તિએ કરી એનું બહુમાન કરેછે. જે પ્રાણી સદાગમનાં પદ અક્ષર કે માત્રાને લોપે છે તેને નિશ્ચે જમાલીની પરે અનંત સંસાર ભમવું પડેછે. એ સદાગમ પોતેજ કહેછે કે બાર અંગરૂપ ગણીની પેટીને જે વિરાધશે તે અનંતીવાર ભવચક્રમાં રખડશે—દુઃખ પામશે. यथा—

**इच्चेइमं दुवालसंगं गणिपीडगं विराहित्ताति काले अणंताजोवा चाउरंतसंसारकंतारंपरि-अट्टेसु॥ इत्यादिसमवायांगसूत्रे नंदीसूत्रेच.**

એમ અનેક સ્થાનકે સદાગમ બોલેછે. તેમાટે એ સદાગમની આજ્ઞા તે ઉત્તમ પુરૂષે ભલી રીતે આરાધવી.

વળી જે જૈનલોક મુક્તિનગરે પહોચેછે તે કેવલ જ્ઞાનરૂપ પાંચમા મિત્રને બલે પહોચેછે. પછી પ્રકર્ષે પુછ્યું જે—હે મામા! આપણે આંહિ સંતોષનામા મહોટા સુભટને જોવાનેઅર્થે આવ્યા છીએ તેને તો ક્યાંય પણ દીઠો નહીં. તેનું કારણ શું? તેવારે વિમર્શે કહ્યું જે આ ચારિત્રધર્મરાજાની સન્મુખ સંયમની આગળ જે બેઠો છે, તે સંતોષ કહીએ. યદ્યપિ એ સંતોષ તે ચારિત્રધર્મરાજાનો સેવક છે તથાપિ એ પાંચેંદ્રિયનો જય કરનારો છે. અને મહામોહનામે રાજાના પરાક્રમને હણનારો છે. તેમાટે ચારિત્રધર્મરાજાએ પોતાનું સર્વ લશ્કર એને સ્વાધિન કરીને સેનાધિપતિ કર્યો છે. એ સંતોષ અતુલ્ય પરાક્રમી છે તેથી એજ રાજા કહેવાયછે. અને એના ઉપર મોહરાજા સપરિવારે ચડ્યો છે તે કોઈ કોઈવાર એને જીતેછે; અને ક્યારેક એ સંતોષ પણ મોહરાજાને જીતે છે. એ બેહુને યુદ્ધ કરતાં અનંતો કાલ થયો પણ હજી માંહોમાંહે યુદ્ધ ચાલ્યાજ કરેછે. હવે આગળ શું થશે તે જણાતું નથી. તથા એ સંતોષની પાસે જે સ્ત્રી બેઠી છે તે નિઃપિપાસા-અતૃષ્ણાનામે એ સંતોષનીજ સ્ત્રી છે. એ સ્ત્રી લોકોને રાગ—દ્વેષરહિત કરેછે. વળી લાભને વખતે તથા અલાભને વખતે, સુખની વેલાએ તથા દુઃખની વેલાએ, માનની વેલાએ ને અપમાનની

વેલાએ તથા સરસ આહારે તેમજ નિરસ આહારે જૈનલોકોનાં મન સંતુષ્ટ રાખેછે.

એ રીતે ચારિત્રધર્મરાજા, તથા યતિધર્મ અને શ્રાવકધર્મ એ બે તેના પુત્ર, તથા સમ્યક્‌દર્શન અને સદ્‌બોધનામે બેહુ પ્રધાન, તે રાજ્યની ચિંતાના કરનાર છે. તથા સંતોષનામે સેનાધિપતિ તે સર્વ લોકને હિતનો કરનાર રખેવાળ છે. ઇત્યાદિક સર્વ પરિવાર સહિત છે. અને જેમ મોહાદિક સર્વને દુઃખદાયી છે તેમ એ રાજમંડલ તે સર્વ જીવને અનંત સુખનું ઉપજાવનાર છે.

વળી આ ચિત્તસમાધિનામા મંડપમાં શુભાશયે કરી વિશુદ્ધ થયેલા અનેક સુભટો બેઠા છે તે સર્વ એ રાજાના સેવક જાણવા. હવે વિમર્શે કહ્યું જે હે વત્સ! એ રાજાનું વર્ણન તથા સૈન્યનું વર્ણન તે સર્વ પ્રકારે કોણ કરી શકે. તેમાટે ચાલો હવે આપણે આપણા સ્થાનકે જઇએ. તેવારે પ્રકર્ષે કહ્યું ભલું. પછી ત્યાંથી ચાલ્યા. માર્ગમાં ગાંભીર્ય ધૈર્યાદિક રથ તથા યશ સુજનપણા પ્રમુખ હસ્તિ, વળી બુદ્ધિએ કરી ચતુર અને તત્વબોધાદિક અશ્વ તથા અચલપણું, વિનીતપણું, દાક્ષિણ્યપણું ઇત્યાદિક પાયદળ જે ચારિત્રધર્મરાજાનું છે તે સર્વ જોતા જોતા ચાલ્યા.

હવે પ્રકર્ષ કહેછે જે હે મામા! તમે તો મને ભલું કૌતુક દેખાડ્યું. મોહરાજાનું સૈન્ય, ચારિત્રધર્મરાજાનું સૈન્ય, ભવચક્રનું સ્વરૂપ, જૈનપૂરનું સ્વરૂપ તથા વિવેકપર્વત ઇત્યાદિક સર્વનું સ્વરૂપ તમે મને દેખાડ્યું, માટે હું કૃતકૃત્ય થયો. હજી પણ થોડા દિવસ આહિં વિવેકપર્વતે રહીને ભવચક્રનગરનું સ્વરૂપ જાણીએ તો ઠીક, તેવારે ફરી ચાર મહિનાસુધી ત્યાં રહ્યા અને જૈનપુરાદિકનાં અનેક કૌતુક જોવાને તત્પરથકા સર્વ વાતને ભલીપરે જાણી. હવે ત્યાંથી પ્રકર્ષ અને વિમર્શ પોતાની અવધિનો કાલ પૂરો થયો જાણીને પોતાના ઘર પ્રત્યે ચાલ્યા. અનુક્રમે પોતાને મંદિરે આવી, શુભોદય, વિચક્ષણ અને બુદ્ધિપ્રમુખ સર્વને સંતુષ્ટ કરી પરસ્પર આલિંગનાદિક કરી મળ્યા. બુદ્ધિ પોતાના ભાઈ અને પુત્રને દેખી ખુશી થઈ અને પ્રકર્ષને વિચક્ષણે પોતાના ખોળામાં બેસાડી માંહોમાંહે ક્ષેમ કુશલની સર્વ ખબર પુછી. વિમર્શ અને પ્રકર્ષે રાજસચિત્ત તથા તામસચિત્ત પ્રમુખ નગરોની દીઠેલી સર્વ વાત કહી સંભળાવી.

વિમર્શે ફરી કહ્યું જે હે વિચક્ષણજી! એ જીંહા, રાગકેસરી રાજાનો પ્રધાન જે વિષયાભિલાષ તેની પુત્રી છે, અને ચારિત્રધર્મરાજાનો મુખ્ય સેવક જે સંતોષનામે છે તે એ જીંહાનો

જીતનારો છે. એ વાત કહ્યા પછી મોહરાજાનું લશ્કર, ભવચક્ર નગર, વિવેકપર્વત, જૈનપુરનગર તથા ચારિત્રધર્મરાજાના લશ્કરાદિકનાં સર્વ વૃત્તાંત કહ્યાં. તે સાંભળી વિચક્ષણ હર્ષ પામ્યોથકો વિશેષે કરી રસના સ્ત્રીની વિષયભૂત લોલતાનો ત્યાગ કરવા લાગ્યો.'

હવે જડકુમર તો લોલતાને વશે રહ્યો થકો મદ્ય મદિરા માંસાદિકે કરી જીંહ્વાને પુષ્ટ કરતો રહેછે. એક દિવસે ઘેટાના માંસને લોભે ઘેટાની ભ્રાંતિએ એક ગોવાલિયો સુતો હતો તેને રાત્રીને વખતે બાણે કરી મારીને તેનીપાસે ગયો અને જોયું તો મનુષ્ય મુવેલો દેખીને મનમાં વિચાર્યું જે અહો! મેં રસનાની તૃપ્તિને અર્થે વિચિત્ર પ્રકારનાં માંસ ખાધાં છે પણ મનુષ્યનું માંસ ક્યારે ખાધું નથી; તે આજે મને આહરા ભાગ્યોદયથી મળ્યું માટે એ માંસેકરી રસનાને તૃપ્તિવંત કરૂં. એમ વિચાર કરી મનુષ્યનું માંસ ખાધું. તેથી લોલતા બલવંત થઈ. તેવાર પછી તે મનુષ્યના માંસનો લોભી થયો. પછી એજ નગરના છોકરાઓને અપહરીને ભક્ષણ કરવા લાગ્યો. એક દિવસે રાત્રને સમે શૂરનામે ક્ષત્રીના ઘરમાં પેસીને સેના સ્તનને ધાવનાર પુત્રને સુતો ઉપાડી ઘરની બહાર નિકળ્યો. એટલામાં શૂર જાગી ઉઠ્યો. તેણે જડને દેખી દૃઢબંધને બાંધી

સેંકડાગમે મહાકદર્થના કરી. પ્રભાતે સર્વ લોક જડનો વૃત્તાંત જાણ્યો.

વિચક્ષણ પણ પોતાનો પિત્રાઈ ભાઈ જે જડ તેની અપભ્રાજના ને વિટંબના દેખીને ચિત્તમાં લજ્જા પામ્યો. અને વિચારવા લાગ્યો કે એ જડે જીંહાસ્ત્રીને વશે અમારું કુલ લજાવ્યું, તો હું એ અધમ કુલની ઉપની જે જીંહાસ્ત્રી તેને છાંડવાનો ઉપાય કરું. એમ વિચારી પોતાનો પિતા શુભોદય તથા માતા આપભલાઈને પુછી, પોતાની બુદ્ધિનામે સ્ત્રી તથા પ્રકર્ષનામે પુત્ર અને વિમર્શનામે સાળો તેને સાથે લઈ, વિવેકપર્વત ઉપર ચઢીને અપ્રમત્તનામે શિખર ઉપર જૈનપૂર નગર છે ત્યાં આવી, શ્રીગુણધરનામે આચાર્યની પાસે દીક્ષા લીધી. તેવારે મહારો પિતા જે શુભોદય અને આપભલાઈનામે મહારી માતા તે પણ મારી સાથે આવ્યાં. જીંહા પણ સાથે હતી. હે રાજન્! તેજ હું વિચક્ષણસૂરિ છું.

પછી ગુણધરસૂરિ પાસેથી હું સર્વ યતિધર્મ શીખ્યો. વળી અનેક પ્રકારનાં તપ કર્યાં. તેણેકરી રસનાનામે ઇંદ્રિયને અકિંચિત્ કરી. કેટલેક દિવસે મને ગુણવંત ગીતાર્થ જાણીને ગુરુએ સૂરિપદ આપ્યું. ઇત્યાદિક વાત વિચક્ષણસૂરિના મુખથી સાંભળી નરવાહન રાજા પ્રતિબોધ પામ્યા

અને હાથ જોડી કહેવા લાગ્યા કે હે ભગવન્! પ્રમાદરૂપ વિષે કરી લેપાયેલા એવા મારા ચિત્તને તમારાં ચરિત્રરૂપ અમૃતના પાને કરીને બોધવંત કર્યું. આ સંસાર સર્વ અસાર છે માટે જો એટલી વાત સંભલાવી મને ઉપકાર કર્યો તો હવે દીક્ષા પ્રસાદે કરી મને સંપૂર્ણ પસાય કરો. એવાં રાજાનાં વચન સાંભળી વિચક્ષણસૂરિએ રાજાને યોગ્ય જાણી કહ્યું કે જેમ તમને સુખ ઉપજે તેમ કરો. તેવારે રાજાએ રાજ્યે બેસાડવાને પુત્રને સંભાર્યો.

હવે સંસારીજીવ અગૃહીતસંકેતાને કહેછે જે હે અગૃહીતસંકેતા! તે વખતે મને માઠા પ્રકારનો દુ:ખી દેખીને મારો પુણ્યોદય લજ્જા પામી કાંઈક મારી નજીક આવ્યો. તેથી યદ્યપિ હું દોષનો ઢગલો હતો તોપણ પુણ્યોદયના અનુભાવથી રાજાએ મને સભામાં મ્લાન મુખસહીત બેઠો દેખીને સ્નેહનેલીધે પોતાને ઉત્સંગે બેસાડી, આચાર્યને પુછ્યું જે હે મહારાજ! આ રિપુદારણે તેની માતા વિમલમાલા તથા નરસુંદરીનામે તેની સ્ત્રીની પોતાના દોષે કરીને પોતાની નજરે દેખતાં મરણઅવસ્થા કેમ કરી? એનામાં એવું નિર્લજ્જપણું કેમ આવ્યું? તેવારે ગુરુ બોલ્યા જે હે રાજન્! એ યદ્યપિ તારા કુલમાં તો ઉપનો છે પણ એને મૃષાવાદ અને શૈલરાજનામે બે પાપમિત્ર છે. તેના વશથકી જો એ રૂડો હતો તોપણ

નિર્લજ્જ થયો છે. અને તેથી એની એવી પાપ બુદ્ધિ થઈ છે. વળી રાજાએ પુછ્યું જે હે સ્વામિ! એ પાપમિત્ર ટળે એવો કોઈ ઉપાય છે? તેવારે ગુરુ બોલ્યા જે, હે રાજન્!

ઉજ્વલમાનસનામે નગરનો શુદ્ધાભિપ્રાયનામે રાજા તેની એક સૌજન્યતા અને બીજી શ્રેષ્ઠતાનામે બે સ્ત્રીઓ છે. તેમાં પહેલી સ્ત્રીની પુત્રી નમ્રપરિણામનામે છે. બીજી સ્ત્રીની પુત્રી સત્યતાનામે છે. એ બે કન્યાઓ જેવારે એ તમારો પુત્ર પરણશે તેવારે શૈલરાજા અને મૃષાવાદ એ બેહુ પાપ-મિત્ર ટળશે, પણ તે તો કાલાંતરે થશે. હજીતો ઘણા કાળસુધી એ તારો પુત્ર એવીજ સ્થિતિમાં રહેશે. તે સાંભળી રાજાને ઘણી અસાતા થઈ. તથાપિ ચારિત્ર લેવાની ઉતા-વળ હતી તેથી મને અયોગ્ય જાણ્યો તોપણ પુત્રના સ્નેહમાટે મને રાજ્ય આપી રાજાએ વિચક્ષણાચાર્યપાસે દીક્ષા લીધી. અને ગુરુસાથે વિહાર કરી અન્યસ્થાનકે ગયા.

હવે સંસારી જીવ કહે જે હું જ્યારથી રાજા થયો ત્યારથી પાપમિત્ર તો ઉલટા વધવા લાગ્યા. હું આખા જગતને તૃણ-સમાન ગણવા લાગ્યો. તથા ઘણું ખોટું બોલવા લાગ્યો. એ રીતે શૈલરાજા તથા મૃષાવાદને પુષ્ટિવંત કર્યા. એમ કરતાં છતાં પણ પુણ્યોદયના જોરથી રાજ્ય પાલતાં કેટલાક દિવસ

વિસ્યા. એવામાં તપનનામે ચક્રવર્ત્તિ દિગ્વિજય કરવાને અર્થે નિકળ્યો. તે સિદ્ધાર્થપુર નામના મારા નગરે આવ્યો તે વારે મને પ્રધાનાદિકે કહ્યું જે હે સ્વામિ! એ તપન ચક્રવર્ત્તિ સર્વની ઉપર ચાલનાર અતુલ્ય પરાક્રમી આપણી સન્મુખ આવેછે. માટે ભેટણાં પ્રમુખ લઈ સન્મુખ જઈને એની પૂજા કરો જેથી આપણા રાજ્યને કુશલ થાય.

તે સાંભળી હું તે ચક્રવર્ત્તિની સંન્મુખ જવાને ઇછુંછું એટલામાં મારે હૃદયે શૈલરાજાએ સ્તબ્ધચિત્તનામે ઔષધ ચોપડ્યું. તેથી હું ગર્વેકરી ધમધમ્યોથકો પ્રધાનને કહેવા લાગ્યો જે એ તપન ચક્રવર્ત્તિ તે મારી ભુજાના પરાક્રમ આગળ શી ગણતીમાં છે. તમે ભીખારી છો જે એનાથકી ભય પામોછો. હું તો એની સન્મુખ જનાર નથી. અને જો વારંવાર મને કહોછો તો એકવાર તમે સન્મુખ જાઓ, હું પાછળથી આવુંછું. એમ મૃષાવાદને વશે હું બોલ્યો. તેવારે પ્રધાનાદિક સુભટોનાસમુદાયસહિત ઘણી ભેટ લઈને ચક્રવર્ત્તિ પાસે જઈ તેને મળ્યા. ચક્રવર્ત્તિએ તેમને માન દીધું. કુશલના સમાચારસહિત મારા ન આવવાનું કારણ પુછ્યું. તેવારે પ્રધાનાદિકે કહ્યું જે હે સ્વામિ! અમારો રાજા આપના પગની સેવાનેવિષે ઉત્સુક થકો હમણા અમારી પછવાડે આવેછે. એમ કહી તે

પ્રધાનાદિકે ફરી મને તેડવાનેઅર્થે દૂત મોકલ્યો. પણ મેં તો શૈલરાજાના વશથકી પ્રધાનાદિકને કહેવરાવ્યું જે અરે અધમ પુરુષો! તમે મને પુછયાવિના કોના હુકમથી એ તપન ચક્રવર્ત્તિને મળવા ગયા? એ ચક્રવર્ત્તિ મને શું કરનાર છે? હુંકાંઈ આવતો નથી. ઇત્યાદિક સાંભળી દૂત પાછો વળ્યો. તેણે જઇને પ્રધાનાદિકને કહ્યું. તે સાંભળીને પ્રધાનાદિક ક્ષીણ થયા. પછી મારૂં ગર્વ કરી આચરેલું જે માઠું લક્ષણ તે સર્વ ચક્રવર્ત્તિએ, વેશ બદલાવીને છાનો દૂત મોકલ્યો હતો તેના મુખથી જાણ્યું. તરતજ તેણે યોગેશ્વર નામે એક મંત્રવાદીને સિદ્ધાર્થપુરે મોકલ્યો. તેવારે મ્હારો પુણ્યોદય નાશી ગયો હતો તેથી તેણે મંત્રશક્તિએ કરી મને વિકલ કર્યો. તેથી, હું વસ્ત્રવર્જિત થકો, છુટા કેશે, માથાઉપર ધુલ નાખીને,સ્થાનકે સ્થાનકે, ચહુટે ચહુટે, હાથ તાલી કરતો, નાચતો થકો ચાલવા લાગ્યો. એપ્રમાણે મને ચક્રવર્ત્તિના લશ્કરને કિનારે આણ્યો. પછી "જે કોઈ ચક્રવર્ત્તિની સાથે ગર્વ કરશે તેના આવા હાલ થશે." એવી ઉદ્‌ઘોષણાસહિત સર્વ સ્થાનકે સમસ્ત પ્રકારે ભમાવીને ચક્રવર્ત્તિના માણસોએ મુદ્‌ગરના પ્રહારાદિકે સેંકડોગમે વિટંબના કરીને મને મારી નાખ્યો. હવે ત્યાંથી મરણ પામીને હું પાપિપિંજર નગરના તમઃપ્રભાનામના સાતમે પાડે

તેત્રીશ સાગરોપમને આઉખે નારકીપણે જઇ ઉપજ્યો. પછી હે અગૃહીતસંકેતા ! ત્યાં મેં જે જે દુઃખ ભોગવ્યાં તે સર્વ દુઃખ આ સદાગમ જાણેછે. મને કહેતાં થકાં આજ પણ શરીર કંપેછે. અને ત્રાસ ઉપજેછે તે મારૂં મન જાણેછે. ત્યાં તેત્રીશ સાગરોપમનું આયુ પૂર્ણ ભોગવીને, ત્યાંથી નિકલ્યા પછી મહારી સ્ત્રી જે ભવિતવ્યતા તેણે નવી નવી કર્મગુટિકાઓ ખવરાવીને અનંતીવાર નવા નવા વેશે નચાવ્યો. બહુલતાએ એક અસંવ્યવહાર નગરવિના પ્રાયે સર્વત્ર સ્થાનકે મુજને ભમાવ્યો. ક્યાંક છેદન ભેદનાદિકે કરી દુઃખ આપ્યું. ક્યાંક યંત્રમાંહે પીલાવ્યો. ક્યાંક ભૂખ તરશ ટાઢ તડકા ભોગવાવ્યાં. ક્યાંક મૂર્ખ, ક્યાંક દારિદ્રી, તેમજ ક્યાંક હીનજાતિપણું, હીનઅંગપણું, કુટુંબવિયોગપણું, દાસપણું, દુર્ભાગ્યપણું, કુરૂપપણાદિક નાના પ્રકારના ભવ ભવને વિષે દુઃખ ભોગવતાં, તેમજ સ્વજનને અનિષ્ટપણું, જીવ્હાછેદનપણું ઇત્યાદિક નાના પ્રકારનાં દુઃખ અનુભવતાં અનંત કાલસુધી વિટંબના કરતાં કરતાં થાકીથકી એક દિવસે કાંઈક મહારા ઉપર રહેમ નજર કરીને ભવિતવ્યતા મને કહેવા લાગી જે હે આર્યપુત્ર ! તેં ઘણાં દુઃખ ભોગવ્યાં, હવે તું મનુષ્યગતિનામા નગરીએ જા. આ પુણ્યોદયનામા મિત્રનેપણ

તારીસાથે ભલાવું છું. એવાં તેનાં વચનને મેં અંગીકાર કર્યાં.

એ વાત સાંભળી પ્રજ્ઞાવિશાલા બોલી જે મૃષાવાદ તથા અહંકાર અને રસનાઇંદ્રી તથા ચોરી ઇત્યાદિકના સંગથી જે ફલ ઉપજ્યું તે જૂઓ. એનેવિષે પંડિત પુરુષે કે-વારેપણ શક્તિ ફોરવવી નહીં. ઉત્તમ પુરુષે તો એ રિપુદાર-ણનો સંબંધ સાંભળીને મૃષાવાદ તથા અહંકારનાં માઠા ફલ જાણી એ બે વાનાં પરિહરવાં તથા વિચક્ષણસૂરિનો સંબંધ સાંભળી જીંન્હા ઇંદ્રિયનો જય કરવો. જેથી સકલ મનોરથની સિદ્ધિરૂપ પરમાનંદપણું પ્રાપ્ત થાય.

ઇતિ ઉપમિતભવપ્રપંચના કથાદ્વારનેવિષે શૈલરાજા જે માન, તથા મૃષાવાદ, મદિરાપાન, મિથ્યાભિમાન, ધનગર્વ, ગણિકાને ઘેર જવું, જુગટાનું રમવું, આહેડો કરવો, વિકથા કરવી ઇત્યાદિકોના વિપાકને દેખાડવારૂપ બીજો અધિકાર સંપૂર્ણ થયો.

**इति मानमृषावादेच रिपुदारण कथानकः समाप्तः ॥**



હવે સંસારી જીવ અગૃહીતસંકેતાપાસે સદ્દાગમ તથા ભવ્ય પુરૂષ અને પ્રજ્ઞાવિશાલા સાંભલતાં થકાં પોતાની મનુષ્યગતિ નગરીએ આવ્યાની વાત કહેછે. વર્દ્ધમાન-નામે નગર, ત્યાં ન્યાયાદિક ગુણેયુક્ત—પોતાની કિર્ત્તિએ-કરી ઉજવલ કર્યું છે પૃથ્વીનું વલય જેણે એવો ધવલ-નામે રાજા, તેને કમલસુંદરીનામે પટરાણી છે. તેને વિમલ-નામે એક પુત્ર છે. અને તેજ વર્દ્ધમાન નગરે એક સોમદેવનામે વ્યવહારીઓ મહાબુદ્ધિવંત વસેછે. તેને ક-નકસુંદરીનામે સ્ત્રી છે. તેની કુક્ષીનેવિષે ભવિતવ્યતાનેવશે ગુ-ટિકાના પ્રયોગથી હું અવતર્યો. પછી અનુક્રમે પુણ્યોદય સં-ઘાતે મારો જન્મ થયો. પિતાએ મહોટા મહોત્સવ કરી મહારૂં નામ વામદેવ પાડ્યું. અનુક્રમે દિવસે દિવસે માતા પિતાદિકે લાડ લડાવ્યોથકો હું મહોટો થતો ગયો.

એક દિવસે શ્યામ વર્ણવાળા બે પુરૂષો તથા એક વક્ર શ-રીરવંત ચંચલ સ્ત્રી એરીતે ત્રણે જણને આવતાં મેં દીઠાં. તેમાંથી એક પુરૂષ મારીપાસે આવી મને રૂડીરીતે આલિંગન દઈ પુછવા લાગ્યો જે હે મિત્ર! તું મનેઓળખેછે? તેવારે મેં કહ્યું ના નથી ઓળખતો! તેવારે તે શોકાતુર થયો થકો બો-લ્યો જે હે મિત્ર! અસંવ્યવહાર નગરથી માંડીને જે જે સ્થાન-

કે તું ક્રીડા કરતો તે તે સ્થાનકે હુંપણ તારીસાથે છાની રીતે રહેતો હતો. પણ જેવારે સિદ્ધાર્થપુર નગરે તું રિપુદારણ કહેવાતો હતો તેવારે તો હું તારીસાથે પ્રગટપણેજ મૃષાવાદનામે તારો મિત્ર હતો. તેવારે તું મારાઉપર ઉત્કૃષ્ટ આશક્ત હતો. એમ તેં મારીસાથે પૂર્વે ઘણી ક્રીડા કરીછે. એક દિવસે મારી શક્તિવડે રીઝીને તેં મુજને મારી શક્તિ પામવાનું કારણ પુછ્યું હતું; તેવારે મેં કહ્યું હતું જે રાગકેસરીનામે રાજાની પુત્રી માયાનામે મારી અંગીકાર કરેલી બહેન છે તેની પાસેથી હું શીખ્યોછું. વખત ઉપર તુજનેપણ હું એ મારી માયા બહેન દેખાડીશ તે મારૂં બોલવું સાચું કરવાને અર્થે તે મારી મોટી બહેન જે માયા તથા સ્તેય– ચોરીપણાનામે મારો નાનોભાઈ એ બેહુને સાથે લઇને હું તારી પાસે આવ્યો છું.

એવા મૃષાવાદનાં વચન સાંભળીને મેં કહ્યું જે હે મિત્ર! યદ્યપિ હું તને ઓળખતો નથી તથાપિ તુજને દેખી મહારૂં હૃદય તથા નયન પ્રસન્ન થાયછે. તેથી જાણુંછું જે તારી વાર્તા સર્વ ખરીજ છે અને તું મારો ઉત્કૃષ્ટ મિત્ર છું. માટે તારા ભાઇ તથા બહેનસહિત મોરી પાસે બેશ. તે સાંભળી મૃષાવાદે કહ્યું જે હે વત્સ! તું પરમસ્નેહપાત્ર છું તેમાટે હ-

મણા તો મારી બહેન માયા અને સ્તેયને પ્રગટપણે તારીપાસે મુકુંછું. એ બેને તું મિત્રપણે ભાવજે; એ પણ તુજને વિચિત્ર પ્રકારની શક્તિ આપશે. પ્રસ્તાવે હું પણ પ્રગટ થઇશ. હમણા તો પ્રછન્નપણે રહુંછું. એમ કહી મૃષાવાદ તો અંતર્ભૂત થઈ ગયો અને માયા તથા સ્તેયને પ્રગટપણે રહ્યા દેખી હું મહાઆનંદ પામ્યો. એવું ધારીને કે જુઓ અનંતો કાલ થઇ ગયો તોપણ મિત્રે મારા ઉપર કેવો ઉપકાર કર્યોછે.

હવે માયાના અનુભાવથકી હું માતાપિતાદિકને પણ ઠગું અને સ્તેયનેવશે ચોરી કરૂં. એવાં મારાં લક્ષણ જોઈને કુટુંબના લોકોને વિષે તો હું અવગણનાના ઘરતુલ્ય થયો. હવે રાજાની સ્ત્રી કમલસુંદરી અને મહારી માતા કનકસુંદરી તે બેને પોતપોતામાં સખીપણું હતું તેના સંબંધથી મહારે અને રાજપુત્ર વિમલને પણ માંહોમાંહે મિત્રતા થઈ. તે વિમલકુમર સજ્જનમાટે મારા ઉપર ઉત્કૃષ્ટ સ્નેહ ધરે તો પણ હું તેની સાથે ઘણી ઠગાઈ કરૂં. એમ કરતાં કેટલાક દિવસ ગયા. અવસરે માતાપિતાએ અમને ભણવા મુક્યા. અમે બેયજણા ગુરુપાસેથી ઘણી કલાઓ ભણ્યા.

એક દિવસે અમે કૌતુક જોવાને અર્થે વિવિધપ્રકારના વૃક્ષેશોભિત, ક્રીડા કરવાને યોગ્ય એવા નંદનનામા ઉદ્યાને ગયા

હતા. ત્યાં વિવિધપ્રકારનાં વૃક્ષોની શોભા જોઇએ છીએ એટલામાં અમે બંનેએ કોઈ અવ્યક્ત મધુરધ્વનિ દૂરથી સાંભળી. તેવારે વિમલે મને પુછ્યું જે હે મિત્ર! કિંકણીએ કરી દિશાને જીતે એવો એ શબ્દ થાયછે. માટે નિશ્ચેંકરી વનનાં સુખ જોવાના કૌતુકી કોઈ કિંન્નર અથવા દેવતા ઇહાં વેલાના સમૂહને વિષે વિચરતા હશે. તેમાટે ચાલો જોઇએ. એમ વિચારી અમે બન્ને જણ શબ્દને અનુસારે ચાલ્યા. એટલે માર્ગમાં અંકુશ ચક્ર છત્રાદિલક્ષણોપેત કોઈકનાં પગલાં દેખી વિમલકુમર બોલ્યો જે હે મિત્ર! આ પગલાં તો કોઈક ઉત્તમપુરુષનાં દેખાય છે. આકાશના ચાલનારા દેવતાને તો ધરતિએ પગ થાપવાનો અભાવ છે. કેમકે તે તો ધરતિથી ચાર અંગુલ ઉંચા ચાલેછે. માટે દેવતાનાં પગલાં એ નથી. એમ કહી થોડું આગળ ચાલ્યા. એટલે એક લતાંગ્રહમાં સર્વાંગે સુંદર એવું સ્ત્રીપુરુષનું જોડલું દીઠું. તેનું દેવતાથી પણ અધિક રૂપ દેખીને વિમલકુમર બોલ્યો જે હે વામદેવ! એનાં લક્ષણ જોતાં એ સ્ત્રીપુરુષ મહાઉત્તમ દેખાય છે. મેં પુછ્યું જે એવા કયા લક્ષણ છે? તેવારે વિમલે કહ્યું કે—

જેના નખ આરસીસરીખા ચલકાટ કરતા હોય, સ્નિગ્ધ અને પુષ્ટ ચરણ હોય તથા લિંગ ન્હાનું, ઉદર કૃશ, નાભિ ગંભીર,

હૃદય વિશાલ, કમલના પત્રસરખા વિશાલનેત્ર, મસ્તક વિસ્તીર્ણ, મધ્યસ્થ શરીર, ઉંચી નાસિકા, લાંબી ભુજાઓ, રક્ત હસ્ત, સર્વાંગ સુલક્ષણવંત—ઇત્યાદિક અનેક રીતનાં લક્ષણ જે પુરુષમાં હોય તે મહાભાગ્યવંત પુરુષ છે એમ જાણવું. તેમાટે એ પુરુષ ચક્રવર્તિ થશે અને એની સ્ત્રીના પણ પદ્મચક્રાદિ ચિન્હેયુક્ત ચરણ છે તથા વૃત્તજંઘા, કઠણ સ્તન અને વિપુલ નિતંબાદિક છે; ઇત્યાદિક રૂડે લક્ષણે શોભિત સર્વ અવયવ દેખાય છે માટે એ સ્ત્રી પણ સાક્ષાત્ લક્ષ્મીનીપરે મહાભાગ્યવંત જણાય છે. એ રીતે બે મિત્ર વાતો કરે છે.

એટલામાં આકાશમાર્ગે કોઇક બે પુરુષો તે લતાગૃહ ઉપર આવ્યા. તેમાંથી એક પુરુષે યુગલમાંના પુરુષને તિરસ્કાર કરી યુદ્ધને અર્થે બોલાવ્યો કે "જો તું પરાક્રમવંત હોય તો આવ મારીસાથે યુદ્ધ કર" એટલે તે યુગલ પુરુષ પણ વેલના ઘરમાં સ્ત્રીને મુકી, ક્રોધવંત થઈ, વિકાલ નેત્ર કરી, તેની સન્મુખ દોડ્યો. પછી બેહુએ યુદ્ધ કરવા માંડ્યું. એટલામાં તે બે માંહેલો એક પુરુષ લતાગૃહમાં પ્રવેશ કરી સ્ત્રીને ગ્રહણ કરવાને અર્થે દોડ્યો. એટલે સ્ત્રી ભય પામીથકી ત્યાંથી નાશીને રાજપુત્ર વિમલકુમરને કહેવા લાગી કે "હે વીરપુરુષ! મને રાખ,

એમ કહેતીથકી વિમલનું શરણ કરવા લાગી." એવામાં વનદેવતાએ વિમલના પુણ્યોદયને પ્રભાવે સ્ત્રીને ઝાલનાર દુષ્ટ પુરુષને થંભી રાખ્યો. એટલામાં યુગલ પુરુષે પેલા યુદ્ધ કરનાર એક પુરુષને જીત્યો. તે પુરુષ નાઠો. યુગલ પુરુષપણ તેની પછવાડે ગયો. પછી તે થંભેલા પુરુષે પેલાંને નાસતો દીઠો તેથી તેણેપણ તેની પછવાડે નાશીજવાની ઇચ્છા કરી એટલે તેને વનદેવતાએ મુક્યો. તેવારેં તે પણ તેની પાછલ નાશી ગયો. એમ ત્રણ જણ આકાશમાર્ગે ઉંચા ચાલ્યા. તે જેવારે દીઠામાં ન આવે એટલા ઉંચા ગયા તેવારે સ્ત્રીએ જાણ્યું જે ઘણો વખત થયો, હજી મહારો ભર્ત્તાર આવ્યો નહીં તેથી એને દુષ્ટોએ પરાભવ પમાડ્યો અથવા હણ્યો હશે? એમ દુઃખે પીડાણી થકી તે સ્ત્રી રોવા લાગી. તેને વિમલકુમારે રૂડીરીતે આશ્વાસન કરી તિહાં બેસાંડી પછી તેના ભર્ત્તારને જોવા જાયછે તેટલામાં તો બેહુ પુરુષને જીતી મહાઉત્સાહવંત થકો યુગલ પુરુષ આકાશથી હેઠે ઉતર્યો. તેવારે તેની સ્ત્રીએ વિમલકુમારના ઉપકારસંબંધી પાછલો વૃત્તાંત ભર્ત્તાર આગલ કહ્યો. તે સાંભળી યુગલ પુરુષે પણ હર્ષ પામી વિમલને કહ્યું જે આશ્ચર્યકારી વાત છે જે તમે કારણવિના મહારી સ્ત્રીને ઘણી આશ્વાસના કરી, દુઃખી થવા ન દીધી., માટે મહારા ઉપર તમે ઘણો

ઉપકાર કર્યો. એમ કહી ઘણું સનમાન દીધું અને કહેવા લાગ્યો જે હે વિમલ! હે પિતા! હે મિત્ર! જે તું કહે તે હું તુજને આપું અથવા તમે કાંઈક પણ કાર્ય કહો એટલે પ્રતિઉપકાર કરી હું તમારૂં લેણુ ઉતારૂં. એવું કહેસતે વિમલે કહ્યું હે મિત્ર! તમે પોતાના બલે કરી બેહુ વૈરીને જીત્યા, તો તે ઠેકાણે હું શું ઉપકાર કરતો હતો. બાકી તો તમારા દર્શનથકીજ મહારા સર્વ કાર્યની સિદ્ધિ થઈ છે. માટે તમારો વૃત્તાંત કહીને અમને સંતોષવંત કરો. તેવારે યુગલ પુરુષ પોતાની વાત કહેછે.

ચંદ્રનાં કિરણની જેવો ઉજ્વલ વૈતાઢ્યનામે પર્વત છે. ત્યાં દક્ષિણ શ્રેણીનેવિષે ગગનશેખરનામે નગર છે, તેનો મણીપ્રભનામે રાજા છે. તેની કનકશિખાનામે સ્ત્રી છે. તેને રત્નશિખરનામે પુત્ર તથા રત્નશિખાને મણિશિખાનામે બે પુત્રી છે. તેમાં રત્નશિખા, મેઘનાદનામના વિદ્યાધરને પરણાવી તેનો પુત્ર હું રત્નચૂડનામે છું. અને બીજી મણિપ્રભાનામે પુત્રી, શિતપ્રભનામના વિદ્યાધરને પરણાવી તેના અચળ તથા ચપળનામે બે પુત્ર છે. અમારા મામા રત્નશિખરની સ્ત્રી રતિકાંતાની કુક્ષીથી ઉત્પન્ન થયેલી ચૂતમંજરીનામે પુત્રી તે આ મારી સ્ત્રી તમારીપાસે ઉભી છે. અમે જ્યારે નાના હતા ત્યારે કૌમારાવસ્થામાં સર્વે એકઠા અમારા મામાને ત્યાં ક્રીડા

કરતા હતા. એકદા ચંદનનામે સિદ્ધપુરૂષ અષ્ટાંગનિમિત્તનો જાણ, જૈનમતમાં પ્રવીણ અને રત્નશેખરનો બાળમિત્ર ત્યાં આવ્યો. તે યંત્ર, મંત્ર, જ્યોતિષાદિક સર્વ શાસ્ત્રનો જાણ તથા જૈનશાસ્ત્રોમાં કુશળ હોવાથી તેના પરિચયવડે રત્નશેખર જૈની થયો. અને મારી માતા રત્નશિખા તથા પિતા મેઘનાદ અને હું પણ તેમના પ્રસંગથી જૈનધર્મ પામ્યા. તે સિદ્ધપુરૂષે અમને જૈનધર્મ સારી રીતે સમજાવ્યો.

એક દિવસે તે સિદ્ધપુરૂષે મારી સન્મુખ જોઈને રત્નશેખરને કહ્યું કે 'આ તારો ભાણેજ રત્નચૂડ, વિદ્યાધરોનો ચક્રવર્ત્તી થશે એમ જણાય છે.' આ વાત સાંભળી સંસારીજીવ કહે છે કે મેં વિમળની સામું જોઈને કહ્યું કે 'હે મિત્ર! તેં એ પુરૂષને શુભ લક્ષણવંત કહ્યો હતો. તે તારૂં કહેવું મળતું આવ્યું.' ફરી રત્નચૂડ બોલ્યો કે 'હે વિમળ! પછી રત્નશેખર વિદ્યાધરે ચંદનનિમિત્તિયાના વચનથી આગળ ઉપર ઉદયનો કરનાર અને જૈનધર્મવંત મને જાણીને પોતાની પુત્રી ચૂતમંજરી મને પરણાવી. તે દિવસથી અચળ અને ચપળ મારી માતાઉપર ખેદ ધરતસતા મનમાં દુહવાણા અને મારીઉપર અત્યંત મત્સરભાવ ધારણ કરવા લાગ્યા. પરંતુ મારી સ્ત્રીનું હરણ કરવાને તથા મને ઉપદ્રવ કરવાને પોતાની શક્તિવડે

અસમર્થ હોવાથી કાળનામે દુષ્ટ વિદ્યાનું સાધન કરીને મારી સ્ત્રીનું હરણ કરવા ધાર્યું. એ વાત મેં મુખરનામે દૂતને મુખેથી સાંભળી તેથી એ બંનેની સાથે યુદ્ધ કરતાં 'રખે મારી માસીના પુત્રોને હણવાનું પાપ મને લાગે' એવા ભયથી પ્રથમથીજ મારી સ્ત્રીને લઈને અન્ય સ્થાનકે જતો રહું, એમ વિચારીને હું મારી સ્ત્રીને લઈને આ ક્રીડાનંદનવનમાં આવ્યો. એટલામાં તો પાછળથી એ બેઉ પણ ક્યાંકથી મારા અહીં આવ્યાના ખબર જાણીને મારી પાછળ અહીં આવ્યા. તેમાંથી અચળે મને યુદ્ધ કરવા બોલાવ્યો. મેં તેને યુદ્ધમાં જીત્યો ત્યારે તેણે નાશવા માંડ્યું. પણ મેં તેની પાછળ જઈ પરાક્રમરહિત કર્યો. પછી મેં વિચાર્યું જે ચપલે રખે મારી સ્ત્રી ચૂતમંજરીને હરણ કરી હોય! એમ જાણી હું ભયેસહિત આહિં આવતો હતો, તેટલામાં ચપલ પણ મને સન્મુખ મળ્યો. તેનેપણ તેમજ હતવીર્ય કરી હું ઈહાં આવ્યો. એ મારો વૃત્તાંત કહ્યો.

હવે તું મ્હોટા ઉપકારી પુરુષ છો માટે તું પણ તાહરો સંબંધ કહે. તે સાંભળી મેં તે વિદ્યાધરને વિમલનો સર્વ સંબંધ કહી સંભલાવ્યો. તે સાંભળી રત્નચૂડે હર્ષિત થઈ એક મહા અમૂલ્ય, ઘણું તેજવંત, મ્હોટું રત્ન બલાત્કારે કરી વિમલ-

કુમારને આપ્યું. તે પછી કેટલીક વાતો કરી રત્નચૂડ વિદ્યાધરે કહ્યું જે "હે વિમલ ! આ ઉદ્યાનમાં એક પ્રાસાદ મહારા પિતાએ કરાવ્યો છે તેમાં શ્રીઋષભદેવ જિનરાજની મૂર્ત્તિ પ્રતિષ્ઠિત કીધી છે. તેમાટે ચાલો ત્યાં જઈ પરમેશ્વરનું દર્શન કરીએ." પછી અમે ચારેજણ દર્શન કરવા ગયા. ત્યાં ઉંચા તોરણે શોભતું, વિચિત્ર પ્રકારના મણિરત્ને કરી બાંધેલું છે ભૂતલ જેનું, કીર્તિવડે શ્વેત કીધો છે દિશાઓના વલયને જેણે, વળી રુડો ઉદ્યોતકારી છે મધ્યભાગ જેનો એવો મહા શોભાયમાન પ્રાસાદ દેખી રત્નચૂડે શ્રીરુષભદેવની મૂર્ત્તિની નાના પ્રકારની સ્તુતિ કરી. વળી વિમલકુમારને પણ દર્શનથી કહેવામાં ન આવે એટલો પ્રેમ ઉપજ્યો. તેથી વિશેષે હર્ષવંત થયા. ભગવંતને નમસ્કાર કરીને સર્વજણ બહારના મંડપે આવી બેઠાં તેની સાથે વિમળ પણ બેઠો, એટલામાં તેને મૂર્છા આવી; તેને શીતલ ઉપચારે કરી રત્નચૂડે સાવધાન કર્યો. ત્યારે વિમલે રત્નચૂડને પગે લાગી કહ્યું જે "હે સ્વામિ ! હે ઉત્તમ પુરુષ ! હે બંધુ ! તું મારો કારણવિનાનો ભાઈ છો, ગુરુ છો, તથા મહોટો ઉપકારનો કરનાર છો; કેમ કે તારા ઉપદેશથી ભગવંતનું બિંબ દેખીને મને જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યું. તેથી જે ભવમાં હું પૂર્વે સમકિત પામ્યો હતો

તે ભવથી સર્વ ભવની વાત મને જાણવામાં આવી. મેં પૂર્વે નાનાપ્રકારે ભગવંતની પૂજા ભલીરીતે કરી છે. વળી ઇહાંપણ તારા પસાયથકી આજથી મારૂં જૈનધર્મવિષે પ્રવર્ત્તવું થયું."

એ વાત સાંભળી રત્નચૂડ પણ વિકસ્વર થઈ સાધર્મિક જાણી ભક્તિએ સહિત વિમલકુમારને પ્રણામ કરી કહેવા લાગ્યો જે "હે વિમલ ! તું ધર્મ પામ્યો તેથી મારા સર્વ મનોવાંછિત સિદ્ધ થયા. કેમકે તેં અરિહંતનો ધર્મ આદર્યો તેથી સાધર્મિક સાથે જે મિત્રપણું તે સોનું અને સુગંધ સરખું થયું. તે વિશેષ પુણ્યોદયે જ પામીએ. જે મૂર્ખ હોય તે તો સ્ત્રી રાજ્ય ધન પુત્રાદિક પામીને હર્ષ પામે અને તુજને તો મેં ચિંતામણિ રત્ન આપ્યું તેવારે પણ તું કાંઇ હર્ષ ન પામ્યો જેટલો હમણા જાતિસ્મરણથી જૈનધર્મ પામી હર્ષ પામેછે. માટે તુજને ધન્ય છે, તું મ્હોટો ધીરપુરુષ છો." એમ સાંભળી વિમલકુમાર બોલ્યો જે હે રત્નચૂડ ! હમણા મને સંસારનું સ્વરૂપ કિંપાકફલના વિપાકસરખું ભાસવામાં આવેછે, માટે આજેજ સંયમ આદરૂં પણ ધર્મરૂપ તત્વને હજી જેણે જાણ્યા નથી એવાં મારાં માતાપિતા આજ્ઞા આપે નહીં. તેમાટે કોઇક રીતે પણ મહારાં માતાપિતા પ્રતિબોધ પામે તેવારે મહારૂં મનોવાંછિત સિદ્ધ થાય.

એમ સાંભળી રત્નચૂડ બોલ્યો જે હે મિત્ર! હમણા બુદ્ધનામે આચાર્ય છે તે જો કદાચ ઇહાં આવે તો તારાં માતાપિતાદિકને પ્રતિબોધ કરી સમજાવે. તેવારે વિમલે પુછ્યું જે હે મિત્ર! તે આચાર્યને તમે દીઠા છે? રત્નચૂડે કહ્યું જે ગઇ અષ્ટમીના દિવસે અનેક મુનિના વૃંદે પરિવર્યાથકા ઇહાંજ આ પ્રાસાદનેવિષે, હું જિનરાજને વાંદવા આવ્યો હતો તેવારે, એ પ્રાસાદના દ્વારે મેઘનીપરે ગંભીરસ્વરે ભવ્યજીવોને ધર્મદેશનાં દેતાથકા મેં દીઠા હતા. પણ શરીર શ્યામ, અનિષ્ટરૂપ, દેખતા ભયંકર, ત્રિખુણીયું મસ્તક, ચુસેલાં નેત્રો, ઉંચી નાશિકા, કોટ લાંબી, પેટ લાંબું ઇત્યાદિક મહાકુરૂપ દેખી મેં વિચાર્યું જે ગુરુનાં વચનનું અતિશયપણું ઘણું શ્રેષ્ઠ છે પણ એમને એવું કુરૂપપણું ન જોઇયે! એમ વિચારી મેં દેરાસરમાં જઈ ભગવંતની પૂજા વિધિસહિત આઠ પ્રકારે કરી, શક્રસ્તવ મંગલાદિક કહી વાજીત્રના નિર્ઘોષાદિક કર્યા. પછી પ્રાસાદથી નિકલ્યો એટલે તે આચાર્યને સુવર્ણકમલે બેઠેલા અને સાક્ષાત્ કામદેવસમાન રૂપવંત લક્ષણોપેત અંગોપાંગે વિરાજિત દેખીને મેં વિચાર્યું જે એ આચાર્ય ક્ષણેક વારમાં આવા જાતિવંત સોનાની કાંતિસરખા કેમ થયા? વળી વિચાર્યું જે મહાતપસ્વી મુનિરાજો તો અનેક લબ્ધિવંત હોય છે.

એ રીતે પૂર્વે મારા ચંદન ધર્માચાર્યે પણ મને એમજ કહ્યું હતું જે તપસ્વી તો પરમાણુ જેવડું સૂક્ષ્મ શરીર કરે, તેમજ મેરૂપર્વતથી મહોટું શરીરપણ કરે; વજ્રથકી પણ અત્યંત ભારી થાય; ભૂમિનેવિષે રહ્યા થકા પણ અંગુલીને અગ્રભાગે કરી મેરૂને સ્પર્શે; જેવી રીતે ભૂમિને વિષે ચાલે તેવીજ રીતે અગ્નિજવાલાને વિષે પણ ચાલે; વળી તેના આશ્રિત જીવોને બાધા પીડા ઉપજે નહીં; તેમજ ચક્રવર્ત્તી અને ઇંદ્રાદિકની ઋદ્ધિને વિકુર્વે; ઇંદ્ર અને ઉપઇંદ્રાદિકોને પણ વશવર્ત્તી કરે; એમ અનેક લબ્ધિએ શોભિત વિચિત્ર પ્રકારના રૂપવંત હોય. ભુવન પૂરાઇ જાય એટલું મહોટું પણ શરીર કરે; ઇંદ્રસરખાને પણ કિંકર ગણે; કઠિણ શિલામધ્યે પ્રવેશ કરે; એક ઘટના હજાર ઘટ કરે; સ્પર્શેંદ્રિએકરી સર્વ રોગ હરે; અગ્નિ તથા જલાદિક ઉપર ચાલે; ઇત્યાદિક સર્વ પ્રકાર તપસ્વીને સાધ્ય હોય; તો સાધુનેતો મહોટાજ જાણવા. એવું જાણીને મેં સૂરિ તથા સર્વ યતિપ્રત્યે પ્રત્યેક વાંદ્યા. યતિએ પણ સ્વર્ગાદિક સુખનો દાયક ધર્મલાભરૂપ આશીર્વાદ દીધો. તેવાર પછી વૈરાગ્યની ઉપજાવનારી ધર્મદેશના આપી. તેથી હું મારા ચિત્તમાં ઘણો આનંદિત થયો. અને જૈનમતને વિષે ઘણો દૃઢ થયો. પછી કોઇક

મુનિને આચાર્યનું નામાદિક પુછ્યું. તેવારે તેણે કહ્યું જે એ બુદ્ધનામા આચાર્ય સર્વ લબ્ધિના પાત્ર છે. એવું સાંભળી સાક્ષાત્પણે તપનો પ્રભાવ દેખીને હું જૈનમતનેવિષે નિવિડ ભક્તિવંત થયો. ફરી સાધુઓને નમસ્કાર કરીને ઘેર આવ્યો.

પછી તે સૂરિએ પણ મુનિના સમૂહે પરવર્‍યાથકા બીજે સ્થાનકે વિહાર કર્‍યો. માટે હે વિમલકુમાર ! જો તે આચાર્ય મળે તો અર્થ સિદ્ધિ થાય.' એમ સાંભળી વિમળે રત્નચૂડને કહ્યું જે હે ભાઈ! તે આચાર્ય કદાચ તમને મળે તો તેને મારે અર્થે એવી યાચના કરવી કે તે ગુરુ અહીં પધારે. એવાં વચન સાંભળી રત્નચૂડે માંહોમાંહે ધર્મસ્નેહ દૃઢ કરવાને અર્થે વાતોના આલાપે કરી પોતે રત્નચૂડ તે વિમલનો ભાઈ અને ચૂતમંજરી તે વિમલની બહેન એમ નિરધાર કર્યો. પછી તે સ્રીભર્ત્તાર પોતાના નગરે ચાલ્યાં. તેને ઘણીક ભૂમિસુધી વોલાવીને, 'દર્શન આપવાને કોઇવારે મને સંભારજો' ઇત્યાદિક આંસુ ભર્યે નેત્રે ઘણાં પ્રીતિનાં વચન બોલી, ચૂતમંજરીને પણ પ્રેમના વચને બોલાવી, વિમલ ત્યાંથી પાછો વળ્યો; અને રત્નચૂડ તથા ચૂતમંજરી પણ ઘણા સ્નેહનાં વચન તથા ધર્મની સ્થિરતાપણાનાં વચન કહી ઘણાકષ્ટે ત્યાંથી ચાલ્યા.

હવે સંસારીજીવ કહે છે જે હે અગૃહીતસંકેતા ! એ વિ-

મલે તથા રત્નચૂડે અનેક કથાઓ મારા સમિપે કહી પણ મેં તો તે વિમલને જે રત્નચૂડે ચિંતામણી રત્ન આપ્યું હતું તે હરણ કરવાની ચિંતાએ કરી આકુલ થકા કાંઈપણ સાંભળ્યું નહીં. હવે ત્યાંથી ઘરભણી ચાલ્યા એટલે માર્ગમાં મેં વિમલને કહ્યું જે હે મિત્ર ! એ રત્નને ઈહાં જ મૂકીએ. તેવારે વિમલ તો સરલ-સ્વભાવી માટે તેણે કહ્યું જે ઘણું સારૂં. પછી ત્યાં ભૂમિ ખોદીને રત્ન એક સ્થાનકે રાખી અમે ઘેર ગયા; પણ તે રત્ન હરવાના ઉપાય ચિંતવવામાં રાત્રની એક ક્ષણવારપણ મને નિદ્રા આવી નહીં. પ્રભાતસમયે સ્તેયનામના કુમિત્રે પ્રેર્યોથકો રત્ન લેવાને અર્થે હું વનમાં ગયો. એટલામાં વિમલકુમાર પણ જિ-નને વાંદવાનેઅર્થે તે વનમાં જવાનિમિત્તે મારે ઘેર મને તે-ડવા આવ્યો. એટલે કોઈકે કહ્યું જે એતો ઉદ્યાને ગયો છે. તે સાંભળી વિમલપણ ઉદ્યાને આવવા મારી પછવાડે ચાલ્યો. જે સ્થાનકે રત્ન રાખ્યું હતું તે સ્થાનકે જઈ હું બેઠો એટલામાં દૂરથી વિમલને આવતો દેખી મેં આકુળવ્યાકુળ થયાથકા, તે રત્ન લઇને રત્નને સ્થાનકે એક પથ્થરનો કટકો મૂકી રત્નને વિમલની બીકથી બીજી ભૂમિનેવિષે મૂક્યું. એટલામાં વિ-મલે આવી પુછ્યું જે હે ભાઈ! તું ઈહાં કેમ આવ્યો હતો? તથા આમ વિલખ્યાનીપરે કેમ દેખાયછે? તેવારે મેં કહ્યું જે હે ભાઈ!

મેં કોઈના મુખથી એવું સાંભલ્યું જે વિમલ આહિં આવ્યોછે. માટે હું તારી પછવાડે ઈહાં આવ્યો, અને તારૂં મુખ જોયા-વિના હું વિલખો દેખાઉં છું. તે સાંભળી વિમલે હર્ષિત થઈ મને કહ્યું જે ભલું હવે ચાલો જિનમંદિરે જઈએ.

એમ કહી દેહરે આવ્યા. વિમલ તો પ્રાસાદમાં ગયો. પાછળથી મેં વિચાર્યું જે રખે વિમલે રત્ન લેતાં મને દીઠો હશે તો હવે હું ઈહાંથી નાસી જાઉં. એમ વિચારી જે સ્થાનકે રત્ન રાખ્યું હતું ત્યાં આવીને વ્યાકુલપણાથકી રત્નની ભ્રાંતિએ પથ્થરનો કટકો લેઈ વનમાં નાસી ગયો. તે એવો ઉતાવળો ચાલ્યો જે ત્રણ દીવસમાં અઠ્યાવીસ યોજન ભૂમિ ઊલંઘી ગયો. પછી ત્યાં કાંઈક વિસામો ખાઇને ગાંઠ છોડી જોયું તો રત્નને બદલે પથરો દેખી મૂર્ચ્છા આવી; ફરી સાવધાન થઈ વળી રત્ન લેવાને ત્યાંથી પાછો ફર્યો.

હવે પછવાડે વિમલે પ્રાસાદથી બહાર નીકળી મને દીઠો નહીં તેથી વ્યગ્રચિત્તે સર્વત્ર જોઈ ગામેગામે મારી શોધ કરવાને માણસો દોડાવ્યા. તે માંહેલો એક પુરૂષ મારી સન્મુખ આવ્યો. તેને દેખી હું ભય પામ્યોથકો નાસવાનું મન કરૂં છું એટલામાં તેણે આવી મને કહ્યું જે હે વામદેવ ! તારે વિરહે વિમલ મહાદુઃખ પામે છે, માટે તું વહેલો ત્યાં

ચાલ. તે સાંભલી મેં જાણ્યું જે હજી મારો અપરાધ વિમલકુમારે જાણ્યો નથી. એવું ધૈર્ય આવ્યું પછી હું હર્ષિત થયોથકો ત્યાં જઈ વિમલને મળ્યો. વિમલે મારે કંઠે વળગી રૂદન કરી મને અર્દ્ધ આસને બેસાડી પુછ્યું જે હે મિત્ર! તું ક્યાં ગયો હતો તેવારે મેં તેને અનુભવે કરીને કપટથી એક કલ્પિત વાત કહી. હે ભાઈ! તું તો દેરાશરમાં ગયો એટલામાં એક વિદ્યાધરીએ મુજને હરણ કરી આકાશમાર્ગે કેટલાક યોજન ઉંચો લઈ જઇને મારીપાસે ભોગવાંછનાની યાચના કરી. પણ તારીસાથે વિયોગ થાય માટે મેં તેનું વચન અંગીકાર કર્યું નહીં. એટલામાં વળી એક બીજી વિદ્યાધરીએ દીઠો તે પણ ભોગવાંછનાએ ત્યાં આવીને મારા હાથને વળગી. પછી તે બેહુ વિદ્યાધરીએ પરસ્પર યુદ્ધ કરવા માડ્યું એટલામાં હું તેમના હાથથી સ્ખલિત થયોથકો પૃથ્વી ઉપર પડ્યો. મને ઘણું વાગ્યું. તેથી જર્જરિત અંગવાળો થયો. તોપણ તારા પ્રેમવિના પરવશપણા થકી કોઈક રીતે હલવે હલવે ચાલતો હતો, એટલામાં આ પુરૂષ મળ્યો. તેવારે સર્વ વાત એના મુખથી જાણીને હું ઉતાવલો અહીં આવ્યો. ઇત્યાદિક મેં જે કપટભાવે વાત કહી તે સર્વ વિમલે ખરી જાણી, કેમકે તે સરલ સ્વભાવી હતો.

ઇત્યાદિક મેં ખોટાં વૃત્તાંત કહ્યાં તેથી મારા શરીરમાં મ-
હોટી વેદના ઉત્પન્ન થઈ. તે વેદનાના વશથકી ચક્ષુ ફૂટવા
લાગી. ભૂમિનેવિષે પડ્યો અને ભાનવર્જિત થયો. એવો મને
જોઇને મારે દુઃખે પીડાણાથકા વિમલકુમારે હાહારવ કર્યો.
ધવલરાજા પ્રમુખ સર્વ એકઠા થયા. મંત્રતંત્રાદિ હજારો ઉ-
પાય કર્યા પણ તે સર્વ નિઃફલ થયા. કાંઈ પણ વેદના
ઉપશમી નહીં. તેવામાં વિમલને રત્ન સાંભરી આવ્યું; કેમકે
ચિંતામણી રત્ન છે માટે તેના જલે કરી પ્રક્ષાલન કરવાથી એ
વેદના જશે. એમ વિચારી તે રત્ન લેવાનેઅર્થે જ્યાં રત્ન દાટયું
હતું ત્યાં જઈ જોયું, પણ રત્ન દીઠું નહીં. તેવારે વિમલને
ચિંતા થઈ જે રત્ન તો કોઇક હરણ કરી ગયું. એમ નિશ્ચય
કરી હાઈતિ ખેદે ! હવે એ મારો મિત્ર વામદેવ કેમ જીવશે ?
એમ ચિંતાએ પીડ્યો થકો પાછો ફરી મારીપાસે આવ્યો.
તેવામાં મહાવિકરાલરૂપે વનદેવતાએ પ્રગટ થઈ સર્વ લોકના
સાંભલતાં કહ્યું જે અહો ! એ વામદેવ વિશ્વાસઘાતક છે; કેમકે
પ્રથમ રત્ન હર્યું, વલી જુઠું બોલીને વિમલનીસાથે ઠગાઈ
કરી, માટે એ કર્મચંડાલની મેં આવી માઠી દશા કીધી છે.
હજી હું એને ઘણી વિટંબનાઓ કરીશ. એવું સાંભળીને
અત્યંત કૃપાળુ વિમલકુમારે મિષ્ટવચને કરી વનદેવતાને પ્ર-

સાદવંત કરી મને રોગે વર્જિત કરાવ્યો. તે વારપછી સર્વ લોકોએ એવું મારૂં માઠું ચરિત્ર દેખીને મને ઘણો ધિઃકાર કર્યો. વળી સ્વજન કુટુંબાદિકવર્ગે મને ઘેરથી બહાર કાઢી મુકયો. તોપણ વિમલકુમાર મારો સ્વજનમાટે આશ્વાસના દઈ તેણે કાંઈ પણ મારીસાથે મલીન મન રાખ્યું નહીં. ઉલટું એમ કહ્યું જે હે મિત્ર! લોકતો બોકડાનીપરેં ઉઘાડે મુખે હોય, માટે રખે તું લોકના બોલવાઉપર અશાતા પામતો હોય.

હવે એક દિવસે ફરી હું અને વિમલ બન્નેજણ ક્રીડા કરવાના ઉદ્યાને શ્રીઋષભદેવના પ્રાસાદે ગયા. ત્યાં વિમલકુમારે ભગવંતની આગલ વિવિધભાવે સંયુક્ત નવા કાવ્યના પ્રબંધે કરી અનેક પ્રકારની સ્તુતિ કરવા માંડી. એટલામાં રત્નચૂડ પોતાની સ્ત્રી ચૂતમંજરી સાથે ત્યાં આવ્યો. તેપણ ઉત્કૃષ્ટ ભક્તિસંમોહે કરીને વિમલની સ્તુતિ સાંભળી મહોટા આનંદ પામ્યો. તેણે પોતે પણ ભગવંતની સ્તુતિ કરી. પછી બંને ધર્મમિત્ર બહારના મંડપમાં આવી આનંદભર્યે લોચને આલિંગન દેઈ એક સ્થાનકે બેઠા. પરસ્પર કુશલના સમાચાર પુછ્યા.

રત્નચૂડે કહ્યું જે હે ભાઈ વિમલ! તું તો મારા હૃદયમાંજ છે. મેં તને ક્ષણેક પણ વિસાર્યો નથી. તોપણ કાર્યના વ્યગ્રચિ-

ત્તપણે આજસુધી તને મળવા આવ્યો નહીં, તથા બુદ્ધસૂરિને તેં તેડાવ્યા હતા તેને પણ તેડી લાવ્યો નહીં. કેમકે હું તારી પાસેથી નિકળ્યો તેજ દિવસે વૈતાઢ્યપર્વતે ગયો. માતાપિતા હર્ષ પામ્યા. હવે તેજ દિવસની પાછલી રાત્રે રોહીણીપ્રમુખ સોલ વિદ્યાદેવીએ પ્રગટ થઇને મને કહ્યું જે હે વત્સ! તારે પુણ્યોદયે કરી અમે પ્રસન્ન થઇ છીએ, તું વિદ્યાધરનો ચક્રવર્ત્તી થઈશ. તેમાટે આજથી અમે સર્વ તારા શરીરમાં પ્રવેશ કરશું; પ્રભાતે સર્વ વિદ્યાધર પણ તારી આજ્ઞા માનવા આવશે. તેવારે મેં વિચાર્યું જે એ વિદ્યાદેવીઓ તથા ચક્રવર્ત્તિની ઠકુરાઈ તે સર્વ પુણ્યાનુબંધી પુણ્યનું ફલ છે. પણ એ પુણ્યાનુબંધી પુણ્ય તે વીતરાગને લેખે સુવર્ણશૃંખલા સમાન છે; અને એ રીતે તો મારાથી વિમલકુમારની સાથે દીક્ષા પણ લેવાય નહીં. એમ વિચારૂં છું એટલામાં તો સર્વ વિદ્યાએ મારા શરીરમાં પ્રવેશ કર્યો. સૂર્યોદય થયે સર્વ વિદ્યાધરે મહોટા મહોત્સવેસહિત મને રાજ્યાભિષેક કર્યો. તે દિવસથી મારી આજ્ઞા સર્વ વિદ્યાધરે મસ્તકે ધરી. તેઓ સર્વ આનંદિત થયા. કેટલાક દિવસ તો વિવિધ પ્રકારના રાજકાર્ય કરવામાં વ્યગ્રચિત્ત થકા ગયા. પછી એક દિવસે મને સ્મરણ થયું કે જુઓ મારૂં પ્રમાદપણું જે વિમલનું કહેલું કાર્ય વિસારીને રાજની પીડારૂપ

કાદવમાં મગ્ન થકો નિરંતર રહુંછું. પછી ઘણે ઠેકાણે તપાસ કરી, બુદ્ધઆચાર્યને શોધીને હે વિમલ ! મેં તમારા દિક્ષાના અભિલાષની વાત કરી અને કુટુંબને સમજાવવાની પણ વાત કહી. તેવારે બુદ્ધસૂરિએ મને કહ્યું જે ઘણું સારૂં. અમે પ્રસ્તાવે તે વર્દ્ધમાનનગરે જાશું પણ વિમલપાસે દુઃખીજનની ખોલ કરાવજો. હું એવેજ વેશે આવીશ. અને એથીજ વિમલના કુટુંબને પ્રતિબોધવાનો ઉપાય થશે. તે સાંભળી હું તમારીપાસે આવ્યો છું. એમ કહીને રત્નચૂડે કાંઇક સંકેતની વાત વિમલના કાનમાં કહી.

એ સર્વ વાત સાંભળીને વિમલકુમર હર્ષવંતથકો રત્નચૂડ તથા ચૂતમંજરી રાણી પ્રમુખને પોતાના નગરમાં તેડી આવ્યો. તેમની ભલી રીતે ભોજન વસ્ત્ર આભૂષણાદિકે પરોણાગત કરી. વિવિધપ્રકારની ધર્મચર્ચાએ કરી સુખ અનુભવતાં વિમલના સ્નેહને વશથકા પાંચ દિવસ સ્ત્રી-ભર્ત્તાર ત્યાં રહ્યા. તેવારપછી રત્નચૂડ વિમલની રજા લઈ પોતાને નગરે પહોંચ્યો. વિમલકુમાર તો હલુકર્મીમાટે કર્મજાલને અવગણી તે દિવસથી વિશેષે કરી સંસારને અસારપણે ભાવતોથકો દિક્ષા લેવાને ઘણો રાગી થકો રહ્યો. હવે એકદા ધવલરાજાએ તથા કમલસુંદરીએ વિચાર્યું જે આ આપણો પુત્ર વિમલકુમાર નવું યૌ-

વન પામ્યોછે, મહાશક્તિવંત છે, તથાપિ સાધુનીપરે ઇંદ્રિયને સંવરીને રહ્યોછે; કાંઈપણ વિષયસુખને વાંછતો નથી; ભોગ તથા રાજ્યાદિકને પણ વાંછતો નથી; તો આપણે હવે વિમલને સમજાવી રાજ્ય દઈ વિષયાદિકસુખ ભોગવાવીએ.

એમ વિચારી વિમલને તેડી માતાપિતાએ કહ્યું જે હે વત્સ! તું અમારા પ્રાણને આલંબન કરવામાં લાકડીસમાન, કુલનેવિષે ધોરી છે. અમને તું ઘણા મનોરથે—ઘણા ઉપાયે કરી પ્રાપ્ત થયો છો. તો તુજને ભોગવવાયોગ્ય આ સર્વ રાજની સંપદા છે તેનાથી તું વિરક્તનીપરે રહેછે તો અમને શી રીતે સુખ ઉપજે? માટે હે કુમર! તમે નવયૌવન રાજકન્યા પરણો, તેની સાથે મનોવાંછિત ભોગ ભોગવો, અને શબ્દાદિક પંચવિષયને ગ્રહણ કરી—આ રાજ્યલક્ષ્મી ભોગવી અમારા મનોરથ પૂર્ણ કરો. ઇત્યાદિક માતાપિતાનાં વચન સાંભળી વિમલ બોલ્યો જે "હે પૂજ્ય માતાપિતા! જગતનેવિષે ભુખ તરસરૂપ દુઃખે રીબાતા, સ્વજનકુટુંબના વિયોગાદિક શેંકડાગમે દુઃખે પીડાતા પોતાના દેશના લોક છતે જે રાજા રાજ્ય ભોગવે તેને નિઃકેવલ પેટભરા કહિયે પણ રાજા ન કહિયે. તો ધિક્કાર પડો તે રાજાના સુખને! તેમાટે હું તો હમણા મિત્રાદિકે પરવર્યો થકો નગરના ઉદ્યાનમાં જઈ રહુંછું. પણ તમે ઠેકાણે ઠેકાણે મનુષ્યો મોકલી દુઃખી લોકોને તેડાવો અને

તે સર્વનાં દુઃખનો ક્ષય કરો. પછી તમે જે આદેશ આપશો તે હું કબુલ કરીશ. એવા વિમલનાં વચન સાંભળી રાજા તથા કનકસુંદરી હર્ષ પામ્યા; અને પોતે પણ નાનાપ્રકારના વૃક્ષના સમૂહ તથા વેલના મંડપ અને વાવ્યાદિકવડે રમણિક વનભૂમિનેવિષે તંબુ તાણી, વિમલકુમરની સંઘાતે પરિવારસહિત સભા પૂરીને, વાજિત્ર નાટકનેવિષે તત્પર થકા રહ્યા. પછી ઠામઠામ મનુષ્ય મોકલ્યા તેમને કહ્યું કે જેને જેને દુઃખી દેખો તેને તેડી લાવો. એટલે સેવક લોકો ઠામઠામ જઇ જ્યાં જ્યાં દુઃખી લોકને દેખે ત્યાં ત્યાંથી તેડી લાવવા લાગ્યા. હવે એક અટવીમાં એક મનુષ્ય, ઉઘાડે પગે અત્યંત તાપ પડતે ક્ષુધાએ તૃષાયે ક્ષીણ થયેલો, શ્યામ વર્ણે, કોઢી, કંપાયમાન શરીરે, ગલતે લોચને, જરાએ કરી જાજરૂ છે અંગ જેનું, નાશિકા મેલેકરીસહિત બેસી ગયેલી, હાથ પગ સડી ગયલા, મસ્તકે લોચ કરેલો, સમસ્તપ્રકારે સડી ગયેલા જે લુગડાના કટકા તેણે કરી શરીર ઢાંકેલ, એક કાંબલી એક દંડ બે તુંબડાં એક ઉનની પીછીનો રજોહરણ તે હાથમાં ધારણ કરેલ, ગ્રીષ્મઋતુના મધ્યાન્હ કાલના સૂર્યના તાપેકરી તપ્યું છે મસ્તક જેનું, લાંબી છે એક સાથલ જેની, નવા દવદગ્ધ કાષ્ઠના ખીલાસરિખી ગર્દન છે જેની, પરસેવો અને મેલે કરી મલીન છે શરીર જેનું, એવા રખડતા પુરૂષને દેખી રાજ્યપુરૂષે વિચાર્યું જે આ પુરૂષ મહાદુઃખી

છે; માટે એને રાજાપાસે તેડી જઇએ. એવું વિચારીને તે પુરૂષપાસે જઈ પુછ્યું જે હે મનુષ્ય! આ ઉનાલાના તાપમાં આવા વેશે ઉઘાડે પગે ચાલવાનું તુજને શું કારણ છે?

ત્યારે તે મનુષ્ય બોલ્યો કે મારેમાથે આઠ કર્મરૂપ લેણદાર છે. તેનાથી છુટવામાટે હું મારા ગુરુની આજ્ઞાએ આરીતે ફરૂંછું. તે મારા ગુરુના પસાયથી લેણામાંથી છુટીશ. એમ કહી ફરી ચાલવા માંડ્યું. તે વાત સાંભળી રાજપુરુષે તેને દુઃખી જાણી તેનો હાથ પકડ્યો; ત્યારે તેણે કહ્યું કે મારો વૃથા કાલક્ષેપ થાયછે તથાં મારા કાર્યની હાંની થશે માટે મને રોકો નહી. એમ કહી ફરી ચાલવા માંડ્યું. ત્યારે બલાત્કારે રાજાના સેવકોએ તેને રાજાની સભામાં આણ્યો. ધવલરાજા તથા વિમલારાણી પાસે લાવીને એ કુરુપવાન તથા કુષ્ટરોગવંત હતો માટે આડો પડદો બાંધીને તે પુરુષની સર્વ વાત રાજાના ચાકરે કહી સંભળાવી. એટલામાં વિમલકુમરે પડદો ઉંચો કરી જોયું. તે પુરુષને દેખી મનમાં વિચાર્યું જે મને રત્નચૂડે એકાંતે કહ્યું હતું કે આવે વેશે બુદ્ધનામા આચાર્ય આવશે અને તું દુઃખીજનનો શોધ કરાવજે. તેમાટે મારા ધારવા પ્રમાણે એ બુદ્ધ આચાર્યજ છે. એમ જાણી વિમલ હર્ષ પામ્યો થકો વિચારવા લાગ્યો જે અહો! મહાપુરુષોનું કૃપાલુ ચિત્તવંતપણું કારણવિના ઉપકાર કરવાવાળું છે! એમ વિ-

સ્મયસહિત વિકસ્વર મનેકરી તે પુરૂષને નમસ્કાર કર્યો. તે પુરુષે પણ મનેકરી ધર્મલાભરૂપ આશીર્વાદ દીધો. એ રીતે બેહુ જણાનો નમસ્કાર તથા ધર્મલાભ થયો તે કોઇએ જાણ્યો નહીં પણ વિમલે તો વિચાર્યું જે આ મહા ક્રિયાપાત્ર સૂરિએ જૂઓ અમને સંસારસમુદ્રથી ઉદ્ધાર કરવામાટે કેવી ગોઠવણ કરી છે.

પછી તે પુરૂષે એ રાજગૃહ જેવું શીતલ ગ્રહ મુકીને ગ્રીષ્મઋતુના તાપમાં ચાલવા માંડયું. એટલે તે પુરૂષને કેટલાએક લોકો મૂર્ખ કહી હસવા લાગ્યા, કેટલાએક નિંદા કરવા લાગ્યા, કેટલાએક કોઢી ઇત્યાદિક વચને ગાલો દેવા લાગ્યા. એપ્રકારે લોકોનું બોલવું સાંભળી તે પુરૂષે ઉગતા સૂર્યનીપેઠે રાતાં લોચન કરી, તપાવેલા સોનાની કાંતિસરખા શરીરવાલો થઈ, લક્ષયોધીથી જેમ લોક ભય પામી જાય તેમ સર્વ સભાને બીકનો કરનાર બની, ભૃકુટી ચઢાવી, બીહામણું મુખ કરી, સિંહનાદ કરી, ક્રોધસહિત પુરુષનીપેઠે પોતાનો આત્મા લોકોને દેખાડીને, મોટે સ્વરે કહ્યું જે અરે પાપીઓ! અરે અધમ પુરુષો! અરે દુષ્ટાત્માઓ! તમારેથી મને કુરૂપવાન ગણો છો પણ હું તો એમ જાણુંછું જે તમે મારાથી રોગી, કુરૂપવંત, કોઢીઆ, ભુખમરા, દરિદ્રી છો, સમસ્ત દુઃખેકરી દુઃખીત છો, તોપણ મારી મશકરી કરીને

તમારા થકી મને અધિક દોષવંત કહો છો. ઇત્યાદિક વચને સર્વ લોકને નિભ્રંછ્યા.

એવીરીતે ક્રોધવડે વિકરાલ લોચનવંત સ્વરૂપ દેખી રાજાએ વિમલને કહ્યું કે હે વત્સ ! આ કોઇક ગુપ્તવેશે .મહામુનીશ્વર દેખાયછે તો કદાચિત્ તેજો લેશ્યા મૂકી સમસ્ત દેશમાં હાહાકાર કરાવે. માટે પહેલાંથીજ આપણે એને નમસ્કારાદિકે કરી મનાવીએ. તે સાંભળી વિમલે પણ હા કહી. એટલે રાજા પ્રમુખ સર્વલોકોએ ઉઠીને તે પુરુષને બે હાથ જોડી પ્રણામ કર્યો. અને કહેવા લાગ્યા જે હે સ્વામિ ! અમે અજ્ઞાની છૈયેં; તમે મહોટા આત્માના ધણી છો; તેમાટે અમારા ઉપર પ્રસન્ન થઈ આમારો અપરાધ ક્ષમા કરી તમારૂં મૂલરૂપ દેખાડી અમને અનુગ્રહ કરો. ઇત્યાદિક ભક્તિનાં વચને કરી ક્રોધને સમાંવી આંખ વીંચી ઉઘાડીએ એટલીવારમાં રાજા પ્રમુખે જોયું તો મહારૂપવંત તેજેકરી સૂર્યસમાન સુવર્ણકમલે બેઠેલા, દેદીપ્યમાન સર્વાંગસુંદર એવા મહા મુનીશ્વર દીઠા. ત્યારે રાજા પ્રમુખ સર્વેએ હર્ષવંત થઈ તે મહર્ષિને નસ્કાર કરીને પુછ્યું કે હે ભગવાન્ ! પૂર્વે તમારા પોતાના અંગમાં કુરૂપપણું, કોઢીઆપણું ઇત્યાદિક દોષ હતા, તે સર્વે તમે અમારેવિષેજ આરોપણ કર્યા અને તેતો અમારામાં પ્રત્યક્ષપણે દેખાતા નથી તેમાટે તમારૂં બોલવું સત્ય થતું

નથી અને તમે તો સત્ય બોલનારા છો, માટે અમારો સંશય નાશ પમાડવો તમને યોગ્ય છે. ત્યારે આચાર્ય કહેછે.

અરે ભવ્યપુરૂષો ! તમોને મેં જે કુરૂપપણાઆદિ કહ્યું તેનાં કારણ કહુંછું તે સાંભળો. સોનાની કાંતીસરખો સંસારી જીવ હોય તોપણ પાપરૂપ કાદવે લીપાએલો છે માટે કાલા શરીરવંતજ કહીયે અને સાધુ જો શ્યામ અંગવંત હોય તોપણ તેનાં રૂડાં પરિણામ છે માટે ગૌરવર્ણજ કહિયે.

સંસારી પુરુષ જો નિરોગી હોય તોપણ મિથ્યાત્વરૂપ મહા કોઢરોગે કરી ગ્રસ્ત છે માટે કોઢીઆજ જાણવા અને સાધુ જો બહિરંગે ગલિત કુષ્ટવંત હોય તોપણ મિથ્યાત્વરૂપ કોઢના નાશપણાથકી નિરોગીજ જાણવા.

સંસારી પુરુષ જો નિત્યપ્રતે મિષ્ટાન્ન વસ્તુના ભોજન કરનારા હોય તોપણ વિષયરૂપ માઠા અનાજે કરી સદાસર્વદા અતૃપ્ત છે માટે તેને ક્ષુધાવંતજ જાણવા, અને સાધુતો બાહ્ય દૃષ્ટિએ ભૂખેકરી ક્ષીણ છે તોપણ સમતારૂપ અમૃતના આસ્વાદેકરી હર્ષવંત હોયછે તેથી તેમને નિરંતર તૃપ્તિવંત જાણવા.

સંસારી જીવો યૌવન અવસ્થાએ મદોન્મત્ત હોય તોપણ પંડિત વીર્યનો ઉલ્લાસ પામ્યા નથી તથા છેલા પુદ્ગલ પરાવર્ત્તરૂપ યૌવન અવસ્થાને અણપામતા છે તથા જ્ઞાનાદિક ર-

ત્રથી ઉપજાવવાને વિષે વિકલ છે માટે તેમને જરાએકરી જર્જરા થએલા શરીરવંત જાણવા; અને સાધુતો બહાર અંગે જરાએ કરી જર્જરિત છે તોપણ આત્મસ્વભાવરૂપ યૌવન અવસ્થાને પામ્યા છે માટે યૌવન અવસ્થાવંતજ જાણવા.

સંસારી જીવના રુડા નેત્ર છે તોપણ તત્વજ્ઞાન જોવાને મીચેલી આંખો જેવા જાણવા અને સાધુ જો ગલિત ચક્ષુવંત છે તોપણ તત્વનાં દેખવાવાળા છે માટે રુડા નેત્રવંત જાણવા.

સંસારીજીવ ઘર માંડી રહ્યા છે તોપણ દુઃખે તરવાયોગ્ય એવી ભવરૂપ અટવીમાંથી અણનિવર્ત્યા થકા છે માટે નિરંતર પરિભ્રમણ કરવાના આચારવંતજ જાણવા અને સાધુતો નિત્ય હર્ષવંતથકા વિહારના કરનાર—દેશોદેશના વિચરનાર છે તોપણ અપ્રમત્તનામા નગરના આશ્રયપણાથકી નિરંતર સ્થિત આચારવંતજ જાણવા.

એમ સર્વ બીજાપણ ચારિત્રાદિકના વિશેષપણાથકી, રુડી રીતે વિશેષે કરી ભાવિત છે મન જેનું એવા સાધુઓનેજ ઉત્તમ ઉત્તમ પદવી સંભવે પણ સંસારી જીવોને સંભવે નહીં. કેમકે લોકોત્તર સ્વસ્વભાવરૂપ લક્ષ્મીની ઠકુરાઈ તે રૂપ જે સુખ તેને વિષે હર્ષવંતપણું તે સાધુને વિષેજ સંભવે છે.

ઇત્યાદિક સંસારને સન્મુખ પુરુષોનું તથા સંસારથી પરાઙ્મુખ પુરુષોનું સ્વરૂપ, આચાર્યના મુખથકી સાંભળીને,

રાજાદિક સર્વ હર્ષવંત થયા અને આચાર્યપ્રત્યે કહેવા લાગ્યા કે હે સ્વામી! તમે કુરૂપપણાદિકના સ્વરૂપનું ઘણું રૂડું નિરૂપણ કર્યું પણ સંસારનું સ્વરૂપ એવું અતિબિહામણું છે તોપણ લોક તેના આસક્તભાવને કેમ નથી મુકતા?

હવે આચાર્ય કહે છે કે હે રાજન્! એક વિશાલનામા ગામનેવિષે વિચિત્ર પ્રકારની ખાદ્યાદિક વસ્તુ તથા ધન રત્નની ખાણે સંપૂર્ણ એવું મહાદેવનું મંદિર છે. ત્યાં એક સારગુરુનામે મઠનો સ્વામી વસે છે. તે નિરંતર તેજ ગામના રહેવાસી ધૂતારાઓની સાથે મલે અને પોતાના કુટુંબને ઉવેખી મુકે, પુરૂં ખાવાને પણ આપે નહીં. પછી અનુક્રમે તે ધૂર્ત્તલોકોએ કામણના પ્રયોગથી સારગુરુને વશ કરી લીધો. પછી તેઃ જેમ ધૂતારાલોકો કહે તેમજ કરે. એમ કરતાં તે ધૂતારાઓએ સમસ્ત ઋદ્ધિએ ભરેલા મઠને પોતાને સ્વાધીન કરી એક મહોટા ધૂર્ત્તને તેનો નાયક કર્યો અને સર્વ ધૂર્ત્તો પોતાની ઇચ્છાએ તેની લક્ષ્મીને ભોગવવા લાગ્યા. તે સારગુરુને મઠમાં પણ પેસવા દે નહીં. એવું કૌતુક જોઇને તે નગરના વસનારા વ્યવહારીલોકો મલીને સારગુરુને અનેક પ્રકારની શીખામણ આપવા લાગ્યા અને કહેવા લાગ્યા જે તું પોતાના કુટુંબને મુકી આ ધૂતારાઓને શું પુષ્ટ કરેછે? એથી તું હેરાન થઈશ. એતો તારા સાક્ષાત્ દુશ્મન છે. તને

ઘણા પ્રકારની વિટંબનાઓ કરશે. ઇત્યાદિક સાહુકારલોકોએ કહ્યું તોપણ તે સારગુરૂ કામણે કરી બંધાણો હતો તેથી વ્યવહારીઆનાં વચન તેણે માન્યાં નહીં. પછી તે સાહુકારોએ ભેળા થઈને તે ગુરુના ગુણપ્રમાણે તેનું બઠર એવું નામ થાપ્યું.

હવે જેજે રીતે તે ધૂર્ત્તલોકો બઠરને નચાવે તેતે રીતે કરીને એ ગુરુ હર્ષવંત થાય.-તે ગામમાં ચાર પાડા છે તેમાં પહેલા પાડાનેવિષે ભાંગેલા ઘડાનું ઠીકરૂં હાથમાં આપીને બઠર ગુરુને.તે ધૂર્ત્તો ભિક્ષા મગાવે. વળી તે પાડાના લોકો ધૂર્ત્ત સાથે મળતા છે માટે કઠણ વચને કરી તર્જના તાડનાદિકે તે બઠર ગુરુને વિટંબના કરે. હાથમાંનું ઠીકરૂં ભાંગી નાખે.

એટલે તે ધૂર્ત્તો ફરી એક સરાવલું હાથમાં આપી તે બઠર ગુરુને બીજે પાડે ભિક્ષા માગવા મોકલે. ત્યાંના લોકપણ તેનું સરાવલું ભાંગી સંતાપપ્રમુખ કરી કાઢી મુકે.

વળી ત્રીજે પાડે મોકલતાં ત્રાંબાનું ભાજન હાથમાં આપે ત્યાં કાંઇક નિરસ અન્નની ભિક્ષા પામે. તેટલામાં ત્યાંના લોક તેની ભિક્ષા લુંટીલઈ પોતે ખાઇ જાય'અને તામ્રભાજનપણ ભાંગી નાખે.

એટલે વળી રૂપાનું ભાજન આપી ચોથા પાડામાં ભિક્ષા માગવા મોકલે. ત્યાં કાંઈક વધારે ભિક્ષા પામે. પણ ત્યાં તે-

વીજ ભાજન ભાંગવા પ્રમુખની વિટંબના પામે. એ રીતે ધૂર્ત્તલોકો તે બઠર ગુરુને ઘણા પ્રકારે નાટક કરાવે, સ્થાનકે સ્થાનકે ભિખ મગાવે, પોતાના મઠમાં પોતે પેશીપણ શકે નહીં, પોતાના કુટુંબને ઉવેખી મુકે, ને ધૂર્ત્તો એની લક્ષ્મી ખાય, લોક સર્વ એની હાંસી કરે, પણ બઠર ગુરુ કામણે વશ થયો થકો ધૂર્ત્તો સાથેજ મિત્રાઈ કરે; અને તે ધૂર્ત્તોની કરેલી વિટંબનાને પણ સુખ જાણી સહન કરે.

તેમ હે રાજન્ ! અહીંપણ એજ ઉપનયં છે. સંસારરૂપં ગામ, તેમાં આત્મસ્વરૂપજ્ઞાનાદિ રત્નેકરી પરિપૂર્ણ એવો એક શિવમંદિરરૂપ મઠ જાણવો અને આત્મારૂપ બઠર ગુરુ તેને આઠ કર્મરૂપ ધૂર્ત્તોએ મોહના ઉન્માદાદિરૂપ કામણના પ્રયોગે કરી ઘેલો કર્યો છે. તેથી સ્વાભાવિક ગુણરૂપ પોતાના કુટુંબને ઉવેખી મુકે છે; અને મોહનીય કર્મરૂપ તે ધૂર્ત્તોના સ્વામીએ, તેના આત્મસ્વભાવરૂપ શિવમંદિરને પોતાને સ્વાધીન કરી લીધું છે. ત્યાં સદ્ગુરુરૂપ વ્યવહારિયાનો પ્રતિબોધ, તેની ઉપર નહી શ્રદ્ધારાખનારો જે આત્મા તેજ બઠર ગુરુ જાણવો. હવે તે કર્મરૂપ ધૂર્ત્તો નરક તિર્યંચ મનુષ્ય અને દેવતાના આયુરૂપ ચાર ભાજન આપીને ચાર ગતિરૂપ ચાર પાડાને વિષે વિષયાદિકની ભિક્ષા કરાવે છે. તેથી હજારો ગમે પીડાને અનુભવતોથકો ઉદ્વેગ પામેછે તોપણ જીવને સારૂં લાગે

છે; અને રાગાદિક ચોર નાનાપ્રકારની વિટંબનાપૂર્વક જીવને ફેરવે છે. માટે હે રાજન્! મોહના ઉન્માદાદિક કામણેકરી પરવશ થયેલા સર્વ સંસારીજીવ સંસારનાં દુઃખને જાણતાં છતાં પણ અજાણનીપરે ભટકે છે. જોકે જૈન ગુરુરૂપ વ્યવહારિઓ સંસારીજીવને વિષયની સંગત મુકવાનો તથા જ્ઞાનાદિક કુટુંબનું પોષણ કરવાનો ધર્મોપદેશ આપેછે તથાપિ મોહોન્માદરૂપ કાર્મણે ગ્રથીત. થયોથકા તે વિડંબનાઓનેજ ઇષ્ટ કરી માને છે; અને હિતોપદેશને માનતો નથી તેથી જ્ઞાની છતાં પણ અજ્ઞાની કહેવાયછે.

તેમાં કોઇક લઘુકર્માજીવ હોય તે ગુરુનો ઉપદેશ રૂડીરીતે જાણી મોહાદિક ધૂર્ત્તોનો તિરસ્કાર કરી, સ્વાભાવિક કુટુંબનું પોષણ કરે અને પોતાની આત્મસંપદારૂપ લક્ષ્મીની સમૃદ્ધિએ સહિત સુખી થાય. ઇત્યાદિક દેશના સાંભળીને વળી રાજા કહેછે હે ભગવાન્! તમારા જેવા જ્યાં બોધના આપનાર હોય ત્યાં ભવ્યજીવ બોધ પામેજ એમાં કાંઇ સંશય નથી; પણ હે ગુરુજી! તમે કોના ઉપદેશથી, શા હેતુથી, વ્રત આદર્યું તે સર્વ વૃત્તાંત કહીને અમને પવિત્ર કરો.

હવે આચાર્ય કહે છે—હે રાજન્! તમે સાંભળો. પૃથ્વીતલનામા નગરનેવિષે શુભવિપાક નામે રાજા, તે તેની નિજસાધુતાનામે સ્ત્રી, તેનો બુદ્ધનામા પુત્ર તે ઘણો ગુણપાત્ર છે; અને

શુભવિપાકનો ભાઈ અશુભવિપાકનામે રાજા જગતને ઘણો ભયંકર છે. તેનો પુત્ર સમસ્તરોષનું ધંર એવો મંદનામે છે. હવે તે બુદ્ધ અને મંદ બેઉ પિત્રાઇભાઇ ક્રીડા વિનોદ કરતાં અનુક્રમે વધતા વધતા મહોટા થયા. એક દિવસે નિર્મલમાનસનામા નગરના સ્વામી શુભાભિપ્રાય નામે રાજા તેની પુત્રી ધિષણાનામે તેને બુદ્ધનીસાથે પરણાવી. તેનીસાથે સુખ ભોગવતાં તેને વિચારનામે પુત્ર થયો; હવે એક દિવસે બુદ્ધ અને મંદ પોતાના દેહરૂપ ક્ષેત્રનેવિષે લલાટ (કંપાલ) નામા પંર્વતે ગયા. ત્યાં બે વિવરેસહિત નાશિકાનામે ગુફાપ્રત્યે દેખીને તેમાં નજર કરવા લાગા. એટલામાં તે ગુફામાંથી નિકલતી એક કન્યા દીઠી. એટલે તે કન્યાનું નામાદિક પુછવા લાગ્યા તેવારે તે કન્યા કહે છે.

હે ઉત્તમ પુરુષો ! જેવારે તમે અસંવ્યવહારનાંમા નગરથી નીકળીને, એકેંદ્રિયનામા નગરે ઘણો કાલ રહીને, વિકલેંદ્રિયનામા નગરના તેંદ્રિયનામા પાડાનેવિષે આવ્યા, તેવારે કર્મપરિણામ નામના રાજાએ ઘ્રાણનામે ચાકરને તમારી સાથે રહેવાને તમને સોંપ્યો હતો. તે તમારો ઘણા કાલનો મિત્ર આ ગુફામાં રહેછે. હું તેની ભુજંગતાનામે દાસી છું તે તમારા આદેશથકીજ અહીં રહુંછું. તેમાટે જુનો સ્નેહ સંભારીને મને તથા તમારા મિત્ર ઘ્રાણને આદરો.

એવાં તેનાં વચન સાંભળીને મંદકુંવરતો હર્ષવંત થયો અને ઘ્રાણ તથા ભુજગતાની ભલી આશ્વાસના કરીને તેની સાથે અતીસ્નેહ ધરવા લાગ્યો. બુદ્ધકુમરતો મધ્યમ ભાવે ઘ્રાણનામા મિત્રને પાળવા લાગ્યો અને ભુજંગતાને તો અધમ સ્ત્રી જાણી મારે એનીસાથે સોબત કરવી યોગ્ય નથી એવું વિચારી સર્વથા તેનો સંગ કીધોજ નહીં.

હવે મંદકુમરતો ભુજંગત્તાએ પ્રેર્યોથકો કપુર કેશર સુગંધી પુષ્પાદિક સુરભિ દ્રવ્યે કરી ઘ્રાણેંદ્રિયને પોષણ કરવા લાગ્યો કાંઇપણ માઠી ગંધની વસ્તુ દેખીને નાશિકાની આડું વસ્ત્ર રાખે અને દુગંછા કરે; અને બુદ્ધતો સુગંધી દુર્ગંધી દ્રવ્યનેવિષે સમચિત્તપણે વર્ત્તે. એમ કરતાં કેટલાક દિવસ વ્યતિક્રમ્યા.

હવે બુદ્ધકુમરનો પુત્ર ધિષણાના અંગથી જન્મેલો વિચારનામે છે તે પૂર્વે કૌતુક જોવાને અર્થે સમસ્ત દિશાઓને વિષે ગયો હતો. તે કેટલેક દિવસે બાહ્ય તથા અંતરંગ વગેરે નગરો જોઈને પાછો આવ્યો; તે પોતાના પિતા બુદ્ધનીસમીપે ઘ્રાણેંદ્રિયને જોઈને કહેવા લાગ્યો જે હે પિતાજી! આ ઘ્રાણ તેં દુષ્ટ મિત્ર છે; માટે તમારે એનીસાથે સોબત કરવી યોગ્ય નથી. એ ઘ્રાણની ઉત્પત્તિને રૂડી રીતે હું જાણુ છું. કેમકે હું અહિંથી નિકલ્યા પૂંછી દિશોદિશે ભમતો ભવચક્રનામા નગરે પહોચ્યો. ત્યાં રાજમાર્ગનેવિષે હું ઉભો હતો તેવામાં એક

સ્રી મને દેખીને આનંદવંત થઈ આંસુ ભરેલા નેત્રે મને કહેવા લાગી.

હે પુત્ર! હું માર્ગાનુસારીતાનામે, તારી માતા ધિષણાની પ્રીતિવંત નાની બહેન છું. તું મને ઓળખતો નથી શું? તું તો મારો ભાણેજ છો. "માટે હે પુત્ર! તું સુખેથી મરીપાસે બેશ અને હું તુજને" નાનાપ્રકારના ભવચક્રના કૌતુક પ્રેમે દેખાડું. તે ચરિત્ર તને જોવાયુક્તજ છે; કેમકે તું ધિષણાનો પુત્ર છો માટે વિવિધપ્રકારના દેશોદેશનાં ચરિત્ર જોવારૂપ ચતુરાઈપણું તાહરામાં હોવુંજ જોઇયે. એવું સાંભળીને હર્ષવંત થએલો હું તેની સમીપે રહ્યો.

પછી તેણે મને વિવિધપ્રકારના આશ્ચર્યયુક્ત ભવચક્રનામા નગર સંપૂર્ણ દેખાડયું; ત્યાંથી વિવેકનામા પર્વતઉપર જવાને અર્થે અમે ચાલ્યા. માર્ગમાં નિવડપ્રહારે કરી જાજરું થયેલું છે અંગ જેનું, કેટલાક મનુષ્યે ખાંધઉપર ઉપાડયો છે, અને ઘણા મનુષ્યે વીંટાયેલો છે એવા એક સુભટને દેખી મેં પુછયું જે હે માતાજી એ કોણ પુરુષ છે? તેવારે માર્ગાનુસારીતા બોલી જે હે પુત્ર! આ પર્વતઉપર ચારિત્રધર્મરાજા છે તેનો મોટા પુત્ર જે યતિધર્મનામા કુમાર તેનો એ સંયમનામા સુભટ છે. તે ક્રીડા કરવાને અર્થે નિકલ્યો ત્યારે તેને મોહરાજાના સૈનીકો જે મિથ્યાત્વાદિક તેણે હણ્યો છે. માટે

હવે પોતાને ઘેર લઈ જાય છે. તો ચાલો આપણે પણ ત્યાં જઈ કૌતુક જોઈએ કે હવે ચારિત્રધર્મરાજા શું કરેછે. એમ કહીને અમે બેઊજણ ત્યાં ગયા. ત્યાં વિવેકપર્વતની ઉપર અપ્રમત્તનામા નગર અમે દીઠું. ત્યાં ચિત્તસમાધાનનામે મંડપનેવિષે ચારિત્રધર્મનામે રાજા બેઠા હતો તેને પરિવારેસહિત મને મારી માતાએ ઓળખાવ્યો. વળી સભામાં બેઠેલા સર્વ લોકના સમૂહને પણ જૂદાં જૂદાં નામો લઈને માર્ગાનુસારિતાએ ઓળખાવ્યા.

તેવામાં સંયમસુભટને પણ તેવીજ અવસ્થામાં ત્યાં લાવીને ચારિત્રધર્મરાજાને સુભટોએ દેખાડ્યો. વળી મોહરાજાના સૈન્યનું કઠોરાઈપણું તે સર્વ ચારિત્રધર્મરાજાને સુભટોએ કહ્યું. હવે તે સંયમસુભટને રાજા સભામાં સંભાળીને જુએછે. તે સમયે ઘણા આયુધવંત સંતોષનામે, દયાનામે, ક્ષમાનામે, બ્રહ્મચર્યનામે, ઇત્યાદિક સુભટો ઉઠીને સંનદ્ધબદ્ધ થઈ હુંકારશબ્દ કરતા રાજાને કહેવા લાગ્યા જે હે દેવ! આપણા સંયમસુભટને મોહાદિકે કદર્થના કરી છે માટે મોહરાજાની સન્મુખ લડવાને અર્થે અમોને આદેશ આપો તો અમે એક ક્ષણમાત્રમાં સર્વ મોહરાજાના સૈન્યને ક્ષીણ કરી નાખીએ. અમને હુકમ આપવાને વિલંબ કરવો નહીં, કેમકે વૈરીને શિક્ષા કરશો નહીં તો તમારી અખંડ આજ્ઞા શી રીતે પ્રવર્ત્તશે.

ઇત્યાદિક પરાક્રમનાં વચન સાંભળીને રાજાએ સદ્બોધનામે પ્રધાનની સન્મુખ નજર કરી.

પછી સદ્બોધ અને સમ્યક્દર્શન માંહોમાંહે વાત કરીને રાજાને કહેવા લાગ્યા જે હે સ્વામિ! પ્રથમતો રાજા, પ્રધાન, મિત્ર, ભંડાર, દેશ, ગઢ, અને લશ્કર એ સાત અંગ રાજાનાં કહ્યાં છે તેનો વિચાર કરીને તેમજ ઠકુરાઇપણાની શક્તિ, ઉત્સાહપણાની શક્તિ અને મંત્રપણાની શક્તિ એ ત્રણ શક્તિનું બલાબલ ચિંતવીને પછી તે રાજાનીસાથે જીતવાની ઇચ્છા કરીએ અને સામ, દામ, ભેદ, દંડ એમાંહેથી જે યોગ્ય હોય તે ઉપાય કરીએ. વળી સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધા, આશ્રય એ રૂપ છ ગુણ તે રાજાના અંગભૂત છે તેમાંથી જે ગુણે વર્ત્તવાયોગ્ય હોય તે ગુણે વિચારીને વર્તીએ. એવી નીતિની સ્થિતિ છે માટે સહસાત્કારે લડવું તે યુક્ત નથી. તો એનીસાથે સંધી કરવાસારૂ કોઈક દૂતને પહેલાં એનીપાસે મોકલીએ. એમ સાંભળીને રાજાએ તે વાત પ્રમાણ કરી સત્યનામે દૂતને મોહરાજાપાસે મોકલ્યો. તે દૂત ચાલતો થકો અનુક્રમે ચિત્તવૃત્તિ નામે અટવીનેવિષે પ્રમત્તનામા નદીને કિનારે મોહરાજાના લશ્કરનો પડાવ છે ત્યાં આવી ચિત્તવ્યાક્ષેપનામા મંડપનેવિષે પર્ષદાસહિત મોહરાજા બેઠો હતો તેને પોતાના સ્વામીનું કહેલું કાર્ય પ્રગટપણે કહ્યું જે હે મો-

હરાજા ! આ ચિત્તવૃત્તિનામે અટવી તે પહેલાં તમારી નથી, તેમ અમારી પણ નથી. એનો સ્વામીતો ભવજંતુ છે. વળી આપણે કર્મપરિણામાદિક સર્વે ભવજંતુનાજ સેવક છૈયે. એ વાત સાચી છતાં તમે તે ભવજંતુને કાંઈક હીનસત્વ કરીને તેનું રાજ્યગ્રહણ કર્યું છે. તોપણ અમે કાંઈ કહેતા નથી. તેમ છતાં તમે ઉઠી ઉઠીને અમારા સુભટોની સાથે કદાગ્રહ કરોછો તે વાત યુક્ત નથી. ઇત્યાદિક સત્યનામા દૂતનું બોલવું સાંભળીને મોહરાજાની સ્ત્રી મહામૂઢતા અત્યંત ક્રોધવંત થઈને દૂતને કહેવા લાગી જે "અરે દૂત તું અધમ પુરુષ છો, એવું અસમંજસ શું બોલેછે જે મોહરાજાદિક તે ભવજંતુના કિંકર છે. એવું બોલતાં કાંઈ તને શરમ આવતી નથી ? માટે અરે સેવકો ! એને શિક્ષા આપો. ઈત્યાદિક કઠણ વચન કહેવા લાગી: તે સમયે સર્વ મોહરાજાના સુભટો ભ્રકુટી ચડાવીને ક્રોધેકરી ધમધમતા થકા સત્યનામાદૂતને હણવાને અર્થે ઉઠ્યા. તેવારે સત્યનામા દૂત ભયેકરી કંપાયમાન થયો. કોઇક રીતે ત્યાંથી નાશીને તુરત ચારિત્રધર્મરાજા આંગળ આવી કહેવા લાગ્યો જે હે સ્વામી ! મોહરાજાતો મદેકરી ઉન્મત્ત થયો છે; માટે તમને તૃણનીપરે. ગણે છે અને તમારૂં કહ્યું માનતો નથી. ઈત્યાદિક વૃત્તાંત સાંભળી ચારિત્રધર્મરાજાએ પણ ક્રોધાયમાન થયાથકા રણભંભા વજડાવી,

અને સર્વ પોતાનું લશ્કર લઈ મોહરાજા સાથે યુદ્ધ કરવાને અર્થે ચાલ્યો. એટલામાં મોહરાજાપણ મુહોટા લશ્કરે પરવર્યો થકો ચારિત્રધર્મરાજાના સૈન્યની સન્મુખ આવ્યો. તે બંને સૈન્યનું ચિત્તવૃત્તિનામા અટવીને વિષે માંહોમાંહે વિવિધ પ્રકારના શસ્ત્રે કરી મહાયુદ્ધ થાતેથકે દુષ્ટાભિપ્રાયાદિક મોહરાજાના સુભટોએ શુભાભિપ્રાયાદિક ચારિત્રધર્મરાજાના સુભટોને પ્રહારે કરી શિથિલ અંગવંત કર્યા અને તેના સમસ્ત સૈન્યનું નિર્મથન કર્યું.

એમ પોતાનું લશ્કર ભાગી ગયું દેખીને ચારિત્રધર્મરાજા લશ્કરેસહિત ઓસરીને પાછો જૈનપુરનગરમાં આવ્યો. મોહરાજાપણ પોતાના લશ્કરે સહિત ચારિત્રધર્મરાજાને ચોમેર વિંટી રહ્યો. એવી રીતે મને તે માર્ગાનુસારિતાએ સમગ્રપણે ચારિત્રધર્મ અને મોહરાજાના લશ્કરનું સ્વરૂપ દેખાડ્યું. તે દેખીને ત્યાંથી પાછાવળી અનુક્રમે હું ઈહાં આવ્યોછું. અને માર્ગાનુસારિતાપણ મારી પછવાડે આવેછે. તો ત્યાં એ ઘ્રાણેંદ્રિય તે વિષયાભિલાષનામા પ્રધાનના પાંચેંદ્રિયરૂપ પાંચ પુત્ર માંહેલો એક પુત્ર છે એવું મને માર્ગાનુસારિતાએ ઓળખાવ્યું હતું માટે એ તમને વર્જવા યોગ્ય છે.

એવા વિચારનામા પુત્રના વચન થકી સર્વથા પ્રકારે બુદ્ધ, ઘ્રાણેંદ્રિયના સંગનો ત્યાગ કરવાના ઉપાયને ચિંતવે છે તે-

વામાં માર્ગાનુસારિતાપણ ત્યાં આવી પહોચી. તેના મુખ-થકીપણ તેવીજ રીતે ઘ્રાણેંદ્રિયની ઉત્પત્તિ સાંભળીને બુદ્ધ અત્યંતપણે તે ઘ્રાણેંદ્રિયનો ત્યાગ કરવામાં ઉત્સુક થયો. અને મંદ કુમરતો ભુજંગતાને અનુરક્ત થઈ સુગંધનો લોલપી થયેલો જ્યાં ત્યાં ભમતો ફરે છે. એક દિવસે દેવરાજની સ્ત્રી લીલાવતી તે મંદની બહેન થાય તેને ઘરે તે ગયો. ત્યાં લીલાવતીની શોકે લીલાવતીના પુત્રને મારવાને અર્થે એક વિષમિશ્રિત સુગંધી વસ્તુના પડિકાને ઘરના બારણાના બાર-સાખ ઉપર મુક્યું છે. મંદકુમર ત્યાં આવતાંજ ભુજંગતાના પરવશપણાથકી તે સુગંધીના પડીકાને સુંઘવા લાગ્યો. તેથી એને વિષ વ્યાપ્યું. અને એક ક્ષણમાત્રમાં મરણ પામ્યો. એમ મંદના મરણનું કારણ ઘ્રાણેંદ્રિયના સંગનો માઠો વિપાક દેખીને વિરક્ત થયેલો બુદ્ધકુમર પોતાની સાધુતાનામે માતા, શુભવિપાકનામે પિતા, ધિષણાનામે સ્ત્રી, વિચારનામે પુત્ર અને માર્ગાનુસારિતા નામે સાળી તથા બીજા પણ સમસ્ત કુટુંબને સાથે લઇને રૂડા ગુરૂપાસે દીક્ષા લઈ થોડા કાલમાં સમસ્ત સિદ્ધાંતનો પારગામી થયો. તેથી ગુરુએ તેને આ-ચાર્ય પદવી દીધી.

હે ધવલરાજા ! એ મારા વ્રત ગ્રહણનું કારણ કહ્યું. તેજ હું બુદ્ધનામા આચાર્ય છું. ઇત્યાદિક દેશના સાંભળી વૈરાગ્ય

અને સંવેગાદિક દૃષ્ટિવંત થકા ધવલરાજા પોતાના વિમલનામા કુમરને કહેવા લાગ્યો જે આ રાજ્યનો ભાર તમે ગ્રહણ કરો અને હું સંસારથી મુક્ત થવાને અર્થે ચારિત્રને ગ્રહણ કરીશ. તે સાંભળી વિમલકુમર બોલ્યો જે હે પિતાજી! જો તમે મારા-ઉપર પ્રેમનજર રાખોછો તો ધર્મમાં વિઘ્નભૂત તથા પાપના કારણભૂત એવું જે રાજ્ય તેને ગ્રહણ કરવાનું મને કાંઈ પણ પ્રયોજન નથી. રાજ્ય આપવાથી પુત્રનું હિતવાંછકપણું થાય એવું તમે વિચારતા હશો પણ હું તો આગળથીજ ચારિત્રવ્રત ગ્રહણ કરવાને ઉત્કંઠાવંત છું. એવું સાંભળી રાજાએ વિમ-લકુમરના ભાઈ કમલકુમારને રાજ્ય આપી, નગર ચૈત્યનેવિષે અઠ્ઠાઈ મહોત્સવ કરી, પોતે, વિમલકુમરે તથા બીજાપણ ઘણા નગરના લોકે બુદ્ધાચાર્યપાસે દીક્ષા લીધી.

હવે સંસારીજીવ કહેછે જે હે અગ્રહીતસંકેતા! તે બુદ્ધનામે આચાર્યની દેશના સાંભળીને હું તો ચોરીના વશથકી કાંઈપણ પ્રતિબોધ પામ્યો નહીં. ઉલટું વિમલકુમરને વ્રત ગ્રહણ કર-વાને અવસરે મેં વિચાર્યું જે રખે વિમલકુમર મને બલાત્કારે કરી દીક્ષા ગ્રહણ કરાવે એવું જાણી ત્યાંથી નાશી ગયો. પછી વિમલકુમરે સેવકો મોકલી મારી શોધ કરાવી, પણ હું મળ્યો નહીં. તેવારે વિમલકુમરે ગુરુને પુછ્યું જે હે સ્વામી! તમારી દેશના સાંભળીને કોઈ સર્વવિરતિ, કોઈ દેશવિરતિ, કોઈ સ-

મ્યક્તી ઇત્યાદિક સર્વ લોક યથાશક્તિએ પ્રતિબોધ પામ્યા અને ધર્મનેવિષે ઉદ્યમ કરતા થયા. પણ મારો મિત્ર વામદેવ તો કાંઈ પણ પ્રતિબોધ પામ્યો નહીં. વળી હમણા તે કોણ-જાણે શા કારણે ક્યાંક જતો રહ્યો દેખાયછે. એવું પુછયેથકે આચાર્ય, જ્ઞાનપ્રયોજી કહેવા લાગ્યા જે હે મહાભાગ્ય! જ્યાં-સુધી એનીપાસે માયા અને ચોરીનામે બે દુષ્ટ મિત્રો છે ત્યાં-સુધી એ ધર્મનો બોધ પામંશે નહીં. હમણા પણ એ, વિમલ-મને બલાત્કારે સંયમ ગ્રહણ કરાવશે, એવી બીકથી નાશી ગયો છે. ફરી વિમલકુમરે પુછયું જે એ દુષ્ટ મિત્રોનો ત્યાગ શી રીતે થાય? તેવારે ગુરૂ બોલ્યા જે નિર્મળચિત્તનામા નગરનો સ્વામી શ્રેષ્ઠાભિપ્રાયનામે રાજા તેની એક શુદ્ધતા અને બીજી પાપભીરૂત્તાનામે બે સ્ત્રીઓ છે. વળી તેમની અનુક્રમે એક સરલતા અને બીજી અચૌર્યતા નામે બે કન્યાઓ છે. તેને જે-વારે એ પરણશે તેવારે માયા અને સ્તેયનો સંગ મુકશે. એવું સાંભળી અયોગ્ય જાણી વિમલકુમરે મને ઉવેખી મુક્યો. પછી ધવલરાજા અને વિમલકુમરાદિક ગુરૂનીસાથે અન્ય સ્થા-નકે વિહાર કરી ગયા. તે પછી હું નગરમાં આવ્યો, પણ મેં પૂર્વે ઘણી ચોરીઓ કીધી હતી તે અપરાધોનેલીધે હું નગરના લોકોથી ઉપદ્રવ પામ્યો. સ્વામી વર્જિત હોવાથી તે નગરમાં રહેવાને અસમર્થ થકો દેશાંતરે ચાલ્યો. માર્ગમાં કોઈ નગરે

સરલનામે વાણીઆની દુકાને બેઠો. તેણે મને મારા નામાદિક સર્વ પુછ્યું. તેવારે હું પણ મારૂં યથાસ્થિત સ્વરૂપ કહી તે સરલને કપટે કરી પગે લાગ્યો. પછી તે વાણીઆએ મારા પિતાને નામે મને કુલવંત જાણીને કહ્યું જે હે પુત્ર! તમે મારા ઘરનેવિષે સુખે રહો. મેં પણ કપટેકરીને કહ્યું જે આજ તમારા દેખવાથી મને મારા પિતાનું દર્શન થયું. ઇત્યાદિક કપટના વચનેકરી વાણીઆને વશ કર્યો. પછી તે મને ઘેર તેડી ગયો. ત્યાં પોતાની સ્ત્રી બંધુમતિને કહેવા લાગ્યો જે હે સ્ત્રી! આપણે પુત્રરહિત છીએ માટે ભાગ્યોદયથી આ વામદેવ પુત્ર આવ્યો છે એને પુત્રનીપરે સંભાળજો. એવું કહીને મને રાખ્યો. પછી તે શેઠના ઘરમાં સમસ્ત જે કાંઈ ધનાદિક પદાર્થ હતા તે સર્વ મને દેખાડ્યા. કેટલાક દિવસપછી તે સરલશેઠની બહેન બંધુલાનામે છઠી જાગરણના આચ્છવને અર્થે શેઠને તેડવાવાસ્તે આવી. તેવારે સરલશેઠે મને કહ્યું જે હે પુત્ર! તું સાવધાન થઈને હાટમાં શયન કરજે. હું જાગરણ કરવાને અર્થે જાઉંછું. તેવારે મેં કહ્યું હું તો એકલો બીહુંછું, માટે ઘેર જઈ શયન કરીશ. એવું કહીને હું ઘેર ગયો. સરલશેઠ મિત્રને ઘરે ગયો. હવે મધ્યરાત્ર થઈ એટલે મહારા સ્તેય મિત્રે મને પ્રેર્યો. તેથી હલવે હલવે ઘર થકી ઉઠીને હું હાટ ઉપર ગયો. ત્યાંથી ધન લઈ ક્યાંક બીજા સ્થાનકનેવિષે દાટી

આવીને પાછો વળ્યો. તે સમયે પોરાયત પુરુષે મને દીઠો. તેણે મને ચોરદાખલ પકડ્યો. ત્યાં ઘણા લોકનો કોલાહલ શબ્દ સાંભળીને સરલશેઠ પણ આવ્યો. તેણે મને પુછ્યું જે હે પુત્ર! આનું શું કારણ છે? તેવારે મેં કહ્યું જે હે પિતા! તમારાવિના ઘેર સુતેથકે મને નિદ્રા આવી નહીં. તેવારે મેં વિચાર્યું જે હાટે જઇને પિતાની સુવાની પથારીનેવિષે જો કોઈ રીતે નિદ્રા આવે તો ઘણુંસારું, એમ ચિંતવીને ઘેરથી નિકળી અહીંસુધી આવ્યો. તેવારે હાટનાં કમાડ ઉઘાડાંજ પડ્યાં હતાં. તે દેખીને વિલખો થઈ બેસી રહ્યો. પણ દૈવયોગે એ પોરાયતલોકે આવીને ચોરની બુદ્ધિએ મનેજ પકડ્યો. એવું સાંભળીને શેઠે સર્વ પોરાયતને વાર્યા. તેથી પોરાયત પુરૂષ ભ્રષ્ટ થયા. તો પણ પોરાયતે કહ્યું જે ધન એણેજ લીધું છે. ને જ્યાં દાટ્યું છે તે પણ અમે દીઠું છે અને અમે સારી પેઠે જાણ્યું છે જે એજ ચોર છે. માટે પ્રભાતે એની ચોરી પ્રગટ કરશું. એમ કહી મારી સન્મુખ જોઈ બરાબર મને ઓલખીને જતા રહ્યા. પછી મેં વિચાર્યું જે એ પોરાયત તો મને પ્રભાતે જરૂર પકડશે. માટે હમણાજ નાશી જઉં એમ વિચારી રાત્રેં તે દાટેલું ધન લઇને નાઠો. દૈવયોગે રસ્તામાં તેજ પોરાયતે મને દેખીને પકડ્યો. પછી

ખાસડા અને લાકડી તથા મુષ્ટિપ્રહારે કરી જાજરો કરી નિવડ-બંધને બાંધી ચોરીના મુદ્દાસહિત રાજાની સન્મુખ લઇ ગયા. રાજાએ શૂલિએ ચડાવવાનો આદેશ આપવા માંડ્યો, તેટલામાં સરલ શેઠે ત્યાં આવી રાજાને કહ્યું જે હે સ્વામી ! એ મારો પુત્ર છે ઈત્યાદિક વિનતી કરી મને મુકાવ્યો. પણ રાજાએ સરલ શેઠને કહ્યું જે હે સરલ એ તાહરો પુત્ર દુષ્ટ છે, તારા ઘરમાં રાખવાયોગ્ય નથી; તારા કહેવાથી જીવતો મુકુછું પણ અમેજ એને રાખશું. એવું કહી રાજાએ પોતાના મંદિરમાં દાસકર્મ કરાવવાનેવાસ્તે મને રાખ્યો.

એક દિવસે મેં કોઇક વિદ્યાના બલે કરી રાજાના ભંડાર-માંથી ધન ચોર્યું. પણ નિશ્ચય થકી સર્વથા પ્રકારે મારો પુ-ણ્યોદય ખાલી થઈ ગયો હતો તેથી પછી લોકોએ કોઈક રીતે મને પકડી ઘણી વિટંબના કરીને મારી નાખ્યો.

હવે તે ભવ વેદવાયોગ્ય કર્મરૂપ ગુટીકા ક્ષય થઈ તેથી ભવિતવ્યતાએ વલી બીજી ગુટીકા આપીને પાપિષ્ઠ નિવાસ નામા નગરે મને મોકલ્યો. ત્યાં ઘણો કાલસુધી રહી સેંકડાગમે દુઃખો અનુભવી, વલી ત્યાંથી નિકલીને સ્ત્રીવેદપણે, નપુંસક-વેદપણે ક્યાંક વળી પુરૂષ વેદપણે વિવિધ પ્રકારના જાતિકુલા-દિકને વિષે, અનંતા કાલસુધી ભમ્યો. એમ ભવિતવ્યતા

મને ઘણી રીતે વિટંબીને એક દિવસે કાંઈક મારા ઉપર પ્રસન્ન થઇ કહેવા લાગી-જે હે આર્ય પુત્ર ! તેં ઘણા કષ્ટો અનુભવ્યા, માટે હમણા તારો પુણ્યોદય નામા મિત્ર તુજને આપું છું તેને લઇને મનુષ્યગતિ નામા નગરીએ તું જા. તે સાંભળી હું ચાલ્યો. એ રીતે હે ભવ્ય જીવો ! એ વામદેવનો સંબંધ સાંભળી માયા ચોરી પરિહરો, તથા બુદ્ધસૂરિનો સંબંધ સાંભલી ઘ્રાણેંદ્રિયનો જય કરો અને ઘ્રાણેંદ્રિય વિગેરેના સંગથકી જે અનર્થ ઉપજે છે તેને જાણીને સુજ્ઞ જનોએ સુખની વૃદ્ધિને અર્થે એ માયાદિકો ઉપર આસક્ત થવું નહીં.

ઇતિ ઉપમિતિભવપ્રપંચ કથાદ્વારને વિષે માયા
ચોરી અને ઘ્રાણેંદ્રિયાદિકના વિપાક દે-
ખાડવારૂપ ત્રીજો અધિકાર સંપૂર્ણ.

અહીં સંસારી જીવ અગૃહીતસંકેતાને કહે છે જે હવે મારી મનુષ્યગતિ નગરીને વિષે આવવાની વાત કહું છું તે સાંભલ. આનંદપૂર નામા નગરને વિષે અહંકાર પ્રબળતા વંછક અન્ય રાજારૂપ હાથીની ઘટાના મદને ઉન્મૂલન કરવામાં કેસરી સિંહ સમાન કેસરી નામે રાજા હતો. તેની જયસુંદરી નામે રાણી હતી. તે નગરમાં ધનોપાર્જય નામે શેઠ હતો, તેની ધનમંજરી નામે સ્ત્રીની કુક્ષીને વિષે તે ભવનેવિષે

ભોગવવાયોગ્ય કર્મરૂપ ગુટિકા આપીને ભવિતવ્યતાએ મને અવતરાવ્યો.

હવે ભવિતવ્યતાએ જે વારે પુણ્યોદય નામે મિત્ર મને દીધો તેવારે બીજો લોભસમુદ્રરૂપ મિત્ર પણ મને દીધો હતો. ગર્ભકાલ પુરો થયે મને પુણ્યોદય અને લોભસમુદ્ર એ બે મિત્રે કરી સહિત પ્રસવ્યો. મારા પિતાએ મોટા મહોત્સવસહિત ધનશેખર એવું મારૂં નામ દીધું. હવે અનુક્રમે હું મોટો થયો, તેવારે સાગર મિત્રના અનુભાવ થકી મનમાં એવા વિચારરૂપ વિકલ્પ ઉપજે કે સંસારનેવિષે ધન તેહિજ સર્વથી અધિક વસ્તુ છે. માટે કોઈ પણ ઉપાય કરી ધનનો સંચય કરવો એજ શ્રેષ્ઠ છે. કેમકે ધન મળવાથી ભોગાદિક સર્વ મળે છે; તથા ધનરહિત પુરૂષ તે તૃણધુલી સમાન કહેવાયછે. તે માટે ગમે તે ઉપાય કરવો પણ ધન ઉપાર્જવું. ઇત્યાદિક ચિંતવતો હું સર્વ કલા ભણ્યો અને વ્યાપારના કામમાં ચતુર થયો.

એક દિવસે મારા પિતાને કહ્યું કે હે પિતાજી! તમારી આજ્ઞા હોય તો હું વ્યાપાર કરવાને અર્થે દેશાંતરે જાઉં. તે સાંભળી મારો પિતા દુઃખીત થયો અને કહેવા લાગ્યો જે હે પુત્ર, તું એકજ મારા પ્રાણ અવલંબનને લાકડીભૂત

પુત્ર છો. અને પરદેશે જવું તે તો સેંકડો ગમે દોષનું હેતુ ભૂત છે. માટે હું તુંજને પરદેશ જવાની આજ્ઞા આપું નહી. વલી દેશાંતર જઇને ધન કમાવી આવવાની કાંઈ આપણને જરૂર નથી. કેમકે આપણા ઘરમાં ઘણું દ્રવ્ય હાલ વિદ્યમાન છે. માટે સ્વેચ્છાએ ધન ખરચી દાન ભોગાદિક કરીને અહીંજ રહો..

ફરી મેં પિતાને કહ્યું જે હે પિતાજી ! ધન ઉપાર્જ્યાવિના ખરચ કરતાં સમુદ્ર સરખા ભંડાર હોય તોપણ ક્ષય પામી જાય. તો આપણી પાસે કેટલું ધન છે. વલી જે પુરુષ યુવાન અવસ્થા પામીને પોતે કમાતો નથી અને પોતાના પિતાનીજ ઉપાર્જન કરેલી લક્ષ્મી ભોગવે છે તે પ્રાણી પોતાની માતાનેજ ભોગવે છે; એવી લોકોક્તિ છે. તે માટે મને પરદેશ જવાની આજ્ઞા આપો. હું નાના પ્રકારના ઉપાયે ધન ઉપાર્જન કરી થોડા દિવસમાં પાછો ઘરે આવીશ. ઈત્યાદિક વચને માતા પિતા પ્રત્યે સમજાવી કોઈક રીતે તેની આજ્ઞા લઇને દક્ષણદિશિના સમુદ્રને કાંઠે રહ્યા જે દેશો ત્યાં હું ગયો. તે સમુદ્રને કિનારે જયપૂરનામા નગરની સમીપેં ગયો એટલે હું વિચાર કરવા લાગ્યો જે હવે વાહાણ ઉપર ચડી રત્નદ્વીપેં જાઉં અથવા ચંડિકાદિક દેવીઓને રુધિરાદિકના બ-

લીદાને પ્રસન્ન કરી ધનની યાચના કરૂં અથવા પરાક્રમે કરી કોઈક રાજાને હણી તેનું રાજ લઉં અથવા કોઈ પર્વતની ગુફાદિકમાં પ્રવેશ કરીને રસકુંપિકાદિક લઈ આવું અથવા કોઈ દેવ સાથે વાતચિત કરૂં અથવા પાતાલ ખોદી દ્રવ્ય કાઢું, ઇત્યાદિક નાનાપ્રકારે ધન ઉપાર્જન કરવાના ઉપાયને વિચારતો આગલ ચાલ્યો. તેવામાં માર્ગમાં એક કેસુડાનું વૃક્ષ કુંપલેસહિત દેખીને કોઇ ધાતુર્વાદીના વચન થકી 'નિશ્ચય અહીં ધન હશે' એવું જાણીને 'ૐનમો ધરણેંદ્રાય, નમો ધનપાલાય' ઈત્યાદિક મંત્ર ભણીને જમીન ખોદવા માંડી. તે પૃથ્વીના તલમાંથી હજાર સોનામોરે કરી ભરેલું એક ત્રાંબાનું પાત્ર નિકલ્યું. તેને ગ્રહણ કરીને હું ઘણો હર્ષવંત થયો. વલી લોભસમુદ્ર નામે જે મારો મિત્ર તે બલવંત થયો. પછી હું જયપુર નગરમાં ગયો ત્યાં રહેતા બકુલનામા વ્યવહારી સાથે મારે પરિચય થયો. તેણે કુલશીલાદિક ગુણે કરી સહિત મને જાણીને કમલિની નામે પોતાની પુત્રી મને પરણાવી. તેની સંઘાતે ભોગ ભોગવતાં મને ઘણા દિવસો વ્યતિક્રમ્યા. એક દિવસ લોભસાગર નામા મિત્રે મને કહ્યું તેથી મેં પણ વિચાર્યું જે અહો જુઓ તો ખરા જે હું નિશ્ચિંત થઈ ઉદરપૂર્ણાજ કરૂં છું. ધન ઉપાર્જન કરવામાં અંતરાયની કરનાર

એવી એ ભોગની વિટંબના તે શા અર્થની! જ્યાંસુધી ધનના ઢગલા ભેળા કર્યા નથી ત્યાંસુધી તો એ ઘરસંસારાદિક તે મને ધન ઉપાર્જવામાં અંતરાયના કરનારા છે. એવું મારૂં વિલખું ચિત્ત દેખીને મારે સસરે બકુલે મને કહ્યું જે હે પુત્ર! એ મારા ધનાદિક સર્વ પદાર્થ તારાજ છે, તે માટે યથાયોગ્ય સુખના-ભોગ ભોગવ. એ ધન ઉપાર્જન કરવાની ચિંતા કરવેથી સર્યું. આપણને કાંઇ ધનની જરુર નથી. તે સાંભળી મેં કહ્યું જે હે પિતા, જો એમ છે તો પણ હું જુદો મારો વ્યાપાર કરીશ, તો મને સંતોષ ઉપજશે. એવું કહીને મેં ત્યાં જૂદા વ્યાપારનો પ્રારંભ કર્યો.

પછી લોભે આસક્ત હતો તેણે કરી મારી ધર્મબુદ્ધિ નાશ પામી, દયાભાવ દૂર થયો અને પાપથી ડરવાપણું પણ દૂર થયું. તેથી મેં રસના વ્યાપાર, કેશના વ્યાપાર, વિષના વ્યાપાર, દંતના વ્યાપાર તથા લાખના વ્યાપાર ઇત્યાદિક વ્યાપારો વિગેરે પન્નરે કર્માદાનોમાં હું પ્રવર્ત્યો. એમ નાનાપ્રકારના વ્યાપારે કરી હજાર સોનામોર પેદા કરી. તે વારે બે હજાર સોનામોરની વાંછા થઈ. વલી સાગરમિત્ર વૃદ્ધિ પામ્યો. તેવારે જે થકી ઘણા પાપ થાય એવા અર્હટાદિક અધમ જાતિના વ્યાપાર કરવા માંડ્યા. તેમાં ભોજનાદિકના સ્વાદ

તજ્યા, વસ્ત્ર અને ઘર આભૂષણાદિકના ઉપભોગને વિસારી મૂકયો, તથા સ્ત્રીના સ્નેહને અણગણતો દિવસ અને રાત્ર વ્યાપારને વિષેજ શ્રમ કરતો વ્યાકુલ થઈ પર્યટન કરવા લાગ્યો. એમ કરતો કેટલેક દિવસે દશ હજાર સોનામોર પેદા કરી. વલી કેટલેક દિવસે લાખ સોનામોર થઈ. તેમજ દશ લાખ પણ થઈ. ત્યારે વલી ક્રોડ સોનામોરો થવાના લાભને અર્થે મારા સાગરમિત્રે મને પ્રેરણા કરી. તેવારે પ્રવહણો લઈ માલથી ભરી પરદેશ મોકલ્યા; માંડવીના કામ ચલાવ્યાં; નપુંસક તથા ગણિકાઓના પોષણ કર્યા; મહાઆરંભમય માઠા વ્યાપારો પ્રવર્ત્તાવ્યા અને પુણ્યોદયની સાહ્ય હતી એટલે તેના બલથી ક્રોડ સોનામોર પણ મેલવી.

વલી સાગરમિત્રે કહ્યું જે હજી તો રત્નની રાશી જોઇએ. આ ક્રોડ સોનૈયા તે શીગણતીમાં છે. તેવારે પ્રવર્દ્ધમાન જે તૃષ્ણા તેણે કરી મેં બકુલ નામા મારા સસરાને કહ્યું જે હે પિતા હું રત્નદ્વીપે રત્નના સમૂહ મેળવવાને જાઉં છું. તે સાંભલી બકુલે કહ્યું જે હે પુત્ર! તું કોટિધ્વજ થયો. હજી તને શું ઓછું છે જે વલી રત્નદ્વીપે જવાનો વિચાર કરે છે. ઇત્યાદિક ઘણો તેણે વાર્યો પણ મેં કહ્યું જે હે પિતા, કોટીશ્વરે પણ લક્ષ્મીના લાભને અર્થે ઉદ્યમ કરવો, કેમકે ઉદ્યમને વશ

લક્ષ્મી છે. જેમ ગુણાઢ્ય હોય, સર્વાંગ સુંદર હોય, તો પણ નપુંસક હોય તો તેને સ્ત્રી પરિહરે છે. તે દૃષ્ટાંતે નિરુદ્યમીને લક્ષ્મી મુકી જાય છે. ઇત્યાદિક વચને સસરાને નિરુત્તર કરીને, બલાત્કારે સ્ત્રીની અનુજ્ઞા લઇને નાનાપ્રકારના ક્રિયાણે કરી સમસ્ત પ્રકારે વહાણ ભરીને ચાલ્યો. અનુક્રમે રત્નદ્વીપે પહોચ્યો. ત્યાંના નિલકંઠનામે રાજાને ભેટ મુકવે કરી પ્રસન્ન કર્યો. રાજા પણ મારા ઉપર પ્રસન્ન થયો.

પછી અનેક પ્રકારે કરી રત્નના વ્યાપારનો પ્રારંભ કર્યો. એક દિવસે કોઇક અર્દ્ધ ઘરડી સ્ત્રી મારે ઘરે આવીને મને કહેવા લાગી જે—હે ધનશેખર! આનંદપુરના કેશરીનામે રાજાને જયસુંદરી અને કમલસુંદરી નામે બે સ્ત્રીઓ છે. પણ તે નગરના રાજાએ રાજની વાંછાએ એવું વિચાર્યું કે જો કદાચ મારે કોઇ મહોટો પુત્ર થશે તો મને હણીને તે રાજ્ય ગાદીનો વારસ થશે માટે તેમ થવા દેવું નહી. એમ વિચારીને જે જે પુત્ર તેને ઘરે જન્મે છે તેને હણી નાખે છે. એક દિવસે ગર્ભવંતી કમલસુંદરી રાણી પુત્ર હણવાની બીકે કરી હું વસુમંતિનામે સખીને સાથે લઇ રાત્રને સમયે નાઠી. તે દૈવયોગે વિષમ અટવીને વિષે જઇ પડી. ત્યા શ્વાપદ જનાવરાદિકના પુકાર શબ્દ સાંભલી તેની બીકે તેણે પુત્ર પ્રસવ્યો.

પછી તે રાણી પુત્ર જન્મ્યાની અનંતર તરત મરણ પામી. તેવારે હું દુઃખવંત થકી રત્નના કરંડિઆની પરે ઘણે યત્ને કરી પુત્રને લેઇ સથવારાને સંયોગે અનુક્રમે અહીં આવી કમલસુંદરીના ભાઈ નીલકંઠનામે રાજાની આગલ સર્વ વૃત્તાંત કહીને પુત્ર તેને આપ્યો.

બહેનનું મરણ સાંભલીને રાજા દુઃખ પામ્યો. પણ દેવકુમરની ઉપમા સરખો ભાણેજ દેખીને હર્ષવંત થયો. તેનું હરિ એવું નામ આપીને તે પુત્રને પ્રાણથી અધિક યત્ને કરી મહોટો કરવા લાગ્યો. હમણા તે પુત્ર યૌવન અવસ્થા પામ્યો છે. એ હરિ કુમરે તમને આનંદપુરથી આવ્યા સાંભલીને, પોતાના નગરના વસનાર જાણી, અતિ નમ્રતાપૂર્વક તમને તેડવાને અર્થે, મને મોકલી છે. તે માટે તમે તુરંત ચાલો. એવું સાંભલીને હું કુમર પાસે ગયો. તેણે પણ બહુમાનપૂર્વક પોતાના નગરની વાત પૂછવાથી મેં તેને ત્યાંનો સર્વ વૃત્તાંત કહ્યો. પછી તે કુમરની સાથે મારે નિત્ય પરિચય થયાથી મિત્રતા થઇ. તેથી તે મને ભાઇતુલ્ય માનવા લાગ્યો.

એક દિવસ વસંતઋતુમાં મને તેડીને હરિકુમર મિત્રના સમૂહે પરવર્યો થકો ક્રીડાને અર્થે વનખંડે આવ્યો. ત્યાં અમે નાનાપ્રકારના વિનોદ જોવાને તત્પર રહ્યા છીએ એવામાં એક

બુઢી તાપસણી ત્યાં આવી-અને આશિર્વાદપૂર્વક કોઇક સ્ત્રી-નો ચિત્રિત લેખ હરિકુમરના હાથમાં દઇને જતી રહી. તે ચિત્રિત સ્ત્રીના રૂપને જોતો થકો હરિકુમર પણ ચિત્રલેખની પરે સ્તબ્ધ થઇ ગયો. તેવારે મન્મથનામા મિત્રે કહ્યું જે હે કુમર! શું એકતાને કરી વિચાર કરે છે? તેવારે કુમરનું ધ્યાન તો તે ચિત્રમાંજ હતું તથાપિ તે આકારરૂપ ચિત્રલેખને છુ-પાવીને પોતાનો અભિપ્રાય તેણે કોઇને સંભલાવ્યો નહીં; પણ આ ચિત્ર કરનારાની ચતુરાઈ આશ્ચર્ય ઉપજાવે તેવી છે ઇત્યાદિક પ્રત્યુત્તર આપ્યા. તેવારે મન્મથ, પદ્મ કેશર, વિભ્રમ કપોલાદિક મિત્રોએ વિચિત્ર પ્રકારની પ્રહેલીઓ અને સમ-સ્યાદિકની વાતોના રસે કરી કોઈક રીતે તે વાત કુમારને વિસ્મૃત કરાવી.

એટલામાં વલી એક મુહૂર્ત્ત પછી ચક્રવાકીને જોઇ તેથી તે ચિત્રિત સ્ત્રીના સ્તનની સ્મૃતિ તેના હૃદયમાં થઇ. પછી તે કુમરને કોઇ પણ સ્થલે આનંદ થયો નહીં તેથી સર્વ મિત્રોને વિસર્જી મને સાથે લઇ એક સ્થાનકે વેલીના મંડપમાં જઇ શયન કરવા લાગ્યો. ત્યાં પણ ઉષ્ણ રેતીમાં જેમ માછલી તરફડે તેની પરે લોટતો થકો મારા કરેલા શીતલ ઉપચારથી પણ ક્ષણમાત્ર રતિ પામ્યો નહીં. હવે તે મન્મથાદિક પણ ક્યાં એક પ્રછન્ન બેસી રહ્યા હતા તેણે ગુપ્ત પણે તે સર્વ

વ્યતિકર દીઠું. પછી ત્યાં આવીને ઉપહાસ્યેસહિત કહે છે જે હે કુમર! સ્ત્રીને સેવવે કરી આ તારો તાપ ઉપશમસે. ઇત્યાદિક ચિકિત્સાના ઉપદેશરૂપ મિષે હાસ્યવિનોદ કરવા લાગ્યા. તેવાર પછી તે કુમરે ત્યાં સર્વ મિત્રોની સમક્ષ પોતાનો જે અભિપ્રાય હતો તે પ્રગટ કરી તાપસણીને જોવાને અર્થે મને મોકલ્યો. હું નગરની સન્મુખ જાઊં એટલામાં અર્ધ માર્ગનેવિષે તે તાપસણી મને મલી. મેં તેને નમસ્કાર કરીને ચિત્રના રૂપનું કારણ પુછ્યું. તેણે કહ્યું કે આજ હું ભિક્ષા લેવા સારૂ નીલકંઠનામે રાજાના મહેલમાં ગઇ હતી. ત્યાં સિખરણીનામે રાણીને ચિંતાએ પીડિત જોઇને મેં તેને ચિંતાનું કારણ પુછ્યું. તેવારે તેણે કહ્યું જે પ્રાણથી પણ વલ્લભ એવી મારી મયૂરમંજરીનામે પુત્રી છે. તે આજ જેમ પિશાચ વલગ્યું હોય તેમ મુખના ચાલા કરતી, નીસાસા મૂકતી, વ્યગ્ર ચિત્ત કરીને બેઠી છે. તેની ચિંતાથી હું પીડાણી છું. તેવારે મેં તેને લગ્ન જોઇ કહ્યું જે એના મનમાં પરણવાની ચિંતા છે. એવું સાંભલી મને નમસ્કાર કરીને રાણી બોલી જે હે તાપસણીજી, એ વાત સાચી છે. કેમકે મયૂરસુંદરીની વલ્લભ સખી જે લીલાવતી તેણે મને કહ્યું જે મિત્રના સમુહે પરવર્યો હરિકુમરને એણે આજ દીઠો છે. તે વખતથી એ મ્લાન મુખવંત થઇ વિલખી બેઠી છે. તેવાર પછી રાણીના કહેવા ઉપરથી હું મયૂરમંજરીને ચિત્રપટમાં આલેખી કુમરને આપી ગઇ છું.

હવે હે અગૃહીતસંકેતા ! તાપસણીના મુખથી સર્વ વૃત્તાંત સાંભલી ઘણો હર્ષ પામી મેં કુમરપાસે જઇને સર્વ વૃત્તાંત કહ્યો. તે માનતો નહોતો પણ મેં સોગન ખાઇને પ્રતીતવંત કર્યો. તેવારે કુમર કાંઇક સ્વસ્થ થઇને મિત્રના સમૂહે પરવર્યો થકો પોતાને ઘરે આવ્યો. હવે રાણીએ પણ પુત્રીનો અભિપ્રાય રાજાને સંભલાવ્યો. પછી રાજાએ મહોટા મહોત્સવે કરી મયૂરમંજરીને હરિકુમર સાથે પરણાવી. તેવારે હરિકુમર પુણ્યના પ્રાગ્ભાવે કરી પ્રાપ્ત થયો જે મયૂરમંજરીનો સમાગમ તે પામીને નાનાપ્રકારના ભોગ વિલાસને વિલસતો થકો રહેવા લાગ્યો. તોપણ મને ક્ષણવાર વીસરતો ન હતો. અને હું તો લોભસમુદ્રનામે માઠા મિત્રના વશ થકી એમ વિચારૂં જે અહીં પણ વ્યાપારમાં અંતરાયની કરનાર એવી આ કુમરની સાથે મારે કયાંથી સોબત થઈ. કેમકે એની સાથે ગોષ્ઠી કરવાના વિગ્રહ ચિત્ત થકી કોઇપણ જણશ વેચવી લેવી ઇત્યાદિક કાર્યમાં સામર્થવંત થઈ શકતો નથી. એમ ચિંતવતો થકો થોડે થોડે તે કુમરની સાથે મિત્રાચારીનો સમાગમ મુકીને પોતાના કાર્યોમાં આસક્ત થયો થકો રત્ન ઉપાર્જન કરી હર્ષ પામવા લાગ્યો. કોઇનો વિશ્વાસ કરૂં નહીં, તથા રાત્રે સુખે નિદ્રા પણ કરૂં નહીં. એમ ઉદ્યમ કરતાં મેં નાનાપ્રકારના રત્નની જાતીના સમુહ એકઠા કર્યા.

એવામાં કર્મપરિણામનામે રાજાની સ્ત્રી કાલપરિણતિ તેણે એક યૌવન અને બીજો મૈથુન એ બે સુભટો મોકલ્યા. તે મારી પાસે આવ્યા. મેં તે બેઉ સુભટોને આદરસત્કારે કરી સહિત રાખ્યા. યૌવનનામે સુભટને દેહરૂપ ઘરને વિષે નિવાસ આપ્યો અને મૈથુનને હૃદયને વિષે થાપ્યો. પછી યૌવનનામે મિત્રના અનુભાવ થકી હું વાંકી નજર કરીને મુખ અને આંખના વિકારરૂપ અહંકાર કરૂં અને મૈથુનનામે મિત્રના વશ થકી સેંકડો ગમે સ્ત્રીઓના ભોગે કરી પણ તૃપ્તિ પામું નહીં. એમ ચક્ષુ ઇંદ્રિયના પરવશપણા થકી જે જે સ્વરૂપવંત સ્ત્રીને દેખું તે તે સ્ત્રીસાથે રમવાની ઇચ્છાએ નવા નવા પ્રકારની ચેષ્ટા કરૂં. જો પણ લોભસમુદ્રમિત્રના ઉપદેશથી દ્રવ્ય ખરચવાના ભયથી મૈથુનના સંગનો નિષેધ કરૂં તો પણ મૈથુનના સ્નેહના પરવશપણા થકી હું થોડું દ્રવ્ય આપીને પણ સ્ત્રીસંગ કરૂં. તેણે કરી બાળવિધવા, ભીખારણ, ભર્ત્તારવર્જિત સ્ત્રી, ઇત્યાદિ સ્ત્રીઓને ભોગવું. એમ અકાર્ય કરતો થકો લોકમાં હલકાઇના સ્થાનકભૂત હું થયો.

તો પણ હરિકુમરને બલેકરી મને કોઈ પરાભવ કરી શકે નહીં. એવામાં સર્વ દેશને વિષે થાપ્યું છે પરાક્રમ જેણે, એવા અને મહાબલવંત એવા હરિકુમર પ્રત્યે દેખીને નીલકંઠનામે રાજા ચિંતાતુર થયો કે "આશ્ચર્ય જેવી વાત છે જે નગરના સર્વ લોકને

હરિકુમરે વશ કર્યા છે. વલી એનો પ્રતાપ દિન દિન પ્રત્યે વધતો જાય છે. એવો એ હરિકુમર મને અપુત્રીઆને હણીને જો મારૂં રાજ્ય લઈલે તો હું શું કરૂં ?" એમ વિચાર કરીને પોતાના સુબુદ્ધિનામે પ્રધાનને છાનો બોલાવી તેણે પોતાના હૃદયની વાત કહી. વલી એવું કહ્યું જે કોઇક રીતે એ હરિકુમરને મારવો. એવો હુકમ પ્રધાનને દીધો. હવે પ્રધાન પણ આજ્ઞાના પરવશપણા થકી તે રાજાના વચનને કબુલ કર્યા છતાં ઘરે આવીને વિચાર કરવા લાગ્યો જે "હા ઇતિ ખેદે ! ધિક્કાર થાઓ આ રાજના લોભને ! કેમકે એ નીલકંઠ રાજા, પોતાના પાળેલા–પુત્ર જેવો ભાણેજ, વલી તેને જમાઈ કર્યો છે એવા હરિકુમરને પણ રાગવર્જિત થઈ હણવાને ઇચ્છે છે એ અસમંજસ કરે છે. જો પણ લોભે કરી અંધ થયો એવો એ રાજા એમ જાણતો નથી જે હું અનર્થ કરૂં છું તો પણ મારે તો એ કુમરને જીવતો રાખવો." એમ ધારીને રાજાનો માઠો અભિપ્રાય પ્રચ્છન્નપણે હરિકુમરપાસે જઇને પ્રધાને કહ્યો.

તેવારપછી કોઇ નાખુદાસાથે મસલત કરી, સુવર્ણરત્નાદિકે વાહાણો ભરીને મયૂરમંજરીને સાથે લઇ કોઈ પણ ન જાણે તેવી રીતે રાત્રને સમે વહાણે ચડીને હરિકુમર પોતાના દેશતરફ જવા લાગ્યો. તે અવસરે વ્યાપારના લોભ થકી હું મારા દેશ

તરફ જવાને અણઇચ્છતો હતો તો પણ હરિકુમરે મને અત્યંત આગ્રહથી તેડાવ્યો. હું પણ એક વહાણ રત્ને ભરીને કુમરની સંઘાતે ચાલ્યો. વાયુ સરખી ગતિવાળા વહાણે બેઠા થકા અને વિચિત્ર પ્રકારના કૌતુકપ્રતે દેખતા થકા જે વખતે અમે અર્દ્ધ પંથે આવ્યા તે વખતે સાગર અને મૈથુન એ બે મિત્રે મને પ્રેર્યો. મેં વિચાર્યું જે આશ્ચર્યકારી એવી હરિકુમરની પ્રમાણરહિત ઋદ્ધિ છે તથા સાક્ષાત્ ઇંદ્રાણીની જેવી એની મયૂરમંજરીનામે સ્ત્રી છે. માટે જો એ હરિકુમરને મારી નાખું તો સર્વસ્વ મારે સ્વાધીન થાય. એવી માઠી બુદ્ધીથી છલે કરીને મહાસમુદ્રમાં મેં તે હરિકુમરને નાખી દીધો. તેથી વહાણમાંહે લોકોનો કોલાહલ શબ્દ થયો. એવો મને અનર્થનો કરનાર જાણીને મારો પુણ્યોદય મારાથી દૂર થયો. અને હરિકુમરને તો પોતાના પુણ્યોદયના માહાત્મ્યથકી સમુદ્રદેવતાએ ઉપાડીને વહાણમાં મુક્યો. હું તો ક્ષીણ પુણ્યોદય હતો માટે તે સમુદ્રદેવતાએજ અતિ ક્રોધથકી મને ઘણો માર મારવા માંડ્યો. તેવારે હરિકુમરે દેવતાને કહ્યું જે એનો અપરાધ ક્ષમા કરો, ક્ષમા કરો. એવું સાંભલી જે દેવતા મને મારતો હતો તેણે મને સમુદ્રમાં નાખી દીધો.

હવે હરિકુમર ક્ષેમ કુશલે થોડા દિવસમાં સમુદ્રનો પાર પામ્યો. ત્યાં લોકના મુખથી પોતાના પિતાનું મરણ

સાંભલી આનંદપૂરે જઈને તેણે પોતાના પિતાના રાજ્યને અંગીકાર કર્યું. મારૂં રત્નથી ભરેલું વહાણ મારા પિતાને હરિકુમારે દીધું. હું ચપલસમુદ્રના કલ્લોલે કરી હણાતો, જલચર જીવે ભક્ષ કરાતો, સેંકડાગમે અસાતાને અનુભવતો, ભવિતવ્યતાના વંશથકી મુઆસરખો સાતમે દિવસે સમુદ્રનો પાર પામ્યો. પછી ઠંડા વાયુના સ્પર્શથી ચૈતનાવંત થયો. ભુખ અને તૃષાએ પીડિત થકો જ્યાં ત્યાં ભમવા લાગ્યો. તેવાર પછી કાંઈક વનફલાદિક ખાતો, ધીરે ધીરે ફરતો કોઇક નગરે જઇ પહોચ્યો.

ત્યાં મિથ્યાભિમાનના વશથી મેં વિચાર્યું જે આવી માઠી અવસ્થાએ પોતાને ઘરે અથવા સસરાને ઘરે કેમ જાઉં. માટે અહીંજ રહી ધન ઉપાર્જન કરીને મારે ઘરે જઇશ. એવું વિચારી સાગરનામા કુમિત્રે પ્રેર્યો થકો વિચિત્ર પ્રકારના ધન ઉપાર્જન કરવાના ઉપાયને વિષે પ્રવર્ત્યો. પણ પુણ્યોદયના અભાવથી વિશેષે ધનની પ્રાપ્તિ થઇ નહીં.

જો કર્ષણીનું કર્મ કરવા જાઉં તો અવૃષ્ટિ થાય, જો કોઇની ચાકરી કરૂં તો પ્રહારે કરી જાજરા અંગવંત થાઉં અને ગાડાદિક વાહનકાર્યને વિષે પ્રવર્તું તો બલદ પ્રમુખ મરણ પામે. એ રીતે જે જે ઉપાયને આલંબી પ્રવર્તું તે તે કાર્ય અનર્થના

કરનારા થાય. તેથી કંટાલીને દૈવનો આશ્રય કરી પગ પસારીને બેસી રહ્યો.

ફરી સાગરમિત્રે કહ્યું જે અહો એમ નિશ્ચિંત થઇ શું બેઠો છે. ધનના અર્થી પુરુષ પોતાના માતાપિતાદિકને પણ મરણ પ્રાપ્ત કરે, સેંકડાગમે અકાર્ય કરે, એમ વિચારી મેં ગલે ફાંસો આપી લોકોને મારી નાંખવા—ઇત્યાદિક અકાર્ય કરવા માંડ્યાં, પંથી લોકોને લુંટી લઈ નાનાપ્રકારે ચોરીના કર્મની ક્રિયા કરવા માંડી, તથા જુવટું રમ્યો. એમ સેંકડાગમે માઠાં કર્મ કરતાં પણ એક ફુટકલકોડી પામ્યો નહીં. ત્યાં વધ બંધનાદિક અસાતાએ કરી દુઃખને વિષે રહ્યો થકો પણ વચમાં મૈથુનની પ્રેરણાએ નીચ જાતિની સ્ત્રીઓસાથે વચનની ચતુરાઇ તો ઘણીજ કરૂં, પણ એટલું વિશેષ જે મારીપાસે દ્રવ્ય બિલકુલ ન હતું માટે મારી અભિલાષા કોઇ ઢેડ ચમારાદિક નીચ જાતિની સ્ત્રી પણ કરે નહીં.

એક દિવસે આનંદપૂર નગરના વનખંડને વિષે ઉત્તમસૂરીનામે આચાર્ય સમોસર્યા. ત્યાં હરિનામે રાજા પરિવારેસહિત વાંદવાને અર્થે ગયો. ગુરુએ ધર્મદેશના આપી. તેવાર પછી રાજાએ ગુરુને પુછ્યું જે 'હે સ્વામિ ! હું ધનશેખર ઉપર અત્યંત પ્રેમ રાખતો હતો તોપણ તેણે મને સમુદ્રમાં કેમ નાખ્યો ?' આચાર્યે કહ્યું જે ધનશેખર તો સ્વભાવે સારોજ છે

પણ સાગર અને મૈથુન એ બે કુમિત્રના પરવશપણા થકી એણે એ અકાર્ય આદર્યું. તે જેવારે શુદ્ધ ચિત્તનામા નગરનો શુભનામે રાજા તેની પ્રધાનતા નામે રાણીની કુક્ષીને વિષે ઉત્પન્ન થયેલી નિર્લોભતા અને બ્રહ્મવ્રતીનામે બે કન્યાઓ છે તેને પરણશે તેવારે સાગર અને મૈથુન એ બે કુમિત્રોના સંગથી મુકાશે.

એમ સાંભલીને વલી કુમરે પુછ્યું જે હે મહારાજ! એવા વિચિત્ર પ્રકારના જીવ હોય છે તેનું શું કારણ? તે સાંભલી ગુરુ બોલ્યા જે હે રાજન્! કર્મપરિણામનામે રાજા તેની કાલપરિણતિનામે રાણી છે. તે બેઉને યદ્યપિ આ સર્વ જગત્ સંતાનરૂપ છે પરંતુ અવિવેકાદિક પ્રધાનોએ મળીને તે સ્ત્રી ભર્તાર બન્ને જણને દુર્જન દૃષ્ટિ દોષ ન લાગે તે માટે નિર્બીજ વંધ્યાના પ્રવાદનું પ્રવર્ત્તન કર્યું છે. હવે એક દિવસે સર્વ લોકને હિત કરનાર, યથાર્થબોલનાર, સમસ્ત વસ્તુ તત્વના જાણ, એવા સિદ્ધાંતનામે આચાર્યને અપ્રબોધનામા શિષ્યે સર્વ જીવોને સુખદુઃખની પ્રાપ્તિનું કારણ પુછ્યું. તેવારે ગુરુએ કહ્યું જે હે વત્સ; તું સાંભલ: જે જીવ જ્ઞાનાદિક શક્તિએસહિત ચિત્તવૃત્તિનામે અટવીને વિષે પોતાની ભાવ સામ્રાજ્ય લક્ષ્મીને ભોગવે તેને ચારિત્રધર્મનામે રાજા હિતનો કરનાર થાય છે અને તે જીવને સાત્વિક માનસ

અને જૈનપુરાદિક નગર વશવાર્ત્તિ રહે છે. વલી એક યતિધર્મ અને બીજો ગૃહસ્થધર્મ એ બે ચારિત્ર ધર્મરાજાના પુત્રો છે, તથા એક સમ્યક્ દર્શન બીજો સદ્બોધ એ બે પ્રધાન છે, તથા સત્ય અને સંતોષાદિકં ચારિત્ર ધર્મરાજાના સુભટો છે, ઇત્યાદિક જે કાંઈ પરિવાર છે તે સર્વ તે સંસારી જીવને હિતના કરનારા થાય છે.

હવે ત્યાં ઘાતિકર્મ અને વિષયકષાયાદિક ચોર તથા પ્રમાદરૂપ ધૂર્ત્ત તે પણ વસે છે. તેમાં કર્મપરિણામ અને મોહ એ બે લુંટનારાઓના નાયકો છે. તેમણે એક દિવસે વિચાર્યું જે આપણા પરાક્રમ આગલ સંસારી જીવ તે શીગણતિમાં છે તથા ચારિત્રધર્મ રાજા તે પણ શી ગણતિમાં છે એમ વિચારી સંસારી જીવને પોતાના સ્વભાવરૂપ મ્હોટાઇ ભાવથકી વિકલ કરીને ચિત્તવૃત્તિનામે અટવી પોતાને વશ કરી. ત્યાં રાજસચિત્તાદિક નગરો વસાવીને તે નગરોનો મહામોહ પોતે રાજા થયો. અને કર્મપરિણામ રાજા તો રાજ્યનો ભાર પોતાના ભાઇને વિષે થાપીને પોતે સંસારી જીવોના કરેલા નાટક જોવાને તત્પર રહ્યો છે. તો પણ કર્મ પરિણામ રાજા, સંસારી જીવ તથા ચારિત્ર ધર્મરાજાદિકો નિશ્ચય કરી બલવંત છે એવી આશંકા કરીને કોઈ કોઇ વખતે સંસારી જીવ અને ચારિત્ર ધર્મરાજાદિકોને અનુકુલ પણે પ્રવર્ત્તે છે. પણ મોહરાજા તો ગર્વે

ધમધમ્યો થકો પોતાના અહંકારે કરી સર્વ જગત્‌ને તૃણસમાન માને છે. અને પોતાનાં આત્માનેજ સર્વની ઉપર વર્ત્તનારપણે માનીને એકાંતપણે સંસારી જીવને પીડા આપે છે. તેમજ ચારિત્રધર્માદિકોને પણ ત્રાસ પમાડે છે.

ફરી અપ્રબોધ શિષ્યે પુછ્યું જે હે સ્વામિ! હમણા સંસારી જીવ કેવા પ્રકારનો છે? તે સાંભલી સિદ્ધાંતનામે આચાર્ય કહે છે—જે હમણા તો એ ઉત્કૃષ્ટ વૈરીભૂત જે મોહાદિકો છે તેને હિતના કારણ કરી માને છે. વલી ચારિત્ર ધર્માદિક જે હિતના કરનાર છે તેને શત્રુપણે ગણે છે. તેમજ સાગર અને મૈથુનમાં આસક્ત હોવાથી ભવચક્રમાંભમે છે. એમ સામાન્ય પ્રકારે તેને કહ્યું.

વલી બોલ્યા કે હે પુત્ર! હે અપ્રબોધ! તુજને વિશેષ પ્રકારે કહું છું તે સાંભલ. કર્મપરિણામ રાજાના જો પણ અનંતા પુત્રો છે તો પણ છ પુત્રો તો જગત્‌ને વિષે પ્રસિદ્ધ છે.

તેમાં પહેલો નિકૃષ્ટનામા પુત્ર છે. એક દિવસે કર્મપરિણામે તેને રાજ્ય દીધું. તે પ્રકૃતિએ ક્રૂર છે, પાપાત્મા છે, દુર્ભગ છે, કુરૂપ સ્ત્રીના સમુહે પણ એને નાપસંદ કર્યો છે, સર્વથા શુભ અધ્યવસાયે કરી વર્જિત છે, શુભ લેશ્યાને જાણતો નથી અને પાંચ પ્રકારના વિષયસુખને પણ જાણતો નથી; કેવલ પૃથ્વીને ભારભૂત છે—એવા પ્રકારનો તેને દેખી હર્ષ પામ્યા થકા મોહા-

દિકોએ એમ વિચાર્યું જે 'એ અમારો પોષનાર છે' એમ ધારી તેના મિત્ર થયા. તેમજ ચારિત્રધર્માદિકોએ જાણ્યું જે 'એ અમારો શત્રુ છે.' એમ વિચારીને નાસી ગયા. વલી રાજસ ચિત્તાદિક નગરના વસનારા લોક હર્ષવંત થયા અને સાત્વિક માનસાદિક નગરોના લોક શોકે કરી સંકુલિત થયા. તે નિકૃષ્ટ પુત્રને મોહાદિકે વિકલ કર્યો તેથી વિડંબિત થયો થકો રાજને વિષે પ્રવેશ કરવા પણ ન પામે. તેને રુષ્ટમાન થયેલા કર્મપરિણામ રાજાએ પાપિષ્ટનિવાસનામા નગરે મોકલ્યો. એમ નિકૃષ્ટે રાજ્યને માઠી વિધિએ પાલ્યું તે થકી તે ઉત્કૃષ્ટ કષ્ટનું સ્થાનક થયો. હવે જે નિકૃષ્ટ તે બાહ્ય લોકે પારધી, માછિમાર, સૌકરિક, વાગુરિક, જાલ નાખનાર ઇત્યાદિક ક્રૂરકર્મી જીવ, જેનો સર્વ લોકોએ તિરસ્કાર કર્યો છે તે જાણવા. તે સર્વ અધમકર્મના કરવા થકી આ લોકને વિષે સેંકડાગમે દુઃખ અનુભવીને પછી નરકના જાનાર હોય. મુખ્યપણે અહીં એનું દેખાડવું છે.

એક દિવસે કર્મપરિણામ રાજાએ બીજા અધમ નામા પુત્રને રાજ્ય સોંપ્યું. તે પુત્ર પણ સ્વભાવે નિકૃષ્ટ સરખોજ છે. પણ કાંઇક ધન અને કામ ભોગ તેણે કરી સહિત છે. ધર્મી પુરુષોનું બહુ રીતે ઉપહાસ્ય કરે છે અને દેવ ગુરુ ધર્મની અવગણના કરે છે. પુણ્ય પાપ અને પરલોકાદિકને માનતો

નથી. કેવલ સંસારીક સુખનેજ સારપણે ગણે છે. પંચેંદ્રિયના પરવશપણાથકી ચાંડાલણી સરખી સ્ત્રીસાથે પણ ભોગ સેવા કરે છે. વલી ન ખાવા યોગ્ય તથા ન પીવાયોગ્ય અને અગમ્યાદિકાને ઇચ્છે છે. એમ તે પુત્ર પણ મોહાદિકાને પોષીને તથા ચારિત્રધર્માદિકાને વિટંબીને પોતાના રાજના સુખની ગંધ પણ ન પામ્યો. માટે રુષ્ટમાન થયો જે કર્મપરિણામ રાજા તેણે આદેશ આપ્યો થકા પાપિષ્ટનિવાસ નગરને પામ્યો. બાહ્ય લોકાને વિષે નટપુરુષ, વિટપુરુષ, જૂગટાના રમનાર, ચોરી કરનાર, વેશ્યાદિક, જે લોકા છે તેને અધમ જાણવા. બહુલતાએ અહીં તેવા પુરુષોનું વર્ણન જાણવું.

તેવાર પછી કર્મપરિણામ રાજાએ ત્રીજા વિમધ્યમ નામા પુત્રને રાજ્ય આપ્યું. તે વલી મોહરાજાદ્દિકને વિષે નિરંતરઆસક્ત છે, પણ કોઇક વખત ચારિત્રધર્માદિકાને પણ રુડી રીતે ભાવે છે. પ્રકૃતિએ ભદ્રક, દેવની બુદ્ધિએ કરી સર્વ દેવને સેવે છે, વલી સરલપણે દાનાદિક કરે છે, પુણ્ય અને પાપ તથા પરલોકાદિક માને છે, ધર્મને વાંછે છે, પાપથકી ડરતો રહે છે, તો પણ મિથ્યાત્વદર્શનનામા , પ્રધાનાદિકાથી ઠગાણો થકા પોતાને ભોગવવાની ભૂમિમાં પ્રવેશ કરી શકતો નથી. એ પુત્રને સામાન્ય ગુણવંત દેખીને કર્મપરિણામ રાજા કોઈ વખત પશુ સંસ્થાન નગરે તિર્યંચમાં મોકલે, કોઈવાર માનવા-

વાસે મનુષ્યમાં મોકલે; અને દેવારે વિબુધાલયનામા નગરે દેવતામાં મોકલે. બાહ્યલોકને વિષે, રાજાઓ, ક્ષત્રિઓ, બ્રાહ્મણો અથવા બીજા પણ જે પ્રકૃતિએ ભદ્રક હોય, ધર્માર્થી હોય, પણ સદ્ગુરુનો સંયોગ પામ્યા નથી, તથા સર્વજ્ઞ દેવનું આગમ લેશમાત્ર જાણ્યું નથી, વલી સદ્ગુરુને સંયોગે પણ માઠા ગ્રહના ગ્રસ્તપણાથકી યથાસ્થિત ધર્મના તત્વોપ્રત્યે અસર્દહતા થકા સાવદ્યદાન ચાંદ્રાયણવ્રત હોમ યજ્ઞાદિક કર્મ ધર્મબુદ્ધિએ કરે છે—ઇત્યાદિક પુરુષને ઘણું કરી જાણવા.

પછી કર્મપરિણામ રાજાએ ચોથા મધ્યમ નામા પુત્રને રાજા કીધો. તે વલી પ્રકૃતિએ હિતકારક, વિવેકનો જાણ, અને ચારિત્ર ધર્મરાજાદિકોને પોતાના હિતકારી જાણી તેઓનેઆગેવાન કરી મોહાદિકોને શત્રુ સરખા જાણીને કાંઇક પીડે છે. તેવારે મોહાદિકો કાંઇક મ્લાનમુખવંત થયા અને ચારિત્રધર્માદિકો ઉલ્લાસવંત થયા. જો પણ ધર્મ અર્થ અને કામને સેવે છે તો પણ ધર્મનુંજ બહુમાન કરે છે. મોક્ષનેજ પરમાર્થપણે જાણે છે. જોઇએ તેવી શક્તિના અભાવે પણ યથાશક્તિએ મોહાદિકોને તાડના કરે છે; ઇંદ્રિયના સમુહને ધીરે ધીરે દમે છે; કષાયાદિકોને જીતે છે. ત્યાં સિદ્ધાંતનામા મહોટો ઉત્તમ પુરુષ સર્વ રાજની સ્થિતિનો જાણ છે તેને પુછી નિર્ણય કરીને કેટલીક પોતાના રાજ્યની સ્થિતિમાં પ્રવર્ત્તમાન થયો છે. પરાક્રમરૂપ

વીર્યની શિક્ષાને અનુસારે કરી એ પુરુષે કેટલીક પોતાની આત્મસત્તારૂપ ભોગવવાયોગ્ય પૃથ્વી પામીને કાંઇક પોતાના રાજ્યમાં સુખરૂપ વર્ણિકાને વશ કરી છે. એ રીતે તે મધ્યમના ગુણે કરી કાંઈક સંતુષ્ટમાન થઇને તેને કર્મપરિણામ રાજાએ વિબુધાલય નગરે દેવતાની ગતિમાં મોકલ્યો. એ સમ્યક્દૃષ્ટિ શ્રાવકો જેણે યથાશક્તિએ વ્રતોને અંગીકાર કર્યા છે એવા રૂડા પુરુષો સમજવા.

હવે કર્મપરિણામ રાજાએ પાંચમા ઉત્તમનામે પુત્રને રાજ્ય દીધું. તે સ્વભાવ થકીજ મોહાદિકોનો ધ્વંસ કરનારો છે, અને ચારિત્રધર્માદિકોનો પક્ષપાતી છે. તે પોતાનું રાજ્ય પાલવાને અર્થે હિતકાર્ય અને અહિતકાર્યને જાણવામાં રૂડો ઉદ્યમવંત થયો. તેવારે મોહાદિક ચોરો કંપાયમાન થઇને ક્ષોભના પામ્યા. વલી રાજસચિત્તાદિક નગરોના વસનાર લોક તે હર્ષવંત થયા. ચારિત્રધર્માદિકના રોમરાય ઉલ્લસિત થયા. સાત્વિકમાનસનામે નગરાદિકોમાં મહોટો ઉત્સવ પ્રવર્ત્યો. વલી એક દિવસે એ રાજાએ પોતાનું રાજ્ય પામવાના ઉપાયનેવાસ્તે યથાર્થ બોલનાર સિદ્ધાંતનામે મહોટા ઉત્તમ પુરુષને પુછ્યું, તેવારે તેણે કહ્યું જે હે મહાભાગ્યવંત! સાંભલ. જે ભવસમુદ્રથી વિરક્ત થયા છે, વિષયસુખથી પરાઙ્મુખ થયા છે, જેનું ચિત્ત મોક્ષના સુખમાં એકાગ્ર થયું છે તેવા પુરુષને

પોતાના રાજ્ય પામવાના ઉપાયનું પુછવું યુક્તજ છે. તું અંતરંગ રાજ્યના સુખનો ઇચ્છનાર છું તો તુજને તેનો ઉપાય કહું છું તે સાંભલ.

પ્રથમ તો સદ્‌ગુરુની સેવા કરવી; વલી તે ગુરુનો ઉપદેશ રુડી રીતે વિચારવો; શાસ્ત્રના ભાવાર્થમાં સદા વર્ત્તવું; શાસ્ત્રોક્ત ક્રિયા કરવી, સજ્જન પુરુષની સોબત અંગીકાર કરવી; દુર્જનપુરુષની સોબત છાંડવી; હિંસા મૃષાવાદ અદત્તાદાન અને મૈથુનનો ત્યાગ કરવો; બાહ્ય અને અભ્યંતર એ બે ભેદે પરિગ્રહને છાંડવો; સાધુનો વેષ ધારણ કરવો; નવકોટિએ વિશુદ્ધઆહાર ઉપધિ અને શય્યાદિકે કરી શરીરને ક્ષણે ક્ષણે થાપવું; સંસારના કડવા વિપાક છે એવું ચિંતવવું; પાંચ વિષયને જીતવા. સ્વાધ્યાય સત્ય સંતોષ અને તપ ઇત્યાદિકની વૃદ્ધિ કરવી, અને એમાં અહર્નિશ ઉદ્યમ કરવો. એ રીતે કરતાં તુજને પોતાના રાજ્યમાં પ્રવેશ થશે. તે માટે અભ્યાસ નામે સ્વાંગિક અંતરંગની સહાય ગ્રહણ કરવી. તેમ કરવાથીજ ચારિત્રધર્મરાજાનું સૈન્ય તુજને મળશે અને બીજો તારો વૈરાગ્યનામે મિત્ર થશે. તે બેઉની સાથે પૂર્વ દિશાના દ્વારે થઇને પોતાના રાજ્યમાં તારે પ્રવેશ કરવો.

તેમાં વલી ડાબી બાજુ મહામોહાદિકોના સૈન્યને આધારભૂત ગ્રામ નગર આકર પર્વતાદિકો છે તે મુકીને દક્ષણદિ-

શીના ભાગનેવિષે ચારિત્રધર્મની સેનાને રહેવાભૂત ગ્રામાદિક છે. વલી એ સર્વને આધારભૂત ચિત્તવૃત્તિનામા અટવી છે. તેને છેડે પશ્ચિમદિશિના વિભાગનેવિષે નિવૃત્તિનામે નગરી છે. ત્યાં ગયાથી એ પૂર્વના રાજ્યનું ફલ થશે. તે માટે તારે ચારિત્રધર્મરાજાની સેનાને અતિવલ્લભ કરીને અને મહામોહના સૈન્યને તજવે કરીને ઉદાસીનતાનામે રાજમાર્ગે ચાલવું. જેણે કરી અવિચ્છિન્ન પ્રયાણ થશે. ત્યાં વચમાં એક અધ્યવસાય-નામે દ્રહ આવશે તે કલુષિત ભાવથકી મલીન થાય છે, ને સ્વભાવેજ મોહરાજાના લશકરને પુષ્ટ કરે છે અને ચારિત્રધર્મરાજાના લશકરને પિડાને અર્થે થાય છે. પણ તે અધ્યવસાયનામે દ્રહ જો નિર્મલ હોય તો ચારિત્રધર્મરાજાના લશકરને પુષ્ટ કરે છે અને મોહરાજાના લશકરને પીડા કરે છે. તે માટે તારે અધ્યવસાયનામા દ્રહને નિર્મલ કરવાને અર્થે ૧ મૈત્રીભાવના ૨ પ્રમોદભાવના ૩ કરુણાભાવના અને ૪ ઉપેક્ષા ભાવના એ ચારરાણીને ત્યાં સ્થાપવી. તેઓને ત્યાં રાખ્યાથી. અને તેઓ સુપ્રસન્નભૂત થયાથી તે દ્રહને વિષે ચારિત્રધર્માદિક સ્વાંગિક રાજાઓ પુષ્ટ થાય છે અને મોહાદિક ચોરોના જે સમુદાય તે દુર્બલ થાય છે.

વલી ત્યાંથી આગલ જઈશ તેવારે તેજ મહાદ્રહમાંહેથી નિકલેલી એક ધારણારૂપ મહા નદી આવશે. તેમાં સ્થિ-

રતારૂપ સુખનું કરનાર જે વાહણ તે રૂપ આસને બેઠે થકે અતિશીઘ્રગતિએ ચાલતા કોઈ કર્માદિક તને હણી શકશે નહી. તે માટે સાવધાન થઇને તે નદી ઉલંઘવી. તેથી આગળ વલી એક ધર્મધ્યાન એવે નામે અત્યંત સરલ દંડ દેખીશ. તે દંડની સહાયે કરી આગલ ચાલીશ તેવારે બીજે કરી સહિત યોગનામે મહાપંથને પામીશ. તે માર્ગે થઇને આગલ જતા થકા તુજને મોહાદિક વૈરીઓ સર્વ અંતરીક્ષ થાશે અને સમસ્ત ચારિત્રધર્માદિક મિત્રો તે પ્રકર્ષેકરી બલવંત થાશે. તેથી સમસ્ત રાજ્યભૂમિ પ્રગટ થાશે. વલી આગલ શુક્લધ્યાન નામે દંડ આવશે. ત્યાં જતા થકા તુજને નિર્મલ કેવલજ્ઞાનરૂપ પ્રકાશ થાશે. તે પછી બીજવર્જિત યોગનામે મહોટા માર્ગ પામીને વિષમ શત્રુને સમા કરવાને અર્થે કેવલી સમુદ્ઘાત નામે કર્તવ્ય તે પ્રયત્ન વિશેષે કરી, મન વચન અને કાય યોગ નામે ત્રણ મોટા વૈતાલોને હણવા. તે વાર પછી શૈલેસી નામે શ્રેણીને આશ્રયીને નિવૃત્તિ નામે નગરને વિષે જવું. એ સર્વ વ્યતિકરો ઉદાસીનતા નામે રાજમાર્ગને નહીં મુકવાથીજ તુઝને પ્રાપ્ત થશે. વલી ત્યાં જતાં યથાવસ્થિત સર્વ પદાર્થને અર્થે કરી સહિત દેખાડવાવાળી એવી સમતા નામે યોગનાલિકા આવશે. તે પ્રતે

દૃષ્ટિ થાયેથકે તુજને સર્વ પદાર્થનું જ્ઞાન થશે. તેથી પગે પગે પોતાની મેલેજ યથાયોગ્ય કાર્યને જાણીશ. ઇત્યાદિક સિદ્ધાંતની કહેલી અવધારવાયોગ્ય હિતશિક્ષાની રીતે પ્રવર્ત્તતા થકા અનુક્રમે મોહાદિક શત્રુને હણી તથા કર્મપરિણામ નામે પિતાને પણ જીતીને મોક્ષરૂપ નગરપ્રતે ગયા થકા પોતાના આત્મસ્વરૂપરૂપ રાજ્યના સારભુત શાશ્વત આનંદરૂપ સુખપ્રતે ભોગવીશ. ઇહાં વિશેષે કરી સંયમના આરાધક સાધુ જેણે મોક્ષમાંજ વાંછા બાંધી છે એવા ગણધરાદિકનું દેખાડવું છે.

હવે છઠો વરિષ્ટનામા કર્મપરિણામને પુત્ર રાજા થયો. તેના આવવાથી મોહાદિકો હતપરાક્રમવંત થયા. વલી ચારિત્રધર્માદિકો હર્ષવંત થયા. જો પણ ઉત્તમનીપરેજ એનો સર્વ વૃત્તાંત છે. તોપણ એટલો વિશેષ છે જે એને પ્રથમથીજ સિદ્ધાંતની સાથે પરિચય હતો માટે એ સિદ્ધાંતને પુછ્યાવિનાજ સમસ્ત રાજ્યની સ્થિતિને સાધતો આવ્યો. વલી એના ગુણે કરી ખેંચાણાથકા બહિરંગ જે ગણધર નામે રાજા તે એના પગની સેવા કરવાના ભાવને પામે. તે ગણધરની સમિપે ઉપકારી જાણીને એ વરિષ્ટનામા રાજા તે સિદ્ધાંતને પ્રરૂપે છે. અને ગણધરો સિદ્ધાંતપ્રતે પામીને

પોતાની શક્તિએ કરી તેના અંગોપાંગને રૂડી રીતે રચે છે. યદ્યપિ એ સિદ્ધાંત એ વરિષ્ટ પુત્રના ગર્ભકાલથકીજ મતિ-શ્રુત અવધિરૂપ ત્રણ જ્ઞાને કરી શોભિત અજરામર હતા તો-પણ શ્રીતીર્થંકરદેવે તે અજરામર સિદ્ધાંતની લોકને વિષે ખ્યાતિ કરી પ્રસિદ્ધ કર્યા.

વલી એ ભગવાન ગર્ભકાલથકીજ સમસ્તભાવે મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાને શોભિત, જન્મથકીજ ચાર અતિશયે કરીસહિત, લોકોત્તર ગુણ સમૂહના સમુદ્ર, સમસ્ત આશ્ચર્યનું કરનાર એવું સૌભાગ્ય છે જેનું, સમસ્ત સુર અને અસુરના ઇંદ્રાદિકે પૂજિત, વ્રત લીધાથી ઉપજ્યું છે ચોથું મનપર્યવજ્ઞાન જેને, ઘાતિકર્મનો નાશ કરીને પાંચમા કેવલજ્ઞાનને જે પામ્યા છે, કર્મના ક્ષયથકી અગ્યાર અતિશય, દેવકૃત ઓગણિશ અતિશય તથા આઠ પ્રાતિહાર્યે કરી ત્રણ ભુવનની સામ્રાજ્ય લક્ષ્મીને પ્રકાશીત કરી છે જેમણે વલી પાંત્રીશ ગુણેસહિત યોજનગામિની સર્વ નયની ઉપજાવનારી વાણીથી ધર્મઉપદેશ કરતા થકા પોતાને વિહારે કરી પૃથ્વી-તલને જેઓ પવિત્ર કરે છે—એવા ભગવાનને નમસ્કાર કર-વાથી મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ થાય છે. તેઓ મુક્તિ-માર્ગનો રૂડો પ્રકાશ કરીને ધર્મરૂપ તીર્થને સ્થાપે છે, તેમજ

પૂર્વોક્ત પ્રકારને આનુક્રમે કરી નિવૃત્તિનામે નગરીને પામ્યા થકા શાશ્વત એવા પોતાના સામ્રાજ્ય સુખને ભોગવે છે. એમાં અતીત, અનાગત અને વર્ત્તમાન એ ત્રણે કાલના તીર્થંકરોનું દેખાડવું છે.

હવે એ છ પુરૂષનું દૃષ્ટાંત સાંભળવાથી પણ અપ્રબુદ્ધ તે પરમાર્થ પામ્યો નહીં તેવારે તેને સિદ્ધાંતનામા ગુરૂએ વિચારરૂપ મનુષ્ય આપીને, અંતરંગ નગરે મુકી એ છએની રાજ્યસ્થિતિ-સાક્ષાત દેખાડીને પ્રબોધવંત કર્યો.

તે માટે હે રાજા! જેમ નિકૃષ્ટ અધમને વિમધ્યમે રાજ્યને માઠું પાલ્યું તો તે રાજ્ય તેને કેવલ ઉત્કૃષ્ટ દુઃખ સહેવા યોગ્યજ થયું, મધ્યમને તો તે રાજ્ય પાલવાને સન્મુખ થવાથી થોડા દુઃખનું દેનાર થયું. અને ઉત્તમ તથા વરિષ્ટ બંનેએ રૂડી રીતે રાજ્ય પાલવા થંકી તેને અનંત સુખનું દેવાવાળું થયું. તેમજ સર્વ જીવોમાં પોતાનું રાજ્ય જેણે જેણે રૂડું પાલ્યું તેને તો સુખનું આપનાર થયું અને જેણે માઠું પાલ્યું તેને દુઃખ દેવાનુંજ કારણ થયું. એ રીતે જગતમાં અનેક પ્રાણી નાના પ્રકારના સુખી દુઃખી છે તેનું કારણ એજ છે.

ઈત્યાદિક દેશના સાંભળીને હરિનામે રાજા યથાયોગ્યે પોતાના ભાવરૂપ રાજ્યને પાલવાને વિષે સન્મુખ થયો. પછી

પોતાના શાર્દુલકુમરને રાજ્યે થાપી મયૂરમંજરી આદિ પોતાના કુટુંબના અનેક સમૂહસહિત સંયમ વ્રત લીધું.

હવે હે અગૃહીતસંકેતા! હું તો લોભ અને મૈથુનને પરવશ ભમતો થકો એક દિવસે કોઈક વનમાં ગયો. ત્યાં અંકૂરેસહિત બિલ્લીનું વૃક્ષ દેખીને ધનની વાંછાએ ભૂમીને ખોદવા લાગ્યો. તે વૃક્ષના મૂલમાંથી એક ભયંકર સર્પ નિકલ્યો, તેણે મને ડસ્યો. તેથી તે ભવ વેદવારૂપ ગુટિકાના ક્ષયથકી ભવિતવ્યતાએ બીજી ગુટિકા ખવરાવીને પાપિષ્ટ નિવાસનામા નગરના સાતમા પાડાનેવિષે મને મોકલ્યો. ઘણા દુઃખો અનુભવીને તેત્રીશ સાગરોપમાયુ પૂર્ણ કરી ત્યાંથી નિકલીને વલી અનંતાકાલસુધી એકેંદ્રિયાદિક નગરમાં ભમ્યો. ત્યાં અનંતા દુઃખ ભોગવ્યાં. વલી પણ મારા ઉપર ભવિતવ્યતા કાંઈક સુપ્રસન્ન થઈ એટલે પુણ્યોદયનામે મિત્ર આપીને મનુષ્યગતિનામા નગરીએ જવાનો આદેશ કર્યો. મેં પણ તેની સન્મુખ એ વાત અંગિકાર કરીને મનુષ્યગતિ નગરીએ ચાલવા માંડ્યું. એ રીતે લોભનું ફલ, મૈથુનનું ફલ, ચક્ષુઇંદ્રિયાદિકનેવિષે આસક્તિનું ફલ રૂડે પ્રકારે જાણીને બુદ્ધિવંત પુરુષે એનો જય કરવાને દૃઢપણે પ્રવર્ત્તવું.

એ રીતે ઉપમિતિ ભવપ્રપંચ કથાદ્ધારનેવિષે લોભ

મૈથુન ચક્ષુ ઇંદ્રિયના વિપાંકવર્ણુન એવે નામે
ચોથો અધિકાર સંપૂર્ણ થયો.

---

હવે વલી સદાગમ ભવ્યપુરુષ અને પ્રજ્ઞાવિશાલાની સમક્ષ, સંસારીજીવ અગૃહીતસંકેતાને સંબોધનઃકરી કહે છે કે હે અગૃહીતસંકેતા! સાંભલ. માનવાવાસનામા નગરનેવિષે કર્મરૂપ ગુટિકાના પ્રયોગે કરીને સાલ્હાદનામા નગરે જીમૂતનામે રાજાની લીલાવતીનામે રાણીની કુક્ષીનેવિષે ભવિતવ્યતાએ મુજને અવતાર્યો. તિહાં સંપૂર્ણ નવ માસ પૂરા થયે, પુણ્યોદયે કરીસહિત હું જન્મ્યો. પિતાએ મહોટો મહોત્સવ કરી ધનવાહન એવું મારૂં નામ પાડ્યું. હવે જીમૂતનામે રાજાને નારદનામા ન્હાનો ભાઈ છે તેની પદ્માવતી સ્ત્રીએ પણ મારા જન્મના અવસરેજં પુત્રને જન્મ આપ્યો. તેનું નામ અકલંક દીધું. પછી અમે બેહુ ભાઈ અનુક્રમે વધતા થકા આઠ વર્ષના થયા. તેવારે કલાચાર્યનીપાસે સમસ્ત શાસ્ત્રની કલા ભણ્યા. અનુક્રમે યૌવન વય પામ્યા.

હવે અકલંકતો હલુકર્મીપણાથકી પ્રકૃતિએ દયાલુ, ક્ષમા, સત્ય, સંતોષાદિક યુક્ત, પરઉપકારી, ગુણીનો રાગી ઇત્યાદિક અનેક ગુણે કરી સહિત હતો. અને હું તો સ્નેહવર્જિત,

સત્વેકરી રહિત, પારકા છિદ્રનો જોનાર, એ રીતે નાનાપ્રકારના દોષનો આશ્રયભૂત હતો. તોપણ અકલંક મારા ઉપર ઘણો વિશેષ સ્નેહ રાખતો હતો.

એક દિવસે અમે નંદનવનનેવિષે ક્રીડા કરવા ગયા હતા. ત્યાં એક જૈનપ્રાસાદ દેખી મધ્યાન્હ સમયે બન્ને જણાએ દેવયાત્રા કરી. તે વાર પછી બહાર મંડપે આવ્યા. ત્યાં જેમણે અઠમતિથીના ઉપવાસ કર્યા છે એવા અનેક સાધુઓ અમે દીઠા. તે સર્વ જૂદા જૂદા બેસીને સિદ્ધાંતનું સ્વાધ્યાય ધ્યાન કરતા હતા. એવા સાધુંઓને જોઈ અકલંક કુમર તેમને નમસ્કાર કરી એક સાધુની પાસે ધર્મ સાંભલવાને અર્થે બેઠો. અને હું પણ અકલંકના અનુરોધ થકી ત્યાં બેઠો. હવે અકલંકે સાધુને પુછ્યું જે હે સ્વામિ! તમને શું વૈરાગ્યનું કારણ હતું જે થકી તમે આવી યૌવન અવસ્થામાં વ્રત અંગીકાર કર્યું છે? તે સાંભલી મુનિરાજ બોલ્યા જે હે કુમર! હું તુજને મહારૂં વૈરાગ્ય ઉપજવાનું કારણ કહું છું તે સાંભલ.

હું લોકોદરનામે ગામનો વસનાર કુલપુત્ર હતો. ત્યાં એકદા રાત્રે અગ્નિની લાય લાગી. તેથી વિકરાલ જ્વાલાઓ પ્રગટ થઈ. તેના ધુમાડાથી નગર સર્વ ઢંકાઈ ગયું. તેણે કરી નગરના સર્વ લોક આકુલં વ્યાકુલ થયા અને સ્રી બાલ-

કાદિકોનો કોલાહલ શબ્દ પ્રવર્ત્યો. પાંગલા આંધલા નપુંસકાદિક ઘણાક મનુષ્ય બલતા થકા પોકાર કરવા લાગ્યા. તેમજ લોકોનું ધન લેઈને ચોર લોકોએ ઘણા લોકોને લુંટી લીધા. ધૂતારા અને લુંટના કરનાર ઘણા હર્ષવંત થયા. તે અવસરે પ્રધાને પોતાના વચનની શક્તિએ ચોતરફવિષે એક મંડલ આલેખીને નગરના સર્વ લોકને બોલાવી કહ્યું કે અહો ભાઈઓ! તમે આ મંડલમાં આવી બેસો. ઈહાં તમને બલવાની ધાસ્તી બિલકુલ નથી. તે સાંભલીને કેટલાક લોકતો તે મંડલમાં જઈને બેઠા. અને બીજા તો ઉપજેલા ઉન્માદનીપરે પ્રધાનનું વચન અવગણીને તૃણ કાષ્ટધૃતાદિકે કરી અગ્નિ સમાવવાને અર્થે પ્રવર્ત્યા. જેમ જેમ તે સમાવવાના ઉપાય કરે તેમ તેમ ધૃતાદિકને પ્રયોગે અગ્નિ અધિક અધિક વૃદ્ધિને પામે. તે દેખી વલી પ્રધાને કહ્યું જે હે મૂર્ખો! પાણીએ કરી નિવારવા યોગ્ય અગ્નિ તેને ધૃતાદિકનું સીંચવું કરીને શી રીતે શમાવી શકશો. તેઓપણ ઉન્મત્તનીપરે તે પ્રધાનના વચનને નિંદતા થકા ફરી તેમજ કરવા લાગ્યા. એવામાં હું પણ મારા ભાગ્યના બલ થકી મંત્રીનું વચન પ્રમાણ કરી બલતા ઘરને મૂકી મંડલમાં પેઠો. એમ જે પુરુષે મંડલનો આશ્રય કર્યો તે તો બલ્યા નહીં અને જે પ્રધાનનાં વચન અવગણીને મંડલથી બાહેર રહ્યા તે પુરુષ સર્વે બલીને ભસ્મભૂત થયા. તે

દેખીને મને વૈરાગ્ય ઉપજ્યો. તેથી મેં વ્રત આદર્યું. એ કારણ હતું તે તુજને સંભલાવ્યું.

તે સાધુનાં વચન સાંભલીને લીધો છે પરમાર્થ જેણે એવા અકલંક કુમરે હર્ષવંત થકા ત્યાંથી ઉઠીને બીજા મુનિરાજની સન્મુખ જાતાં માર્ગમાં મને પુછ્યું જે હે ધનવાહન! આ સાધુના વચનથી તે કાંઈપણ ભાવાર્થ જાણ્યો. મેં કહ્યું હું તો કાંઈપણ તત્વ પામ્યો નથી. તેવારે અકલંકે કહ્યું હે મિત્ર! હું એનો ભાવાર્થ કહું છું તે તું સાંભલ.

આ સંસારરૂપ નગર ત્યાં મોહમય રાત્ર જાણવી. તેમાં રાગ અને દ્વેષના પરિણામરૂપ અગ્ની જાણવી. વળી તામસ ભાવરૂપ ધુમાડા જાણવા, રજોગુણ સ્વભાવરૂપ અગ્નિની જવાલાનો સમૂહ જાણવો, સોલકષાયરૂપ બાલકો જાણવા, માઠીલેશ્યારૂપ સ્ત્રીઓ જાણવી અને અવ્રતિ અજ્ઞાનને સત્વવર્જિતપણું તેરૂપ પાંગલા આંધળાને નપુંસકરૂપ પ્રાણી જાણવા, ઇંદ્રિઓરૂપ ચોર જાણવા; તે સુકૃતરૂપ દ્રવ્યને લુંટી લે છે. પાખંડાદિકોરૂપ ધૂર્ત્ત જાણવા. ત્યાં તીર્થંકરરૂપ પ્રધાન જાણવો. તે તીર્થરૂપ મંડલ બનાવી દેશનારૂપ શબ્દે કરી લોકોને બોલાવીને તીર્થરૂપ મંડલમાં બેસવાનો આગ્રહ કરે છે. તેમાં કેટલાએક કલ્યાણના વાંછનાર સાધુ સાધવી શ્રાવક

શ્રાવિકારૂપ લોકો તે તો તીર્થરૂપ મંડલને આશ્રયીને અગ્નિના ભયે કરી રહિત થાય છે. અને બીજા તો મોહનો જે ઉન્માદ તેના પરવશપણા થકી રાગરૂપ અગ્નિને કામ ભોગાદિક ઘૃતની ધારાએ કરી સિંચે છે. તેવા પુરૂષ રાગરૂપ અગ્નિએ કરી ભસ્મભૂત થાય છે.

એવાં અકલંકનાં વચન સાંભલીને મેં તેને કહ્યું હે મિત્ર ! મુનિ તો વાંકી યુક્તિએ કરી કહે છે તે તારા કહેવા પ્રમાણેજ હશે એમં તેં શી રીતે જાણ્યું? તે વારે અકલંકે કહ્યું હે ભાઈ! મુનિ તો રૂડી રીતે કહે છે પણ તું અજ્ઞાનના બલથકી એનો ભાવાર્થ જાણતો નથી. ઈત્યાદિક વાત કરતા બીજા મુનિની પાસે ગયા. તેને નમસ્કાર કરીને અકલંકે વૈરાગ પામવાનું કારણ પુછ્યું. તે સાંભલી મુનિરાજ બોલ્યા, હે કુમરં! મારા વૈરાગનું કારણ સાંભલ.

હું મદિરાશાલામાં મદિરાનું પાન કરતો હતો ત્યાં મને એક બ્રાહ્મણે સમજાવ્યો. વૈરાગ પામીને મેં વ્રત આદર્યું. એમ સાંભલી અકલંકે કહ્યું જે હે ભગવાન્! એ તમારો વ્યતિકર અમને વિસ્તાર સહિત કહો. તેવારે મુનિ કહે છે.

અનંત મદિરાએ કરી સંકીર્ણ એવી કામાંધ નામે શાલા છે. તે વિચિત્ર પ્રકારની મદિરાએ કરી પરિપૂર્ણ છે. તેમાં

મદિરા સ્નાન કરીને કેટલાક પૃથ્વીએ લોટે છે, કેટલાક જીભે કરી કાંઈક આસ્વાદન કરે છે, કેટલાક નાશિકાએ કરી કાંઇક સુંઘે છે, કેટલાક નેત્રે કરી કાંઇક દેખે છે, કેટલાક વલી કાને કરી કાંઈક સાંભલે છે. એમ કેટલાક એકજ વિષય પ્રતે સેવે છે. કેટલાક વલી બે ત્રણ ચાર અથવા કેટલાક વલી પાંચે વિષયોને સમકાલે સેવે છે. એ રીતે તે મદિરાએ વિટંબિત થકા કેટલાક સ્ત્રીને કંઠે વલગે છે, કેટલાક નાચે છે, કેટલાક હસે છે, કેટલાક કૂદે છે, એમ વિચિત્ર પ્રકારની ચેષ્ટા કરતા થકા ભમતા હતા તેમાં હું પણ વિવિધ પ્રકારની ચેષ્ટા કરતો હતો. મદિરાના પરવશપણાથી ચોરી કરૂં, પરસ્ત્રી હરણ કરૂં ઈત્યાદિક અનેક અન્યાયો પ્રતે કરતો થકો વિચિત્ર પ્રકારની કષ્ટરૂપ કદર્થના અનુભવતો હતો. એક દિવસે કોઇક બ્રાહ્મણે મને કરૂણાના પાત્ર જેવો દેખીને પ્રતિબોધ દીધો. મહોટા પ્રયત્ને કરી પ્રતિબોધીને મને બ્રાહ્મણ કર્યો. તેવાર પછી અનુક્રમે વલી હું સાધુ થયો. હજી પણ તે મદિરાનું અજીર્ણપણું મને વિદ્યમાન છે. પણ ગુરૂનું કહ્યું ઔષધ સેવવાથી તે નાશ પામશે. એ મારા વૈરાગ્યનું કારણ છે.

એ વૃત્તાંત મુનિના મુખથી સાંભલીને વૈરાગ્યનું વિકસ્વરપણું ઉપજ્યું, તેથી અકલંક કુમર જાતિસ્મરણ જ્ઞાન પામ્યો.

પછી કહ્યું હે ભાઇ ધનવાહન! આ ઉપદેશ સાંભલીને તેં કાંઇ એનો ભાવાર્થ જાણ્યો. તેવારે મેં કહ્યું હું તો કાંઈ પણ ભાવાર્થ સમજ્યો નહીં.

તેવારે અકલંક કહે છે સાંભલ. હે ભાઇ ! સંસારરૂપ મહોટી મદિરાની શાલા જાણવી. તેમાં અનંતા સંસારી જીવ મદિરાના પીવાવાલા જાણવા. અને આઠ પ્રકારના કર્મના સમૂહ તે રૂપ મદિરાના અંગ જાણવા. તથા કષાયરૂપ તે મદિરાનો રસ જાણવો. તેમાં ઘાતિકર્મની પ્રકૃતિરૂપ મદિરા અને આયુરૂપ પાત્ર જાણવું. તથા શરીરરૂપ પ્યાલા જાણવા. પછી તે મદિરા પીધા થકી પ્રાણી વિવિધ પ્રકારની કુચેષ્ટા કરે છે. એકેંદ્રિયાદિકથી પંચેંદ્રિયના ભવપર્યંત એકની આદિથી માંડીને પાંચ ઇંદ્રીયોના વિષયો યથાસંભવપણે સેવે છે.

હવે ત્યાં મદ્યશાલામાં તેર પ્રકારના લોક છે. તેનાં નામ કહે છે ૧ પહેલા અસંવ્યવહાર સૂક્ષ્મ નીગોદનામે, બીજા વ્યવહાર સાધારણ વનસ્પતિરૂપ બાદર નીગોદનામે, એ પણ સૂક્ષ્મ વનસ્પતિ કાય જાણવા; ત્રીજા પૃથ્વી અપ્પ તેઉ વાઉ અને બાદર વનસ્પતિરૂપ જાણવા. ચોથા બે ઇંદ્રિય જાણવા. પાંચમા તેઇંદ્રિય જાણવા. છઠ્ઠા ચૌરેંદ્રિય જાણવા. સાતમા અસંજ્ઞીપંચેંદ્રિય જાણવા. આઠમા નારકી જાણવા. નવમા

સંજ્ઞીપંચેંદ્રિ તીર્યંચ જાણવા. દશમા મનુષ્ય જાણવા. અગ્યારમા વળી નિઃકાયથી ઉપના ચાર નિકાયના દેવતા જાણવા. બારમા બ્રાહ્મણ તે સાધુ જાણવા. તેરમા મદિરાએ વર્જિત સિદ્ધના જીવ જાણવા.

અહીઆં તેં સાધુ તેર પ્રકારના લોકમાંહિલા પહેલા લોકમાંહે અનંતા અનંત કાલ સુધી ભવિતવ્યતાના વશ થકી ભ્રમણ કરી, ત્યાંથી નીકલીને બીજા દશ પ્રકારના લોકને વિષે અનંતોકાલ રહી, ઘણા પ્રકારની વિટંબનાઓ અનુભવીને, ત્યાંથી નિકલી બારમા ભેદને વિષે ચારિત્રના અધ્યવસાય પામ્યો. તેવાર પછી એ સાધુને પોતાની શુભ દશાનેવશે બારમા ભેદના જીવ જે સાધુ તે મલ્યા. તેણે એ સાધુને સંસારરૂપ મદિરાની શાલાના સ્વરૂપને રૂડી રીતે સમજાવી, જ્ઞાનમાર્ગ તથા ક્રિયામાર્ગ દેખાડીને, દીક્ષા દીધી. અને સમભાવરૂપ ઔષધના સેવવાથી શેષઘાતિ કર્મરૂપ મદિરાનું અજીર્ણપણું હશે તે પણ જશે. એ એનો ભાવાર્થ જાણવો. હે અગૃહીતસંકેતા ! તું સાંભલ. એ રીતે જાતિસ્મરણ જ્ઞાનના વશથકી તાત્પર્યાર્થ લઈને અકલંક કુમરે મુજને રૂડી રીતે સમજાવ્યો. તો પણ મેં કાંઈ સદહ્યો નહીં.

વલી ત્રીજા મુનિરાજ પાસે ગયા. તેને નમસ્કાર કરી

અકલંક કુમરે પૂછ્યું "હે સ્વામિ! તમારા વૈરાગ્યનું કારણ મને કહો." તેવારે મુનિરાજ બોલ્યા—અરહટ્ટનું દેખવું તે મારૂં વૈરાગ્યનું કારણ જાણવું. એવું સાંભલી કાંઈક હસીને ફરી અકલંક કુમરે તેનો ભાવાર્થ પુછયેથકે મુનિરાજ કહે છે. હે કુમર! તું સાંભલઃ—

સંસારરૂપ અરહટ્ટ, તિહાં રાગ, દ્વેષ, ચિત્તનો ભાવ, અને મિથ્યાત્વ એ ચાર કર્ષણી જાણવા. અને મહામોહનામે રાજા તે પોતે કર્ષણીનો સ્વામી હલનો ધણી જાણવો. હવે તે અરહટ્ટને ફેરવવા વાસ્તે ચારા પાણી ઇત્યાદિકે વર્જિત થકા સોલ કષાયરૂપ સોલ બલદો નિરંતર વહે છે. ત્યાં હાસ્ય શોક ભયાદિક છના કષાયરૂપ કામના કરનાર જાણવા. અવ્રતિરૂપ જળે પરિપૂર્ણ અને અસંયમ ભાવે કરી યુક્ત જીવિતવ્યરૂપ કુવો જાણવો. તેમાં જીવના સમૂહરૂપ ઘટીનું યંત્ર જાણવું. તથા દુષ્ટયોગ અને પ્રમાદ એ બે તુંબા જાણવા. અને સંવિભ્રમપણું તથા વિલાસપણું ઇત્યાદિક એના આરા જાણવા. મરણ નામે પાણીનો કાઢનારો જાણવો. એને દૂરથી પણ વિવેકી પુરુષ જાણે છે. મિથ્યાભિમાન એવે નામે રેંટની કુંડી જાણવી. આત્માને અજ્ઞાનરૂપ જે મલિનતા ભાવ તે જલની ગ્રહણ કરનારી પરનાલિકા જાણવી. ક્લેશસહિત ચિત્ત

રૂપ ખાલ જાણવી. ભોગની વાંછા રૂપ પાણીની નીક જાણવી. જન્મની પરંપરા તે ક્ષેત્ર જાણવું. એક જન્મથી બીજો જન્મ પામવો તેરૂપ ક્યારા જાણવા. તિહાં જીવપરિણામ નામે ધાન્યનો વાવનારો પુરુષ જાણવો. કર્મરૂપ બીજ જાણવું. વલી અસત્ય અને અજ્ઞાન નામે ચારક તે પાણી પીવરાવે છે. તે થકી દુઃખરૂપ ધાન્ય નીપજે છે. એવા પ્રકારના ક્ષેત્રમાં હું સુતો હતો. તેવારે સૂર્ય સરિખા મારા ગુરૂએ મને જાગ્રત કરીને કહ્યું જે હે અજાણ! તુંજ આક્ષેત્રથી ઉપનું જે દુઃખરૂપ ધાન્ય તેના ફલનો ભોગવનાર થઈશ. તે માટે સાવધાન થઈને તાબડતોબ એ અરહટ્ટના સ્વામીપણાનો ત્યાગ કર. તે સાંભલીને મને વૈરાગ્ય ઉપનો. તેથી કરી મેં તેનો મમત્વભાવ મૂકીને વ્રત આદર્યું છે. એવું સાધુના મુખથી સાંભલીને હું તો શૂન્યચિત્તવંત થયો અને અકલંક કુમર તો ઉત્કૃષ્ટ વૈરાગ્યને પામ્યો.

વલી ચોથા સાધુને નમસ્કાર કરી તેના વૈરાગ્યનું કારણ પુછ્યું. તેવારે તે સાધુ કહેવા લાગ્યા કે જીહાં અનંતા છોકરાઓ વસેછે તિહાં હું પણ વસતો હતો. એક દિવસે મારા કુટુંબભૂત પાંચ માણસ ત્યાં આવ્યા. પણ તે તો સાક્ષાત્ વૈરીસરિખા હતા પણ મેં તેમને હિતના કરનાર કરી માન્યા. પછી એક

દિવસે તે કુટુંબી પાંચ જણાએ આગ્રહ સહિત સર્વે છોકરાઓને ભોજન કરાવ્યું. તે ભો નના વશથકી અમે સર્વે ચૈતન્યે કરી વિકલ થયા. ઘેલાની માફક પ્રવર્ત્તવા લાગ્યા. વળી વિચિત્ર પ્રકારની કુચેષ્ટા કરવારૂપ જે સન્નિપાત તે વૃદ્ધિભાવને પામ્યો. સર્વના ગલાં રૂંધાઈ ગયાં. જીંહાયે કંટક થયા. તેવાર પછી ભવિતવ્યતાને બલે કરી તથાવિધ માઠીઅવસ્થાવંત મુજને દેખીને આ મહાત્મા મારો ગુરૂ તેણે ઔષધ દઈને મને સજ્જ કર્યો. વલી કહ્યું કે જેમ એ ગરિઓ વિષરૂપ ભોજન થકી સર્વ કષ્ટને અનુભવે છે તેમ તું પણ એવીજ હાલતમાં હતો. પણ મેં ઔષધના બલે કરી તુજને સાવધાન કર્યો છે તે માટે આજથી માંડીને એ કુટુંબનો વિશ્વાસ કરીશ નહીં. હજી પણ કાંઈક અજીણથી ઉપનો સંન્નિપાત છે. તે માટે મારૂં કહેલું ઔષધ સેવતો રહેજે. એવું ગુરૂનું વચન સાંભલી વૈરાગ્ય પામીને મેં વ્રત અંગિકાર કર્યું. એવું સાધુના મુખથી સાંભલીને તેનો ભાવીર્થ અકલંક કુમર મુજને કહેવા લાગ્યો.

સંસારરૂપ મઠ, તેમાં લોખંડના ખીલાનીપરે માંહોમાહે અસંબંધે મળેલા સર્વ જીવ રૂપ છોકરા, તેમાં ૧ પ્રમાદ ૨ અવિરતિ ૩ મિથ્યાત્વ ૪ કષાય ૫ યોગ એ નામે પાંચ મનુષ્ય કુટુંબી જાણવા. જો કે એ પાંચે વૈરી ભૂત છે તોપણ મોહના વશ થકી જીવ એને હિતકારી કરી માને છે. તેણે

દીધું જે કર્મરૂપ ભોજન તેણે કરી સ્વભાવે વિકલ કર્યા. ત્યાં અનાભિગ્રહીત મિથ્યાત્વ રૂપ સન્નિપાતે પીડાણા થકા એકેંદ્રિયાદિકને વિષે ભ્રમણ કરવું તેરૂપ વિવિધ.પ્રકારની ચેષ્ટા જાંણવી. કેટલાએક વલી માઠા આભિનિવેશક મિથ્યાત્વના ઉન્માદે પીડયા થકા ઉત્સૂત્ર પ્રરૂપણારૂપ ઘર્ઘરાદિકે પીડાય છે. એવા પ્રકારનો જે હું તેને ભવિતવ્યતાના વશથકી ગુરૂરૂપ વૈદ્ય મલ્યા. તેણે સમ્યક્તરૂપ ઔષધના પ્રયોગે કરી સચેતનવંત કરીને સર્વ પ્રાણીના કર્મના ઉન્માદનું યથાર્થ સ્વરૂપ કહ્યું. વલી કર્મરૂપ અજીર્ણનું નાશ કરનાર એવું સંયમરૂપ ઔષધ દીધું. એ ભાવાર્થ અકલંકે કહ્યો તે સાંભલીને મેં તો તેમાંથી કાંઈ પણ અવધાર્યું નહીં.

હવે પાંચમા મુનીની આગલ જઈ નમસ્કાર કરીને અકલંકે વૈરાગનું કારણ પૂછ્યું. તેવારે તે મુનિ કહે છે જે હે રાજપુત્ર! સાંભલ. ગુરૂની કહેલી વિચિત્ર પ્રકારને દેખાડવાવાળી એક કથા સાંભલીને હું વૈરાગ્ય પામ્યો. તેથી મેં વ્રત ગ્રહણ કર્યું. તે કથા હું તુજને કહું છું.

વસંતપુર નગરના રહેવાસી ૧ ચારૂ ૨ યોગ્ય ૩ હિતજ્ઞ અને ૪ મૂઢ નામે ચાર વાણિયા હતા. તે દુઃખે તરવાયોગ્ય સમુદ્રને રૂડીપરે ઓલંગીને રત્ન ઉપાર્જન કરવાને અર્થે રત્ન-

દ્વીપે ગયા. ત્યાં ચારૂતે પોતે રત્ન પરીક્ષાને વિષે નિપુણ હતો તેથી નિરંતર ઉદ્યોગે કરીને ઘણા બહુ મૂલા રત્નને ઉપાર્જન કરવા લાગ્યો. અને જે યોગ્ય નામે વાણિયો હતો તે તો રત્નની પરીક્ષા પ્રતે જાણતો થકો પણ ક્રીડાનું વિનોદપણું તેના ઉપર આસક્ત થકો ઘણો કાલ ક્ષેપ તેમાંજ કર્તો હતો. તેથી થોડાંક રત્નો ઉપાર્જન કરતો હતો. અને હિતજ્ઞનામા ત્રીજો વાણિયો તે તો પોતે રત્નની પરીક્ષા ન જાણે તથા વલી ક્રીડામાં આસક્ત થકો થોડોજ ઉદ્યમ કરે તેથી ધુતારાદિકે કરી ઠગાણોથકો કેટલાક કાચનેજ મણિ રત્નની બુદ્ધિએ કરી લેવા લાગ્યો. અને ચોથો જે મૂઢ નામે વાણિયો હતો તે તો પોતે પરીક્ષા પણ બિલકુલ કરી શકે નહીં વલી વ્યાપારરૂપ ઉદ્યમ પણ કરે નહીં, કેવલ ધૂતારાદિકો સાથે ભેલાણો થકો કાલ ગુમાવતો હતો.

હવે ચારૂએ તો થોડા કાળમાં ઘણાં રત્ન ઉપાર્જન કરવાની પ્રેરણા પામ્યોથકો કૌતુકાદિકના આસક્તિભાવને મૂકીને આર્જવરૂપ ઉદ્યમ કર્યો તેથી તે તો કેટલેક કાલે રત્નના ઢગલા ઉપાર્જન કરીને મહાનંદ નગરે જઈ સુખ ભોગવવા લાગ્યો.

વળી યોગ્ય નામા બીજો વાણિયો તેણે પણ રત્ન તો મે-

ળવ્યાં પણ ક્રીડાદિકમાં ગુમાવ્યાં. પૂરી ચારૂના કહેવા ઉપરથી સારીપેઠે વ્યાપારનો ઉદ્યમ કરી ઘણા રત્ન પેદા કરી તેપણ મહાનંદનગરે પહોચ્યો. અને હિતજ્ઞેપણ ઘણાક કાલસુધી તો કાચમણિને સંગ્રહ્યા પણ અંતે કાચનું સ્વરૂપ જાણવાથી અણકરવાયોગ્ય કાર્ય મેં કર્યું એમ વિચારી, ખેદવંત થયોથકો, ચારૂપાસેથી કોઇક રીતે રત્નની પરીક્ષા શીખીને, વળી મોટો ઉદ્યમ કરી રત્ન ઉપાર્જન કરીને મહાનંદનગરે જઈ પહોચ્યો અને તિહાં સુખ ભોગવવા લાગ્યો.

મૂઢનામા ચોથો વાણીયો તો ધુતારાદિકોની સોબતમાં આસક્ત થઈ ચારૂની હિતશિક્ષાને ન માનતોથકો વિચિત્ર પ્રકારનાં અકાર્ય કરવા લાગ્યો. તેને રાજાએ ઘણી વિટંબનાઓ કરી. જેનો પાર પામિયે નહીં એવા સમુદ્રમાં નાંખ્યો. તેથી ઘણા કાલસુધી દુઃખનો ભોગવનાર થયો. એવી સાધુની કહેલી કથા સાંભળીને અકલંક મને કહેવા લાગ્યો જે હે ભાઈ ધનવાહન! એ કથાનો ભાવાર્થ સાંભલ.

સૂક્ષ્મ નિગોદરૂપ વસંતપુર નગર જાણવું. તિહાં વિચિત્રપ્રકારની ભવિતવ્યતાયે યથાર્થનામ વાળા ચાર પ્રકારના જીવો કહ્યા તે ચાર વાણીઆ જાણવા. અને સંસારનો વિસ્તાર તેરૂપ સમુદ્ર જાણવો. તેમાં મનુષ્યભવરૂપ રત્નદ્વીપ જાણવો. નાના-

પ્રકારના વિષય તે કૌતુકોનાં સ્થાનક જાણવાં. તેમાં ધૂતારારૂપ કુતીર્થી જાણવા. અને કુધર્મરૂપ કાચમણી જાણવા. અને તત્વજ્ઞાન તે રત્નની પરીક્ષા જાણવી. વળી જ્ઞાનદર્શનચારિત્રાદિક રત્ન જાણવા. જિનોક્ત ધર્મરૂપ વહાણ જાણવું અને મોક્ષરૂપ નગર તે મહાનંદ નગર જાણવું. વળી કર્મપરિણામ તે રાજા જાણવો. તેમાં ચારૂ નામે વ્યાપારી રૂપ સાધુ જાણવા. તે તત્વજ્ઞાને કરી જ્ઞાનાદિક રત્ન ઉપજાવે અને જિનધર્મના આશ્રયથકી મોક્ષપ્રતે પામે. તેમજ યોગ્યનામા વ્યાપારીરૂપ શ્રાવક જાણવા. તે વિષય પ્રમાદાદિકનેવિષે આસક્ત છે પણ સાધુને વચનેકરી તત્વજ્ઞાન પામી વિષયાદિકનો સંગ મૂકીને મહાનંદનગરને પામે છે.

અને જે ભદ્રક પુરૂષો તે તો હિતજ્ઞરૂપ સ્થાનકવંત જાણવા. તે વિષયાદિકોમાં આસક્ત થકા ક્યારેક ધર્મરૂપ ઉધમને કોઈક રીતે પામે પણ કુતીર્થીએ ઠગ્યા થકા તત્વજ્ઞાનથી વિકલ થઈ માઠા ધર્મને ઉપજાવી અણકરવા યોગ્ય કાર્યના કરનારે છતાં કોઇકવાર સાધુને વચને કરી તત્વજ્ઞાન પામીને ઘણે કાલે પણ પોતાના અર્થને સાધે છે. તથા વળી અભવ્ય જીવો અને બહુલભવિજીવોતે મૂઢ સ્થાનકિયા જાણવા. તે

કેવલ વિષયાદિકને વિષે આસક્ત અને વ્યસનાદિકમાં તત્પર હોય તેણે કરી સેંકડોગમે અકાર્ય કરે અને હિતોપદેશ આપનાર ઉપર દ્વેષ ધરે તેઓને કર્મ પરિણામનામે રાજા દુઃખે તરવાયોગ્ય સંસાર સમુદ્રમાં નાંખે છે.

જો કે એવા જીવોને ક્યારેક કોઈકરીતે દ્રવ્યસાધુપણું અથવા દ્રવ્યશ્રાવકપણું ઉપજે, તોપણ તત્વની સદ્દહણા ન હોય. માટે સમસ્તપ્રકારે ભવાભિમંદીથકા મોક્ષરૂપ પુરૂષાર્થને ન સાધે, એવો ભાવાર્થ સાંભલીને મેં કાંઇક પરમાર્થ લીધો. પછી ક્ષણમાત્ર તેના આસ્વાદને આસ્વાદન કરીને વલી શૂન્ય ચિત્તની પરે બેઠો.

તેવાર પછી અમે છઠા મુનીશ્વર પાસે જઇ નમસ્કાર કરીને બેઠા. તેમને અકલંક કુમરે વૈરાગ્ય પામવાનું કારણ પુછ્યું. તેવારે મુનિએ કહ્યું, "હાટની શ્રેણીનું દેખવું તેજ મારૂં વૈરાગ્યનું કારણ છે." ફરી અલંક કુમરે તેનો ભાવાર્થ પૂછ્યો તેવારે મુનિ કહેવા લાગ્યા. સાંભલ હે મહાભાગ્યવંતાપુરૂષ!

સંસારરૂપ નગરમાં જન્મની પરંપરારૂપ હાટની શ્રેણી જાણવી. તેમાં ભવજંતુરૂપ વાણીયો જાણવો. વળી સુખ અને દુઃખના ભેદે કરી જુદા જુદા વિચિત્ર પ્રકારનાં ક્રિયાણાં જાણવાં. પુન્ય અને પાપરૂપ ક્રિયા તે ક્રયવિક્રયપણું જાણવું

એમ પુણ્યપાપરૂપ ક્રયવિક્રય કરતાથકા કેટલાક લાભને પામેછે, કેટલાક જેટલું ગાંઠે દ્રવ્ય હોય છે તેટલુંજ રાખેછે લાભ ખોટ પામતા નથી અને કેટલાક હારી જાય છે. તે નગરનો મહામોહનામે રખવાલો છે અને કામક્રોધાદિક તેના સેવક છે. તે કારણ વિનાપણ લોકોને વિટંબના કરેછે.

હું પણ તિહાંનોજ રહેવાસી વાણીયો હતો. એક દિવસે મહારા ગુરૂ સમ્યક્તરૂપ યોગાંજનને પ્રયોગે કરી માર્ગ દેખાડીને મને પોતાના મઠનેવિષે લાવ્યા. અને હાટની શ્રેણીનું અસારપણું મને જણાવ્યું, પછી અનંત સુખના ઘરસરખી મોક્ષરૂપ મંદિરે પહોચાડનારી એવી દીક્ષા મને ગુરૂયે આપીને કહ્યું જે પંચેંદ્રિયરૂપ ગોખની જાલીને રૂડીપરે રાખવાથી એ દીક્ષા તુજને મહાઆનંદની કરનારી થાશે. માટે એ દીક્ષા જેમ કષાયરૂપ ઉંદરે કરી ડંસાય નહીં અને નવ નોકષાય રૂપ વિછિયે કદી પીડાય નહીં તથા આહાર સંજ્ઞાદિકરૂપ બિલ્લાડીયે કરી એહનો પરાભવ નથાય વલી રાગદ્વેષરૂપ સુવરે કરી ( ડુકરે કરી ) એને ઉપદ્રવ ન થાય, મહામોહરૂપ જંગલી બિલ્લાડાએ કરી ન ખવાય, પરિસહરૂપ ડાંસ અને મચ્છર તેણે કરી ન ડંસાય, દુષ્ટાભિપ્રાયાદિક માંકણ તેણે કરી પીડાય નહીં, ચિંતારૂપ ગરોલિએ કરી વ્યાકુલ ન થાય, પ્રમાદરૂપ સરડાયે કરી પરાભવ ન પામે વલી અવિ-

રતિરૂપજુ ( લીખ ) તેણે કરી વિટંબના ન પામે તથા મિથ્યાત્વરૂપ તિમિરે કરી આંધલી ન થાય. એવીરીતે યત્ન કરી એ દીક્ષાને તું રાખજે.

એ પૂર્વે કહ્યા જે ઉપદ્રવ તે ઉપદ્રવ જેને થયા હોય તે વેદનાયે વ્યાકુલ થઇ પંચેંદ્રિયરૂપ ગોખના બારણાથી નિકલીને રૌદ્રધ્યાનરૂપ અગ્નિકુંડનેવિષે અથવા આર્ત્તધ્યાનરૂપ મહોટા ખાડામાં જઇને પડે છે.

વલી આ શરીરરૂપ ઓરડાને પાંચઈંદ્રિયરૂપ પાંચ ગોખ છે. તે એકેકા ગોખના બારણામાં એકેક વિષનું વૃક્ષ છે. જેવારે કોઈ જીવ તે વૃક્ષને સુંઘે છે, અથવા દેખે છે, સ્પર્શ કરે છે, સાંભલે છે કે તેનું આસ્વાદન કરે છે તેવારે એ જીવ તેના વિષથકી મૂર્છિત થઈ મહોટી આપદાને પામે છે. માટે તે વિષવૃક્ષથકી જીવને દૂરજ રાખવો. એવું. સાંભલીને અકલંકે કહ્યું હે સ્વામિ ! તમે એ મનરૂપ વાંદરાને રાખવાનો ઉપાય ઘણો રૂડો કહ્યો. કેમ કે ભવાંતરે પણ મુજને મારા ગુરૂરાજે મનરૂપ વાંદરાને રાખવાનો ઉપાય એમજ કહ્યો હતો. એવું કહીને વલી જાતિસ્મરણ જ્ઞાને કરી પૂર્વલે ભવે ચારિત્રનો માર્ગ આદર્યો હતો તે સર્વ એને જાણવામાં હતું તેપ્રમાણે સર્વ વૃત્તાંત ગુરૂ આગળ કહી સંભલાવ્યો. મુનિરાજ પણ એજ રીતે પ્રમાણ કરીને પૂરી કહેવા લાગ્યા જે—

હે મહાભાગ્યવંત! વલી પણ મારે ગુરૂએ મને કહ્યું છે તે પ્રમાણે તુજને કહું છું તે સાંભલ. આ શિવાલયનામા મઠને માર્ગે શરીરરૂપ ઘરનેવિષે કૃષ્ણલેસ્યા, નીલલેસ્યા, કાપોતલેસ્યા એ ત્રણ દાસી રહે છે. તે મનરૂપ માંકડાને દુઃખની દેવાવાલી છે. એ ત્રણેને જો મનરૂપ માંકડાની પરિચર્યા કરનાર કરીએ તો એ માંકડાને સર્વ ઉપદ્રવના ઘરસરખી થાય. તેમજ વલી તેજુ પદ્મ અને શુક્લ એ ત્રણ લેશ્યા નામે ત્રણ દાસીઓ બીજી છે તે એ મનરૂપ માંકડાને હિતની કરનારી છે તે માટે એનેજ એ મનના રક્ષણને અર્થે થાપવી.

હવે તે લેશ્યારૂપ દાસીએજ શિવાલયનામા મઠના સ્વામિપણાને અર્થે દેહરૂપ અભ્યંતર ઘરમાં પરિણામનામા એક નિશ્રેણી કરી છે. તેણે કરી ઉપર ચડાય છે. તે દાદરાના વલી તે લેશ્યાએજ ચિત્તઅધ્યવસાય સ્થાનક એવે નામે અસંખ્યાતા પગથીયારૂપ પાટીયા કર્યાં છે. તેમાં પ્રથમની ત્રણ લેશ્યાના કરેલા પગથીઆની શ્રેણીએ ચડતા થકા એ મનરૂપ વાંદરાને પૂર્વોક્ત વિવિધ પ્રકારના ઉપદ્રવે કરી પરાભવ થાય છે. તેની ઉપર તેજુલેશ્યાદિક ત્રણ લેશ્યાની કરેલી પગથીઆની શ્રેણીને વિષે જેમ જેમ ઉપર ચડે તેમ તેમ વિષયરૂપ વિષપ્રવેશનું ચપલતાપણું નિવૃત્તિ પામે છે, ક્ષય થાય છે.

વલી પૂર્વના ઉપના કર્મરૂપ રોગ, તે રૂપ સમસ્ત ઉપદ્રવો, ધર્મ ધ્યાનરૂપ શીતલ વાયુ ત્યાં આવે છે તેના ફરસવા થકી કૃશ થાય છે. વલી ત્યાં શમ, દમ, સંતોષ, સંયમ, સદ્બોધાદિક વાંદરાએ શોભિત; ધૃતિ, શ્રદ્ધા, સુવાશિકા, વિવેદિષા, જાણવાની ઈચ્છા, વિંજ્ઞપ્તિ, સ્મૃતિ, બુદ્ધિ, ક્ષમાદિક વાંદરિયે શોભિત અને અલ્પવિરામ મુકવા ધૈર્ય, વીર્ય, શૌર્ય, ગાંભીર્ય, જ્ઞાન, દર્શન, તપ, સત્યાદિક અનેક નાના મર્કટ તેણે કરી સંકીર્ણ એવું વિશુદ્ધધર્મ નામે એક મહોટે વાંદરે ઘણાં વાંદરાનું એક યૂથ રાખેલું છે. તે યૂથ આવે તેવારે તેની સાથે જઈને એ મનરૂપ માંકડો પણ ઉપદ્રવ વર્જિત શુક્લધ્યાનરૂપ ચંદનને છાંટણે કરી કર્મરૂપ રોગને નાશ પમાડે છે. પછી સુખે કરી ઉંચા પગથીઆ ઉપર શીઘ્રપણે ચડે છે. તે માટે એ કહેલા માર્ગે કરી મનરૂપ મરકટને યત્ને કરી ઉંચ પદપ્રતે પમાડવાથી તેની સાથે તું પણ તે સ્થાનક પ્રતે આરોહિશ.

તેવાર પછી તે મનરૂપ મર્કટ તથા તે વાનરાના યૂથને પણ ત્યાંજ મૂકીને શૈલેસીકરણ નામે ઠેકડે કરી ઠેકીને અનંત આનંદમય શિવાલય નામે મઠમાં જઇયે. એવો ગુરૂએ મને માર્ગ કહ્યા છે. માટે હમણા હું મનરૂપ મર્કટને રાખું છું. એવું સાધુ પાસેથી સાંભલીને અકલંક કુમરે મને અનુગ્રહ બુદ્ધિએ

કરી રૂડી રીતે તેનો ભાવાર્થ જણાવ્યો. હવે એ વખતે જે થયું તે હે અગૃહીતસંકેતા! તું ઉપયોગ દેઇને સાવધાન થઇ સાંભલ.

પૂર્વે વામદેવના ભવને વિષે બુદ્ધિનામા આચાર્યના ચરિત્રમાંહે બુદ્ધિના પુત્ર વિચારે કહ્યું હતું કે સંયમને ઘાત કરવાના વૈરથકી મોહરાજા અને ચારિત્રધર્મરાજા એ બેહુને યુદ્ધ થયું. તેવાર પછી મોહરાજાએ ચારિત્રધર્મરાજાનો પરાભવ કર્યો તેથી ચારિત્રધર્મરાજા નાશીને જૈનપુરમાં જઈ બેઠો. પછી પોતાના પરાજયપણાથી દુઃખ પામીને ચારિત્રધર્મરાજાની સાથે સદ્બોધ મંત્રીએ વિચાર કરવા માંડયો જે હવે આપણે શો ઉપાય કરવો! પછી પક્કો વિચાર કરી સદ્બોધનામા પ્રધાન બોલ્યો જે હે સ્વામિ! સંસારી જીવ જે છે તે આપણો સ્વામિ છે. તે જ્યાંસુધી આપણાથી દૂર છે, ત્યાંસુધી શત્રુઓ આપણને પીડા કરશે. પણ તમે કાંઈ વિષાદ કરશો નહી કેમ કે હમણા આ ચિત્તવૃત્તિ નામે જે અટવી છે તે ઘણી સ્વચ્છ દેખાય છે. માટે આપણો સ્વામિ પણ હવે ત્યાંથી નજીકજ હશે એમ જણાય છે.

તો હવે કર્મપરિણામ નામે રાજાને પુછી કોઈક મનુષ્યને તેની સન્મુખ મોકલીએ કેમ કે તેની પાસે ઘણા જાવ આવવાદિકના પરિચયે કરી તે આપણને રૂડીરીતે ઓલખશે એવું સદ્બોધનું વચન અંગીકાર કરીને ચારિત્રધર્મનામે રા

જાએ કહ્યું કે આપણા એકસમ્યક્દર્શન નામે અને બીજો સદાગમ નામે બંને મહોટા ઉત્તમ પ્રધાન છે. એ બે પ્રધાન નીતિમાં નિપુણ અને ડાહ્યા છે. તેમાંથી પ્રથમ સદાગમનેજ મૂકિયે. જો સદાગમને વચને કરી આપણેવિષે રાગવંત થાય તો પછી સમ્યક્ત તો તેનાથી મહોટા છે તેને પણ મૂકવો. પણ હાલ તો સદાગમનેજ તિહાં મોકલવો યોગ્ય છે. એવો વિચાર કરી કર્મપરિણામ નામે રાજાને પુછીને મુજને ધનવાહનના ભવમાં રહ્યો જાણીને સદાગમને મહારીપાસે મૂક્યો. પછી તે સદાગમ આવીને મહારી પાસે રહ્યો.

હવે સાંભલ હે ભદ્રે ! સદાગમના સાન્નિધ્યપણાના અનુભાવથકી તે છઠા સાધુની કહેલી વાત સાંભલીને અકલંકે મને તેનો ભાવાર્થ કહ્યો તે ભાવાર્થ રૂડીરીતે જાણીને હું શ્રુત જ્ઞાન પામ્યો. તેથી ઘણો હર્ષવત થયો. પછી અકલંક કુમર પણ મુજને સદાગમનો આશ્રિત જાણીને હર્ષવંત થયો. પછી સર્વ સાધુના નાયકભૂત કોવિદનામા આચાર્યે સાતમા મહાનુભાવને નમસ્કાર કરી ધર્મ પુછવા લાગ્યા. તેવારે ગુરૂએ વિસ્તારસહિત ધર્મનું સ્વરૂપ કહ્યું.

તે સાંભલીને અકલંકે મને કહ્યું જે હે ભાઇ ધનવાહન ! એ ગુરૂપાસે સમસ્ત પ્રકારે સદાગમ વસે છે. તેમાટે એમના

મુખ થકી કાંઇક પણ શ્રુતનો અભ્યાસ કરીએ તો મ્હારૂં હૃદય હર્ષવંત થાય.

એવા અકલંકના અનુરોધ થકી હું કાંઇક નમસ્કારાદિક શ્રુત ભણ્યો. અનુક્રમે કાંઇક દ્રવ્યશ્રાવકના માર્ગનો જાણ થયો. અને અકલંક કુમર તો જાતિસ્મરણે કરી ઉત્કૃષ્ટ વૈરાગ્ય પામ્યો. પછી માતાપિતાને કહીને શ્રીકોવિદનામા આચાર્યપાસે તેણે સંયમ આદર્યું.

હવે સદાગમેકરીસહિત મને દેખીને જ્ઞાનાવર્ણનામે રાજાએ ક્ષોભ પામ્યા થકા મહામોહ રાજાપાસે જઇ કહ્યું જે ભવ્યજીવ તો સદાગમનીસાથે મલી ગયો છે. ઇત્યાદિક વાત સાંભલીને મોહરાજા મહાક્રોધવંત થયો. વલી રાગદ્વેષાદિક તથા તેહની સેનાના માણસ દોષે કરી પીડિત સર્વ ક્રોધવંત થયા. પછી સંગ્રામનેવિષે ઉદ્યમવંત એવા સર્વ માણસોને નિવારી પોતાનો પુત્ર રાગકેસરીનામે રાજા અને લોભસાગરનો ભાઇ પરિગ્રહનામે એ બેહુને સાથે લેઈને મોહરાજા પોતે મ્હારીપાસે આવ્યો. મેં પણ તેને પૂર્વના પરિચયથકી અત્યંત સ્નેહના ઘર કરી રાખ્યા.

એવામાં જીમૂતનામે મ્હારો પિતા પરલોકે પહોતો. તેનાં પ્રેતકાર્ય કરીને પછી હું રાજા થયો. મારી આજ્ઞા પ્રવર્ત્તાવી.

હવે સદાગમ તો મને એવું કહેવા લાગ્યો જે એ સર્વ પુદ્ગલિક સુખ તે અનિત્ય છે, ધન યૌવન રાજલક્ષ્મીં પ્રમુખ સર્વ ક્ષણવારમાં ક્ષય થાય છે, માટે એના ઉપર મોહ કરવો નહી. ઇત્યાદિક ઉપદેશ મને કહે. અને વળી મોહરાજા એવો ઉપદેશ કરે જે હે ભાઈ ધનવાહન ! ઈહાં તો મનગમતા વિષયસુખ ભોગવવા. કોણે પરલોક દીઠો છે. વળી પુણ્યપાપાદિક પણ નથી. જેમ ચાર્વાકમતવાલા નાસ્તિક કહેછે.—

पिवखादच चारु लोचने, यदतीतं वरगात्रितन्नते ॥ नहिभीरुगतं निवर्त्तते, समुदायमात्र मिदंकलेवरं ॥ १ ॥

તથા

क्वालिंगनं भुजनिपीडित बाहुमूलो,
भुग्नोन्नतस्तनमनोहरमायतक्ष्याः ॥
भिक्षोपवास नियमार्कमरीचिदाहे-
र्देहोपशोषणविधः कुधियां क्वचैषः॥१॥

એ રીતે નાસ્તિક મતનેવિષે પ્રેરણા કરે. તેમજ મોહરાજાની સાથે આવેલો પરિગ્રહપણ ભંડારાદિકની વૃદ્ધિને અર્થે

પ્રેરણા કરે. એમ તે ત્રણેના જુદાં જુદાં વચનો સાંભલીને ઘણા પરિચયપણા થકી મોહ અને પરિગ્રહ એ બેનું વચન મેં પ્રમાણ કર્યું અને સદાગમનું વચન અવગણ્યું. પછી તે દિવસથી માંડીને મેં નમસ્કાર જાપ દેવપૂજાદિક જે સુકૃત અનુષ્ઠાન કરતો હતો તે મૂકી દીધાં.

તેવાર પછી જ્ઞાનાવર્ણિકર્મ નામે રાજા પણ મારો આશ્રય કરી રહ્યો. તેવારે માઠા મિત્રોમાં આસક્ત થયો દેખી, મને અયોગ્ય જાણીને સદાગમ દૂર જતો રહ્યો. પછી સુપાત્રદાન સંઘની પૂજા સ્વધર્મીની વાત્સલ્યતા ઇત્યાદિક સર્વ શુભ કાર્ય મૂકીને હું કેવલ અર્થ અને કામ એ બે વર્ગમાં લુબ્ધ થયો. એક દિવસે અકલંકાદિક ઘણા શિષ્યે કરી પરવર્યા શ્રીકોવિદનામા આચાર્ય તિહાં આવ્યા. અકલંકના દાક્ષિણપણા થકી હું વાંદવાને અર્થે તિહાં ગયો. તેવારે મોહ અને પરિગ્રહે કરી આસક્ત તથા સદાગમે કરી વર્જિત એવો દેખીને અકલંકે મને પ્રતિબોધવાને અર્થે ગુરુને દેશનાને વિષે પ્રેરિતમાન કર્યા. તેવારે ગુરુ પોતાના ચરિત્રને કહેવે કરી સદાગમનું વર્ણન કરવા લાગ્યા.

નિશ્ચયભૂતનામા નગરનેવિષે મલનિચય નામા રાજા, તેની મલાનુભૂતિ નામે સ્ત્રી, તેના એક કોવિદ અને બીજો બાલિશ

એવે નામે બે પુત્રો. તેમાં કોવિદતો જાતિસ્મરણ જ્ઞાનના બલ થકી પૂર્વ પરિચયવંત સદાગમને ભલીપરે ઓલખીને પરમવાંછિત બુદ્ધિએ કરી સેવે. તથા પોતાના ભાઈ બાલિશને પણ સદાગમના ગુણ કહે. પણ તે માને નહીં. એ બંનેને કર્મપરિણામ રાજાએ પૂર્વભવનેવિષે શ્રુતિ ( બેકાન ) નામે કન્યા પરણાવી હતી.

એક દિવસે તે કન્યાને સંગદાસેસહિત એટલે સાંભલવાપણારૂપ દાસ જે ચાકર તેણેકરીસહિત મોકલી થકી સ્વદેહ નામા પર્વતના મસ્તકનામે શિખરનેવિષે બે છિદ્ર રહ્યા છે તેમાં તે શ્રુતિનામા સ્ત્રીને તો કોવિદે રાખી પણ સદાગમના વચન થકી સંગદાસને અધમ જાણી તેને તો દૂર કર્યો. પણ બાલિશે તો સંગદાસને પણ રાખ્યો. તેવાર પછી કોવિદ તો શુભ અશુભ શબ્દના ભેદનેવિષે સંતોષ તથા દ્વેષપણું રાખે નહીં અને બાલિશતો સંગદાસનેવિષે આસક્ત થકો અનિષ્ટ શબ્દઉપર દ્વેષ રાખે તથા ઈષ્ટઉપર પ્રીતિ રાખે.

એક દિવસે તુંગશિખર નામે બાહ્યપર્વતનેવિષે કોવિદ અને બાલિશ એ બેહુ ક્રીડા કરવાને અર્થે ગયા. તિહાં એક ગુફામાં કિન્નર દેવતાના યુગલનું ગીત સાંભલીને, કર્ણેંદ્રિનાપર વશપણા થકી કોવિદે ઘણો વાર્યો તોપણ તેની શિખામણ

અણમાનતો થકો બાલિશ તે સાંભલવાને અર્થે ગુફામાં પેઠો. તેવારે કિન્નર દેવતાના યુગલે જાણ્યું જે આ અમને જોવાને અર્થે આવ્યો. પછી ક્રોધે કરી તે દુષ્ટ કિંન્નરે બાલિશને હણ્યો. તે દેખીને કોવિદ તો વૈરાગ્ય પામી સદાગમને પૂછી ચારિત્ર લીધું. માટે સાંભલ હે ધનવાહન રાજા! તેજ હું કોવિદ પોતાના આત્મસ્વભાવથી ઉપજ્યું જે પરમસુખ તે સદાગમની સેવનાથી હું પામ્યો. માટે બીજાપણ સુખના વાંછનારે સદાગમની સેવા તત્પરપણે કરવી. ઈત્યાદિક ગુરૂના વચનથી તથા અકલંકનાં આગ્રહથી મેં ચૈત્યવંદનાદિક કાંઈક શ્રુત ભણીને પાછી દ્રવ્ય શ્રાવકની ક્રિયા આદરી. એ રીતે મુજને માર્ગે સ્થાપીને અકલંકાદિક મુનિએ શોભિત એહવા કોવિદ નાંમા આચાર્ય બીજે સ્થાનકે વિહાર કરી ગયા.

કેટલાક દિવસ પછી વળી મોહ તથા પરિગ્રહના આસક્તપણાથી મેં સદાગમનો ત્યાગ કર્યો. અને સેંકડોગમે સ્ત્રીઓ પરણ્યો. અને રાજની વૃદ્ધિની તૃષ્ણાએકરી કર્મના વશવર્ત્તિપણા થકી મહોટા મહોટા પાપ પ્રવર્ત્તાવ્યા. એવામાં મને પ્રાણ થકી પણ અતિવલ્લભ એવી મદનમંજરી નામે મારી પટરાણી મરણ પામી. તેવારે મોહરાજાના શોકનામે સુભટે કરી હું ઘણો પીડાણો. વલી તે શોકના વશ થકી મસ્તકપીટન રૂદન વિલાપાદિક કરવાને પ્રવર્ત્યો. ખા-

નપાન આભરણાદિક સમસ્ત ભોગવસ્તુનો ત્યાગ કર્યો અને નીસાસે કરી દિવસ નિર્ગમન કરવા લાગ્યો.

એવી રીતે મને શોકે કરી પીડાયમાન થયો સાંભળીને અકલંક નામે મુનિ ગુરૂને પુછી મને પ્રતિબોધ કરવાને અર્થે આવ્યા. તેણે અનિત્યભાવનામય વિચિત્ર પ્રકારના ઉપદેશ દીધા પણ જેમ આંખે આંધલો હોય તેને દીપક કશા કામનો નથી તે ન્યાયની પરે સર્વ ઉપદેશ વિફલ થયા. ફરી મુનિએ કહ્યું હે ધનવાહન! પંડિત પુરૂષો એમ કહેછે કે શરીરવંતનું જે જીવિતવ્યપણું છે તે મરણનીજ પ્રકૃતિ છે. કેમેકે મરવું સર્વને છે. માટે જે જેમાંથી ઉત્પન્ન થાય તે તેની પ્રકૃતિ કહેવાય. તો પ્રાણીમાત્રને જ્યાંસુધી શ્વાસોશ્વાસ છે ત્યાંસુધી તેને મ્હોટો લાભવંત કહિયે. માટે એ અનિત્ય વસ્તુનેવિષે શોક કરવો યુક્ત નથી. ઇત્યાદિક અનેક ઉપદેશ સાંભલવાથી મેં શોકને મંદ કર્યો તથા મોહ અને પરિગ્રહ એ બેહુને દૂર કર્યા. તેથી મહારી પાસે સદાગમ પણ આવ્યો, તેના સંયોગથી પૂર્વે ભણેલું શ્રુત મેં સંભાર્યું. વલી જિનરાજના મંદિરે બિંબોની પ્રતિષ્ઠા કરાવી અને તીર્થયાત્રા સ્નાત્રમહોત્સવાદિક દ્રવ્યસ્તવના કારણો કરાવ્યાં. વલી પરને ભય કરવો, ક્રોધ કરવો, હીન પુરૂષની સોબત કરવી, મૃષાવાદ બોલવું, ચોરી કરવી, ખોટું અભિમાન ધરવું, પરસ્ત્રીનું વાંછવું

તથા પરના અંવર્ણવાદ બોલવા ઇત્યાદિક માઠા કાર્યનો મેં સમસ્ત પ્રકારે ત્યાગ કર્યો.

તથા દયા અનુકંપાદિક ગુણનેવિષે અનુરાગપણું, સુકૃતનું અનુમોદવું, પરનો ઉપકાર કરવો, દેવગુરૂની પૂજા કરવી, સજ્જન લોકોની વર્તણુક પ્રમાણે વર્તવું, શાસનની પ્રભાવના કરવી, દાન દેવું, શીયલ પાળવું. ઈત્યાદિક શુભ કૃત્યો આદર્યાં.

વલી કુલની મર્યાદાનું અંતિક્રમણ કરૂં નહીં. લોક વિરૂદ્ધ કાર્ય આચરૂં નહીં. પરના મર્માદિક ઉઘાડું નહીં. સાધુની સેવા કરૂં. શ્રુત જ્ઞાનનો અભ્યાસ કરૂં. પુસ્તકની પૂજા કરવી તથા શાસ્ત્ર સાંભલવું ઈત્યાદિકમાં પ્રવર્ત્તતો રહું. તથા પંચપરમેષ્ટી મંત્ર નવકારનો જાપ જપું. ઈંદ્રિયને જીતવાના ઉદ્યમનું આચરણ કરૂં. મિથ્યાત્વ દુઃકૃતની નિંદા કરૂં. તથા સુકૃતની અનુમોદના કરૂં. પોતાના દેશમાં ન્યાય તથા નીતિને પ્રવર્તાવું. એ રીતે હે અગૃહીતસંકેતા! હું શ્રાવકપણું પામ્યો. તે દેખીને અકલંક નામા મુનિ સંતુષ્ટ થયા.

એવામાં વલી ભવિતવ્યતાના વશ થકી માયા અને સાગર કે૦ લોભ તેણે આવીને મને આલિંગન કર્યું. તેના અનુભાવથી મેં ચિંતવ્યું જે અહો અહો અકલંક મુનિના એ દ્રવ્યસ્તવના ઉપદેશ થકી ઘણા દ્રવ્યનો વ્યય મેં કર્યો અને કરૂં છું માટે કોઇક ઉપાય કરી હું એને વિહાર કરાવું. એવું

ધ્યાન કરી અકલંક મુનીને મેં જઇ કહ્યું કે હે સ્વામિ! તમે મુજને શોકરૂપ કાદવથી ઉદ્ધર્યો અને ધર્મના દાને કરી અનુગ્રહ્યો પણ હમણા તમારે માસકલ્પ સંપૂર્ણ થયો છે માટે સુખે વિહારનું કાર્ય કરો, નહીં તો ગુરૂ અમને ઉલંભો દેશે. એવું મેં કહ્યું તેવારે મહારી કલુષતાના અભિપ્રાય જાણીને અકલંક નામે મુનિ વિહાર કરી ગયા.

તેમના ગયાથી તરતજ મેં સદાગમને વિસ્મૃત કર્યો. તેથી મોહ અને પરિગ્રહ પરાક્રમવંત થયા. તેણે કરી વલી તેવીજ રીતે મહાઆરંભ, મહાપરિગ્રહમાં આસક્ત થયો. તે સાંભલીને અકલંકમુનિએ ફરી મને પ્રતિબોધવાને અર્થે ગુરૂની આજ્ઞા માંગવાથી ગુરૂ કહેવા લાગ્યા જે હે અકલંકમુનિ! એ ધનવાહનને તારા સેંકડોગમે ઉપદેશ લાગવાના નથી. જેમ કાને બહેરો હોય તેનાથી કોઈ વાત સંભલાય નહી તથા આંધલાને નાટક દેખાડવું તે જેમ વ્યર્થ જાય તેનીપરે એને પ્રતિબોધ કરવાનો શ્રમ પણ નિઃફલ થવાનો છે.

એવું ગુરૂના મુખથી સાંભલીને ફરી અકલંક નામા મુનિએ મને પ્રતિબોધ કરવાનો ઉપાય પુછવાથી ગુરૂએ કહ્યું જે સમ્યક્તનામા પ્રધાનની પુત્રી વિદ્યાનામા કન્યાને જેવારે એ ધનવાહન પરણશે તેવારે મોહ અને પરિગ્રહને તજી પ્રતિબોધ પામવાને યોગ્ય થાશે. એ કામ તો કર્મપરિણામ

રાજા અને કાલપરિણુતિ સ્ત્રી ઈત્યાદિકને આધીન છે. માટે કાલના પરિપાક થશે. તો હમણા એ ચિંતાએ કરી સર્યું. માટે હે સાધુ ! તું પોતાના અર્થને સાધ્ય કર. એવા ગુરૂનાં વચન સાંભલીને અકલંક નામા મુનિએ મને ઉવેખી મુક્યો.

હવે સાંભલ હે કલ્યાણકારીણી અગૃહીતસંકેતા ! પૂર્વે રિપુદારણના ભવમાં વિચક્ષણ નામે આચાર્યના ચરિત્રને અવસરે ચિત્તવૃત્તિ નામે અટવિએ ચિત્તવ્યાક્ષેપનામા મંડપને વિષે રહ્યું જે મોહરાજાનું સૈન્ય તે સમસ્ત પ્રકારે વિમર્ષ અને પ્રકર્ષે વર્ણવ્યું હતું, તે સર્વ સૈન્ય આવીને મ્હારી પાસે રહ્યું. તેવાર પછી મહામૂઢતાના અનુભવથી હું સંસારનેવિષેજ આસક્ત થયો અને મિથ્યાદર્શનના વશથકી ધર્મબુદ્ધિએ કરી પાપકર્મ કરવા લાગ્યો. વાંછિત શબ્દરૂપાદિક વિષયનેવિષે હું રાગી થયો અને અવાંછિત પદાર્થઉપર દ્વેષ ધરવા લાગ્યો. તથા અભિમાન ગર્વ અને હર્ષ તથા વિષાદાદિકો પણ પોતપોતાના વિષયનેવિષે વીર્ય ફેરવવા લાગ્યા. સોલે કષાય ઘણા દીપ્ત થયા. દુષ્ટાભિપ્રાય નામે રાજાના મોકલેલા આર્ત્તધ્યાન રૌદ્રધ્યાન તે નિરંતર એક ઠેકાણે સમાશ્લિષ્ટપણે રહ્યા. જ્ઞાનાવર્ણાદિક સાતે રાજાઓ પરાક્રમે વધ્યા થકા વ્યાપી રહ્યા. તેવારે કામદેવપણ રતિ, વિષયનો અભિલાષ અને ભોગતૃષ્ણા તથા પંચેંદ્રિયાદિક પરિવારેસહિત મને ઘણી વિટંબના કરવા

લાગ્યો. તેના વશથકી મેં બલાત્કારે પરસ્ત્રીઓને ગ્રહણ કરી. તીવ્રાભિલાષે કરી પાંચે વિષય સેવ્યા. જુગટું આહેડો ઇત્યાદિક સાતે વ્યસન સેવ્યા. વલી અત્યંત કઠોર દંડે કરી સમસ્ત પ્રજાલોકને પીડ્યા ઇત્યાદિક રીતે મહાઅનર્થનો કરનાર મને દેખીને મારો પુણ્યોદયનામા જે મિત્ર તે મારાથી દૂર થયો, તેણે કરી મારાઉપર સર્વ રાજમંડલ અને પ્રજાલોક વિરક્ત થયા, તેથી એક દિવસે મારા પ્રધાનાદિકે માંહોમાંહે વિચાર કરીને હું કુલને કલંકનો કરનાર છું, એવા દોષનો મારાઉપર આરોપ કરી મને બંધીખાને નાખ્યો અને મારી પાટે મારા ભાઈ નીરદવાહનને થાપ્યો.

પછી હું બંદીખાનામાં પડ્યો અને ભૂખતૃષ્ણાયે પીડાઇને સેકડોગમે દુઃખ અનુભવી તે ભવવેદવાયોગ્ય ગોલીનો નાશ થયે થક તિહાંથી મરીને પાપિષ્ટનિવાસનામે નગરને સાતમે પાડે ગયો. તિહાં તેત્રીસ સાગરોપમ સુધી મહાદુઃખો ભોગવીને તિહાંથી નિકલ્યો. વળી ભવિતવ્યતાએ ઘુઅડ બિલાડો ગરોલી કાનકીડાદિક વિચિત્ર પ્રકારના હિંસકોના ભવમાં અનંતકાલસુધી નચાવ્યો.

એક દિવસે મોહાદિકો કાંઈક ક્ષીણ થયાથી ભવિતવ્યતાએ મને માનવાવાસનામે નગરના ભરતનામે પાડામાં સાંકેતપુરનામે નગરનેવિષે આનંદનામે વાણીઆને ઘેર ધનસુંદરી-

નામે સ્ત્રીની કુક્ષીનેવિષે પુત્રપણે ઉપજાવ્યો. તિહાં મારૂં નામ અમૃતોદર રાખ્યું. પછી હું અનુક્રમે યૌવનઅવસ્થા પામ્યો. વલી તિહાં સદાગમ મારી સન્મુખ આવ્યો. તેના વશ થકી સુદર્શનનામે સાધુપાસેથી હું નમસ્કારાદિક શ્રુત શીખ્યો. તે વારપછી કાંઈક દ્રવ્ય શ્રાવકપણું આરાંધીને ગુટિકાનો ક્ષય થયે થકે મરણ પામીને વિબુધાલયનામે નગરને વિષે દેવતા થયો.

હવે તે વિબુધાલય નગરનેવિષે ભુવનપતિ વ્યંતર જ્યોતિષી અને વૈમાનિક એ ચાર નિવાસનામે ચાર પાડા છે. તેમાં પહેલા ભુવનપતિનામે પાંડાના પ્રાણી દશ પ્રકારે, બીજા વ્યંતરનામે પાડાના પ્રાણી આઠ પ્રકારે, ત્રીજા જ્યોતિષિનામા પાડાના પ્રાણી પાંચ પ્રકારે અને ચોથા વૈમાનીકનામે પાડાના જીવ બે પ્રકારના છે. તેમાં હું પહેલા પાડામાં દોઢપલ્યોપમને આયુષે દેવતાપણે ઉપજ્યો. વલી તિહાંથી ચવીને માનવાવાસનાનામે નગરે બંધુદત્ત નામે વાણીઆને ઘેર પ્રિયદર્શનાનામે સ્ત્રીની કુક્ષીયે પુત્રપણે ઉપજ્યો. મારૂં નામ બંધુ પાડ્યું. યૌવનઅવસ્થા પામે થકે સુંદરનામા મુનિનીપાસેથી દ્રવ્ય સાધુપણું પામી તિહાંથી મરણ પામીને વ્યંતર દેવતાપણે ઉપજ્યો. એ રીતે અનંતા કાલસુધી અનંતા મનુષ્ય દેવતા તિર્યંચાદિકના ભવ કર્યા. તેમાં કિહાંક સદાગમપણું, કિહાંક દ્રવ્યશ્રાવકપણું, કિહાંક દ્રવ્યસાધુપણું અને તેણે કરી દેવ-

તાપણું મનુષ્યપણું પામ્યો. કિહાંક વલી કુતીર્થિં પાખંડાદિક મતોને સેવીને સંસારમાં ઘણા ભવ ભ્રમણ કર્યા.

એ રીતે આવવાજવાની પરંપરાયે કરી કાંઈક મારી ચિત્તવૃત્તિનામે અટવી નિર્મલ થઈ. તે વારપછી પોતાનો અવસર દેખી ચારિત્રધર્મનામે રાજા તથા સદ્બોધાદિકને પૂછીને, સમ્યક્તદર્શનનામે પ્રધાન, મારીપાસે આવવામાટે, સદ્બોધમંત્રીની વિદ્યાનામે કન્યાને સાથે લેઇ, સમય યોગ્યતા જાણીને હું જઈશ; એવો વિચાર કરીને રહ્યો.

એવામાં હું જનમંદિર પુરને વિષે આનંદ નંદનનો પુત્ર વૈરોચનનામે થયો. યૌવન અવસ્થામાં ધર્મઘોષ આચાર્યની દેશના સાંભલીને સદાગમનો પરિચય કર્યો. તેણે કરી જીવ અજીવાદિક તત્વને વીર્યોલ્લાસે કરી જાણ્યા. તેથી મને કર્મપરિણામ રાજાયે અપૂર્વ કરણનામે કુહાડો દીધો તે કુહાડેકરી કર્મની ગાંઠ ભેદીને સમ્યક્તદર્શનનામા પ્રધાનને જોયો. તેના દર્શનથી મને સમસ્ત સંસારમાં પૂર્વે કોઈ વાર પણ અનુભવ્યું હતું નહીં એવું સમ્યક્ત પ્રગટ્યું તેથી મેં કોઈક લોકોત્તર પ્રમોદે કરી શુદ્ધ દેવ શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મને સાક્ષાત ઓલખ્યા તેણે કરી મોહાદિક નાશી ગયા.

તેવારે મેં શ્રાવકધર્મ અંગીકાર કરીને શ્રાવકના કેટલાંક વ્રત ગ્રહણ કર્યાં. પૂર્વે ધનવાહનાદિકના ભવોમાં અકલંકા-

દિકને વચને કરી મેં સદાગમ અને શ્રાવકપણું ઇત્યાદિકની જે આરાધના કરી હતી તે તો શ્રદ્ધાશૂન્યપણે કરી હતી અને ઈહાંતો નિશ્ચયથી શ્રદ્ધાવંત હતો. એ રીતે તે ભવમાં સમ્યક્ત-નો મૂલરૂપ જે શ્રાવકધર્મ તેને આરાધીને તે ભવરૂપ ગોલીનો ક્ષય થવા થકી વલી બીજી ગોલી લઈને સૌધર્મનામા દેવલોકે મ્હોટી શુદ્ધિવંત દેવતા થયો. તિહાં જયજય નંદા જયજય ભદ્રા ઇત્યાદિક દેવીનાં વચન સાંભલીને જ્ઞાનોપયોગ દીધો તેથી વૈરો-ચનનો ભવ દેખીને સમ્યકદર્શન અને સદાગમ બેહુ પ્રગટયા.

ત્યારપછિ શાશ્વતા અરિહંતના બિંબોની પૂજા, જીનરાજ-ના કલ્યાણકોના ઉત્સવાદિક દ્રવ્યસ્તવ કરવા લાગ્યો. બે સા-ગરોપમ કાંઈક ઉણા દેવતા સંબંધી ભોગ ભોગવીને ગુટીકા ક્ષય થયે થકે તિંહાંથી ચવીને માનવાવાસનગરે મદનનામે પુરૂષની રેણાનામે સ્ત્રી તેનો કુંદલ નામે પુત્ર હું આહેર જા-તિમાં ઉપનો. પ્રકૃતિયે ભદ્રક તથા પાપથી ડરવું ઇત્યાદિક ગુણે સહિત થયો. વલી તિહાંથી ચવીને જ્યોતિષી દેવતા થયો. તેવારપછી સમ્યક અને સદાગમ એ બેહુએ મને તજ્યો અને મોહ તથા પરિગ્રહ એ બેહુયે વિંટિત થયો. વલી તિહાંથી ચવીને પંચેંદ્રિય પશુસંસ્થાન નગરે દેડકાપણું પામ્યો. વલી ભવિતવ્યતાએ ઘણાં કાલસુધી વિચિત્ર પ્રકારનાં રૂપ લેવ-રાવી વિટંબીત કર્યો.

એક દિવસે વલી માનવાવાસ નગરે ભવિતવ્યતાયે મુજને લાવીને કાંપિલપુરનો વસુબંધરાજા તેહની ધરાનામે રાણીની કુખે પુત્રપણે ઉપજાવ્યો. તિહાં વાસવ એવું મારૂં નામ દીધું. અનુક્રમે હું યૌવન અવસ્થા પામ્યો. પછી શાંતિસૂરિનામા આચાર્યની પાંસેથી વિધિયે સહિત ધર્મ સાંભલીને સમ્યક્ત તથા સદાગમ બેહુને પામ્યો. તિહાંથી વલી દેવતાપણું પામ્યો. દેવતાનું આયુક્ષય થયાથી વલી કાંચનપુર નગરે મનુષ્યપણું પામ્યો. તિહાં મોહ અને પરિગ્રહ વૃદ્ધિભાવ પામ્યા તથા સમ્યક્ત અને સદાગમ એ બેહુ દૂર ગયા. વલી હું ઘણા ભવસુધી સંસારમાં ભમ્યો તિહાં સમ્યક્દર્શન અને સદાગમ એ બેહુ મારીપાસે અસંખ્યાતિવાર આવી આવીને પાછા જયા અને કેવલ એકલો સદાગમ તો અનંતિ વાર આવીને પાછો ગયો. તે જ્યારે જ્યારે સમ્યક્ત અને સદાગમ આવે ત્યારે ત્યારે મોહાદિક દૂર થાય અને વલી પુણ્યોદય પણ પ્રગટ થાય તથા જ્યારે જ્યારે મોહાદિક બલવાન થાય ત્યારે ત્યારે સમ્યક્દર્શન તથા સદાગમ એ બેહુ દૂર થાય અને પુણ્યોદય પણ નાશ પામે. એ રીતે અનંતકાલ લગણ સંસારસંબંધી સુખ દુઃખ પ્રતે અનુભવિને એકદાસમે સોપારકપુરનેવિષે શાલિભદ્રની સ્ત્રી કનકપ્રભાની કુક્ષીનેવિષે હું બિભીષણનામે પુત્રપણે ઉપજ્યો. અનુક્રમે યૌવન અવસ્થા પામ્યો

તેવારે કોઈક આચાર્યનું વચન સાંભલીને સમ્યક્ત અને સદાગમ બેહુ પામી દ્રવ્યથકી સાધુભાવ પણ પામ્યો એટલામાં વલી મોહાદિક પ્રબલ થયા એટલે સમ્યક્દર્શન તો દૂર ગયો તેથી તીર્થંકરની નિંદાદિક મોટી આશાતનાઓ કરીને ફરી અનંતાભવ સંસારમાં ભમ્યો.

એ રીતે વિચિત્ર પ્રકારના ભવે કરી ગુહિર અને વિષમ એવો સંસારી જીવનો વૃતાંત સાંભલીને અગૃહીતસંકેતા ભલીરીતે લાંધ્યું છે પરમાર્થ માટે વિસ્મયવંત થઈ થકી, થંભાણા છે નેત્રો જેનાં એવી થઇ રહી. એ વખતે પ્રજ્ઞાવિશાલા વિચાર કરવા લાગી જે હાઇતિ ખેદ! એ ભવપ્રપંચ તે મહા બિહામણો છે. નિશ્ચય થકી દુઃખે જીતવા યોગ્ય એહવા એ મોહાદિકો છે કેમ કે નંદીવર્દ્ધનાદિકને ભવેતો સમ્યક્ત દીઠુંજ ન હતું માટે મોહાદિક અવશ્ય પીડા કરે, પણ એતો વિશેષ જે વૈરોચનાદિકના ભવમાં તો સમ્યક્ત પ્રાપ્ત થયું તોપણ એમ વિટંબના કરી તેમાટે એ મોહાદિકોની શક્તિ અચિંત્ય છે ઈત્યાદિક બિચારમાં બેઠી છે તેને સંસારી જીવ ફરી કહેછે જે હે માતાજી! શું આવીરીતે વિસ્મૃતિભાવ પામેછો, હવે આગલનો સંબંધ કહુંછું તે સાવધાન થઇને સાંભલો. તેવારે પ્રજ્ઞાવિશાલા બોલી જે હે પુત્ર! હું વિસ્મૃતીભાવ પામતી નથી, હુંતો એ સંસારના સ્વરૂપનું વિચારવું તેનેવિષે એકતાન થઈછું.

એમ સાંભલી ફરી સંસારી જીવ કહેછે સાંભલ હે ભદ્રે ! ત્યાર પછી હું ભદિલ પુરનેવિષે સ્ફટિકનામે રાજાનો વિમલાનંદનામે પુત્ર થયો. યૌવન અવસ્થામાં સુપ્રબુદ્ધનામા આચાર્યનાં વચને કરી સમ્યક્ત અને સદાગમને ઓલખી મેં શ્રાવકનો ધર્મ ગ્રહણ કર્યો ત્યાં શ્રાવકનો ધર્મ પાલીને ગોલીના પ્રયોગે કરી ત્રીજા દેવલોકે દેવતાપણે હું ઉપજયો ત્યાંપણ મુજને સમ્યક્ત અને સદાગમ બેહુ મલ્યા. શાશ્વતા જીનમંદિરની અર્ચાદિક દ્રવ્ય સ્તવપ્રતે આરાધી દેવતાસંબંધી સુખ અનુભવીને ત્યાંથી ચવીને મનુષ્યપણું પામ્યો. વલી ત્યાંપણ દેશવિરતિપણું પાલીને ચોથે દેવલોકે ગયો. એમ સમ્યક્ત અને સદાગમ તથા દેશવિરતિના પ્રભાવ થકી બારે દેવલોકનેવિષે દેવતાના સુખને અનુભવ્યા. તેવાંર પછી ભવિતવ્યતાયે તે ભવવેદવા યોગ્ય ગોલી દેઇને મુજને માનવાવાસનામે નગરનેવિષે પુણ્યોદયે કરી સહિત મોકલ્યો. એમ મોહની અને પરિગ્રહ તથા શ્રોતેંદ્રિયનો સંગ તજીને અને સમ્યગ્દર્શન એકાંત સુખનો દેવાવાલો જાણીને હે ભવ્યો તમે સદ્દર્શનને ભજો, સેવો.

ઇતિ ઉપમિતિ ભવપ્રપંચ કથાદ્વારનેવિષે મોહપરિગ્રહ શ્રોતેંદ્રિયાદિકના વિપાકવર્ણનરૂપ એ પાંચમો અધિકાર સંપૂર્ણ થયો.

---

હે કલ્યાણકારી! હે અગૃહીતસંકેતા! હવે આગલ મારૂં ચરિત્ર કહુંછું તે સાંભલ. સપ્રમોદનામા નગરનો મધુવારણનામે રાજા તેની સુશાલિનીનામે રાણીની કુખનેવિષે હું ગર્ભકાલ પૂર્ણ થયે પુણ્યોદય સહિત જન્મ્યો. મારા પિતાયે મારૂં ગુણધારણ એવું નામ દીધું. વલી તેહિજ નગરમાં વિશાલનામે મ્હારા પીતાનો મિત્ર રહેછે તેનો પુત્ર કુલંધર નામેછે તેનીસાથે બાલઅવસ્થાથીજ મને મિત્રતા થઈ. અનુક્રમે અમે બેહુ મિત્ર યૌવન અવસ્થાયે કલાચાર્યની પાસેથી સમસ્ત કલાઓ શીખ્યા.

એક દિવસે આલ્હાદમંદિરનામા ઉદ્યાને ક્રીડા કરવાને અર્થે અમે ગયા ત્યાં સ્વરૂપ અને સૌંદર્યવડે તિરસ્કાર કર્યોછે દેવાંગનાના સમુહના રૂપને જેણે એવી કોઈક સ્ત્રી સખીસહીત ચાલતી અમે દીઠી. તેના રૂપથી મ્હારૂં ચિત્ત હણાયું તેથી તરલિત દૃષ્ટીયે ફરીફરી તેના સન્મુખ જોઉં અને તેને પણ મારા ઉપર રાગ ઉપનો તેણે કરી તેપણ વારંવાર મારા મુખને વિકારસહિત નેત્રે જોતી થકી કટાક્ષ નાખતી હતી. ત્યારે કુલંધરે મને વિકારસહિત જાણીને મારા મુખ ઉપર દૃષ્ટી કરી તેથી હું લજ્જા પામ્યો થકો આકૃતિ ગોપવીને કુલંધરની સાથે ઘરે આવ્યો પણ મારૂં ચિત્ત તે સ્ત્રીનેવિષે ચોટલું તેણે કરી અનેક વિકલ્પે આકુલ થકો કિહાં પણ મને

શાતા ઉપજી નહીં એમ કષ્ટે કરી તે રાત્ર મને યુગરૂપ થઇ વિતી.

પ્રભાતે મેં કુલંધરને કહ્યું કે હે મિત્ર! હમણા હું વનમાં જાઉંછું. તે સાંભલી વિસ્મિત થકા કુલંધર બોલ્યો જે હું તારૂં કુચેષ્ટિતપણું જાણુંછું. તેવારે મેંપણ મારા મનનો ભાવ કહ્યો જે હે મિત્ર! જો તે સ્ત્રી પરણેલી હશે તો તે પરસ્ત્રી એડ સરખી અનર્થની ખાણ તેને તો હું સ્વપ્નમાં પણ ઇછું નહીં અને જો કુમારિકા હશે તો શેંકડો ગમે ઉપાય કરીને પણ હું તેને પરણીશ માટે તિહાં જઈ નિર્ણય કરિયે. પછી અમે બન્ને ઉદ્યાનમાં ગયા તિહાં ચારે દિશાયે જોયું પણ તે સ્ત્રીને દીઠી નહીં તેથી હું ઘણો દુઃખે પીડિત થયો. કુલંધર પણ ચિંતાતુર થયો. પછી અમે બેહુજણા એક વૃક્ષ નીચે જઇને બેઠા.

એટલામાં એક સ્ત્રી તિહાં આવી, આશીસ આપી કુલંધરને એકાંતે તેડીને કહેવા લાગી જે હે સુભગ! વૈતાઢ્ય પર્વત ઉપર ગંધસમિદ્ધનામે નગરનો સ્વામી કનકોદરનામે રાજા વિદ્યાધરોનો ચક્રવર્ત્તિ તેહની હું કામલતાનામે સ્ત્રી છું અમને અનેક ઉપાય કર્યેથકે સમસ્ત કલાવિલાસના ઘરસરિખી એક મદનમંજરીનામે પુત્રી થઇછે.

એક દિવસે તે કુમરીને ઉત્કૃષ્ટ યોવન અવસ્થામાં દેખીને તેના રૂપ સરિખો વર પામવાની ચિંતાયે પીડિત થઈ,

કિહાં પણ યોગ્ય ભર્ત્તારને ન દેખવાથી, રાજાયે સ્વયંવર મંપડ કરી સર્વ વિદ્યાધરોના રાજાને એકઠા કર્યા. તે સર્વ રાજાઓને જુદા જુદા જોતાંથકા કોઈ પણ રાજા તે કુમરીના ચિત્તમાં આકર્ષ થયો નહીં. તેથી તે કુમરી ક્ષીણ થઈ થકી પુરુષદ્વેષિણી થઇ. સર્વ રાજાઓ પણ અહો ઇતિ આશ્ચર્ય ! અમને સર્વને એણે અવગણ્યા એમ દ્વેષ ધરંતાથકા જેમ આવ્યા તેમ પાછા પોતપોતાને ઘેર જતા રહ્યા. તેવારે કનકોદરરાજા તો વજરે કરી હણાયેલા પુરુષનીપરે વિલખો થયો. તેમજ મને પણ ઉત્કૃષ્ટ દુઃખ ઉપનું તેથી હું રોવા લાગી .તેવારે કુમરીની વલ્લભ સખી લવલિકાનામે હતિ તે આવીને અમને કહેવા લાગી જે શાવાસ્તે એટલો બધો ખેદ કરછો, હું પોતેજ એ કુમરીના મનનો અભિપ્રાય ગ્રહણ કરીશ ઇત્યાદિક વચને મારી આશ્વાસના કરી.

હવે તેજ દિવસની રાત્રીને વિષે રાજાયે સ્વપ્ન દીઠું. તેમાં બે પુરુષ અને બે સ્ત્રીઓ મલી ચારેજણે આવી રાજાને કહ્યું કે હે રાજન ! અમે ચાર જણે ભેળા થઇને માહાભાગ્યના નિધાન સરિખી એવી જે તારી પુત્રી મદનમંજરી છે તેનો વર નિરધાર્યો છે. માટે તમારે કાંઈ આ પુત્રીના વરનિ સોચના કરવી નહીં. એવું સ્વપ્ન દેખવાથી રાજા કાંઈક સ્વસ્થતા પામ્યો. હવે એક દિવસે લવલિકાનામે સખિયે મદનમંજરીને

પૂછ્યું જે હે સખી! જો કોઈ પણ પુરૂષ તુંજને રુચતો નથી તો તારો શો અભિપ્રાય છે? તેવારે કુમરી બોલી જે જેની સાથે મહારૂં મન સ્નેહપામે એવો કોઈ શ્રેષ્ઠ પુરુષ હું દેખતી નથી. તેવો પુરૂષ જેવારે હું જોઈશ તેવારે તેને પરણીશ એમ સાંભળી લવલિકાયે મને આવીને કહ્યું. મેં વલી રાજાને કહ્યું તેવારે રાજાયેં કહ્યું એમજ થાઓ કુમરી પોતેજ વરને જોઇ લેશે.

તેવાર પછી પિતાના આદેશથી મદનમંજરી લવલિકા સખીને સાથે લઈ, વિદ્યાબલેકરી આકાશ માર્ગે ચાલતી અનેક નગરોને જોતીથકી ગઈ કાલે આ ઉદ્યાનમાં આવી હતી. તેવારે તારો મિત્ર એ કુમર પ્રતે દેખીને એને તત્કાલ સ્નેહનું ઉચ્ચતાપણું પ્રગટ્યું તથા મલવાંની ઉત્કંઠા વૃદ્ધિ-ભાવને પામી. વલી કામદેવે પીડિત કર્યું છે હૃદય જેનું એવી થકી ઘરપ્રતે આવી. તેવાર પછી લવલિકા સખીના મુ-ખથી તે વાત જાણીને હર્ષ પામતીથકી મેં રાજાને જઈ કહ્યું રાજા પણ તે સાંભલીને હર્ષવંત થયો. તેવાર પછી કુમરીને આશ્વાસના આપીને હું તમારી શોધ કરવાને અર્થે અહીંઆં આવી છું માટે એ કુમરને એ મારી પુત્રીનું પાણીગ્રહણ કરાવો.

એવાં તેના વચન સાંભલીને કુલંધરે આવી મને કહ્યું મેં

પણ તેનાં વચન અંગીકાર કર્યાં તેવારે કામલતા હર્ષવંત થઇને પોતાને સ્થાનકે ગઈ. પછી અમે બન્નેજણ પણ પ્રીતિવંત મનવાલા થયા થકા ઘેર આવ્યા. હવે બીજે દિવસે અમે બેહુજણ ઉદ્યાને ગયા તે સમયે ત્યાં રત્નાદિક લક્ષ્મીએ પુરિત વૈમાનમાં બેસીને મદનમંજરીના વિવાહની સામગ્રી લઈને કામલતાદિક કુટુંબી પુરૂષોએ સહિત કનકોદરનામે વિદ્યાધરનો સ્વામી આવ્યો. અને પૂર્વે અવગણના કરેલા વિદ્યાધરોથી ઇહાં વિવાહકાર્યને વિષે કોઈ વિઘ્ન મ.થાઓ એવી આશંકા કરીને તુરત તુરત વિવાહનો આરંભ કરી મને મદનમંજરી સાથે પાણીગ્રહણ કરાવ્યું અને ઘણો રત્નાદિક દ્રવ્યનો દાયજો પણ આપ્યો.

એટલામાં ક્ષણેકવારમાં પૂર્વે અપમાન પામેલા એવા ઘણાક વિદ્યાધરોના રાજાઓ ત્યાં યુદ્ધને અર્થે આવ્યા. પણ મારા પુણ્યોદયના અનુભાવથી સર્વ મને દેખીને કહેવા લાગ્યા જે એ કન્યાનેએ રાજહંસયોગ્ય છે. એવી યુક્તિસહિત ક્રોધ નિવારીને મને તથા કનકોદરને આશ્વાસના દેઇને છાના રહ્યા. પછી એ સર્વ વૃત્તાંત જાણીને મધુવારણનામે રાજા જે મારો પિતા તેપણ સૈન્ય સહિત ત્યાં આવ્યો. સર્વ કુટુંબ હર્ષવંત થયું. પછી તે કનકોદરાદિક રાજાઓ પણ મારા પિતાને તથા મને જણાવી રજા લઇને પોતપોતાને સ્થાનકે ગયા. અમેપણ

મ્હોટે મહોત્સવે કરી પોતાના નગરમાં આવ્યા. ત્યારપછી હું મદનમંજરી સાથે મનગમતા દેવતા સંબંધી ભોગ ભોગવતો થકો વિચરવા લાગ્યો.

એક દિવસે મારા મિત્ર કુલંધરને સ્વપ્નમાં ત્રણ પુરૂષ અને બે સ્ત્રીઓ આવીને કહેછે કે અહો કુલંધર! ગુણધર કુમાર જે વિચિત્ર પ્રકારનાં સુખ ભોગવેછે તે સર્વ અમારી પાંચે જણની અનુકૂલતાના અનુભાવ થકી ભોગવેછે. એવો સ્વપ્નનો ભાવાર્થ મને કુલંધરે કહ્યો તેવારે મેં વિચાર્યું જે અહો ઇતિ આશ્ચર્ય! પૂર્વે કનકોદર રાજાએ ચાર મનુષ્યો દીઠા અને હમણા તો કુલંધરે પાંચ દીઠા માટે એમાં શું વિભેદ છે. એવા સંદેહવંત થકો કુલંધર અને મદનમંજરીએ યુક્ત હું ક્રીડા કરવાને અર્થે આલ્હાદ મંદિર નામના ઉદ્યાને ગયો. તે વખતે ત્યાં એક કંદનામે મહા ઋષિ દીઠા. તેને નમસ્કાર કરીને પરિવાર સહિત હું ધર્મ સાંભલવાને અર્થે તે મુનિરાજપાસે બેઠો. તેવારે મુનિરાજે પણ ધર્મ દેશના દીધી. તે સાંભલવાથી સમ્યક્ત અને સદાગમ એ બેહુ મારી પાસે આવ્યા. તેથી મારી ચિત્તવૃત્તિનામે અટવી નિર્મલ થઈ અને મોહાદિકો સર્વ ક્ષોભ પામ્યા. ત્યાર પછી ચારિત્રધર્મ રાજાએ સદ્બોધનામે પ્રધાનને કહ્યું કે વિદ્યાનામે કન્યાને લઈ તમે હમણા ભવજંતુપાસે જાઓ. એવું સાંભલી સદ્બોધે કહ્યું જે હે સ્વામિ! હમણા એ ભવજંતુ-

नीपासे पुण्योदय अने शातानो उदय छे तेमाटे कालविलंब करवो योग्य छे. तेटलासुधीमां गृहस्थधर्म अने तेनी गुणरक्तानामे स्त्री ए बेहु स्त्री भर्त्तारने ए भवजंतुपासे मोकलीए.

एवा प्रधानना वचन सांभलीने राजाए ते स्त्रीभर्तारने आदेश आप्यो. तेवारे गृहस्थधर्मनामे पुरुष पोताना परिवारभूत बार मनुष्येसहित मारीपासे आव्यो. ते अवसरे कंदमुनिना मुखथी सम्यक्त छे मूल जेनुं एवा बार व्रतरूप श्रावकना धर्मने में अंगीकार कर्यो अने मदनमंजरी तथा कुलंधर पण सम्यक्त पाम्या.

पछी में मुनिराजने स्वप्ननो भावार्थ पुछ्यो. ते वारे कंदमुनि कहेवा लाग्या जे हे राजन्! ए स्वप्ननो अर्थ गंभीर छे. माटे निर्मलाचार्यनामे केवली मारा गुरु छे तेमने पूछीने हुं कहीश.. अथवा तो जगतने उपकारना करनार केवली पण निश्चे विहार करता इहांज आवशे. एवुं सांभली परिवारसहित हुं मारे घेर आव्यो. कंदमुनि पण विहार करी गया.

हवे मने राज्ये स्थापीने मारा पिता मधुवारणनामे राजा परलोके पहोच्या. त्यार पछी हुं उत्कृष्टी राज्यलक्ष्मीने भोगवतो हतो पण सम्यकत अने सदागमना सद्भाव थकी शुद्धधर्म रूडीविधिए पाळतो. एम केटलाक दिवस वित्यापछी एक दिवसे अनेकसाधु सहित श्रीनिर्मलाचार्य केवलीनग-

રના ઉદ્યાને સમોસર્યા. તેવારે કલ્યાણુનામે ઉદ્યાનપાલકે આચાર્યનું આગમન કહે થકે મેં હર્ષવંત થઇને તેને લાખ સોનામોરનું દાન આપ્યું. પછી હું મહોટી ઋદ્ધિએ સહિત વાંદવાને અર્થે ગયો. પાંચ અભિગમ પૂર્વક ત્રણ પ્રદક્ષિણા કરી ગુરૂને વાંદ્યા પછી યથાયોગ્ય સ્થાનકે સર્વ સભાલોક બેઠા. તેવારે સુવર્ણકમલે બેઠા એવા શ્રી નિર્મલાચાર્યનામે કેવલીએ દેશના આપવાનો પ્રારંભ કર્યો.

હે ભવ્યો ! તમે સાંભલો—આ ભવચક્રનામે નગરમાં જીવમાત્રને ધર્મવિના બીજા કોઈનું શરણ નથી. કેમકે જ્યાં જન્મ છે ત્યાં નિશ્ચે મરણ પણ છે. વલી જ્યાં સંયોગ ત્યાં વિયોગપણ નિશ્ચે હોય તથા જ્યાં સંપદા ત્યાં વિપદા પણ હોય અને જ્યાં ભોગ હોય ત્યાં અવશ્ય રોગપણ થાય તથા જે યૌવન અવસ્થા છે તે જરાએ હણાયલીજ હોય. વલી હર્ષ પણ શોકે સહિત હોય એટલે જ્યાં હર્ષ થાય, ત્યાં શોક પણ અવશ્ય આવે. એમ જગતમાં પ્રાણીમાત્ર જેને જેને સુખના કારણપણે માનેછે તેજ સર્વ પરમાર્થે જોતાં દુઃખના કારણ છે. તે માટે આ સંસાર સુખથી ઉપરાંઠો જાણવો. તેમાં પોતાના આત્મસ્વભાવના સુખે હર્ષવંત અને સંસારથી પરાઙ્મુખ થયલા પરમાત્મા તથા ઉપશમાદિકે યુક્ત દેહ ધારી સાધુનેજ તત્વથી સુખી કહીએ. તે સુખ પ્રાપ્તિનું કારણ તો ચારિત્ર-

ધર્મનામે રાજા છે. માટે હિતના અર્થી પુરૂષે સંસારથકી પરાઙ્મુખ થઈ તેનુંજ શરણ કરવું.

ઇત્યાદિક ધર્મદેશના સાંભલીને અમૃતે સિંચ્યાનીપરે હું પ્રીતિવંત થયો. પછી દેશના પૂરી થયાથી મેં સ્વપ્નના અર્થ ગુરુને પૂછ્યા. તેવારે આચાર્ય બોલ્યા હે સુજન્! એ સ્વપ્નનો ઘણો વૃત્તાંત છે. માટે એ સ્વપ્નનું મૂલ હું કહું છું તે એક ચિત્તે સાંભલ. હુંપણ તેવીજ રીતે સાંભળવા બેઠો.

પછી ગુરુએ અસંવ્યવહારનામે નગરથી માંડીને મારૂં મૂલથી વિસ્તારેસહિત પૂર્વભવનું ચરિત્ર કહ્યું. સાંભલ હે રાજન્! તારી ચિત્તવૃત્તિનામે અટવીમાં અનેક નગરે યુક્ત મોટું અંતરંગ રાજ્ય છે. પણ તે રાજ્ય તો બલવાન જે મહામોહનામે લુટનાર લોકોનો સ્વામી, તેણે તુજને તથા તારા હિતવાંછુ જે ચારિત્રધર્માદિકો તેને પરાભવીને પ્રકર્ષપણે પોતે ગ્રહણ કર્યું હતું. તેવારે કર્મપરિણામનામે રાજા પણ તારા ઉપર પ્રતિકૂલ હતો અને હમણા તો તારા ઉપર અનુકૂલ છે. તેમજ કાલપરિણતિનામે તેની રાણી તથા સ્વભાવનામે પ્રધાન તથા ભવિતવ્યતાનામે અનાદિ કાલની જે તારી સ્ત્રી તે ચારે તારાઉપર અનુકૂલપણું ધરેછે. પૂર્વે પણ એજ ચાર જણની સાથે તું મલ્યો તેવારે તુજને પુણ્યોદય ભલાવીને સુખી કર્યો હતો. વલી જે દિવસથી તું સદાગમાદિક

સાથે મલ્યો ત્યાંથી માંડીને તો એ ચારે જણ તારા ઉપર વિશેષથી અનુકૂલ થયા છે. માટેજ તેમણે પૂર્વભવને વિષે તુજને સ્વર્ગનાં સુખ દીધાં. વલી આ ભવમાં કનકોદરને સ્વપ્ને આવી તારીપાસે મદનમંજરીને મુકી. વલી પુણ્યોદય પણ શુભ કાર્યનેવિષે કારણતા ધરેછે તેમાટે તેને પણ પ્રગટ કરવાને અર્થે કર્મપરિણામાદિકે કુલંધરને સ્વપ્નમાંહિ પાંચ મનુષ્ય દેખાડ્યા.

નંદીવર્દ્ધનના ભવમાં કનકમંજરીની પ્રાપ્તિ, તેમજ રિપુદારણના ભવમાં નરસુંદરીની પ્રાપ્તિ, વલી વામદેવનાં ભવમાં વિમલમિત્રની પ્રાપ્તિ, અને ધનશેખરના ભવમાં રત્નાદિકનું ઉપાર્જન તથા હરિકુમર સાથે મિત્રતાપણું વલી ધનવાહનના ભવમાં અકલંકની સાથે મિત્રતા અને આજન્મમાં મદનમંજરીનો સમાગમ તથા સંગ્રામનેવિષે જોપણ વિદ્યાધરો પરાક્રમી હતા તોપણ જેના પ્રભાવથકી સુંદર નમ્રતાવંત થયા તથા એ શીવાય બીજાંપણ અંતરે અંતરે જે જે સુખનાં કારણો થયાં ત્યાં સર્વત્ર પુણ્યોદયજ કારણભૂત હતો. પણ તેંતો વિવેક વિકલપણેકરી પુણ્યોદયને વિસારીને હિંસા તથા વૈશ્વાનર–ક્રોધ મૃષાવાદ માન માયા ચોરી લોભ મૈથુન મોહ પરિગ્રહાદિક મહાઅનર્થના કરનાર તેનેજ તેના કારણપણે માન્યા.

હવે સાંભલ હે ભદ્રે! હે અગૃહીતસંકેતા! વલી એવામાં

મેં પૂછ્યું જે હે ભગવાન! જો પ્રથમ પણ એ પુણ્યોદય મ-
હારા સન્મુખ હતો તો શાવાસ્તે વિચિત્ર પ્રકારની વિટંબના
મને ઉપની? એમ પુછવાથી આચાર્યે કહ્યું જે હે રાજન્! જોકે
ચિત્તવૃત્તિનામે અટવીનો સ્વામી તું જ છે તોપણ ત્યાં
એક મોહ રાજાનું સૈન્ય અને બીજું ચારિત્રધર્મરાજાનું સૈન્ય
એ બેહુ અનાદિ કાલના માંહોમાંહે વૈરભાવે રહે છે.
ત્યાં વલી કર્મપરિણામ રાજા ડમરૂકમણિ ન્યાયે બેહુ પક્ષમાંહે
વર્ત્તે છે તે જેવારે જે પક્ષ બલવંત દેખે તે વારે તે પક્ષનો આ-
શ્રય કરે છે. તે કર્મપરિણામ રાજાના વલી એક પુણ્યોદય અને
બીજો પાપોદય એ બે પ્રધાન છે. તેમાં પાપોદય તારી સાથે
ઉત્કૃષ્ટ વૈરભાવ વહે છે અને પુણ્યોદય તો તારા હિતનો ક-
રનાર છે. તેમાં પાપોદય તો અસંવ્યવહાર નગરથી માંડીને
તારી પાસેજ હતો પણ જ્યારે જ્યારે તારા મોહાદિક
વૈરીની પ્રબલતા થતી હતી ત્યારે ત્યારે તે પણ તુજને અશ-
રણ દેખીને વિટંબના કરતો હતો. વલી પુણ્યોદય તો જ્યારે
જ્યારે મોહાદિકોનું શિથિલપણું અને ચારિત્રધર્માદિકનું પ્ર-
બલતાપણું દેખે ત્યારે ત્યારે ઉલ્લાસ પામ્યો થકો તારીપાસે
રહે અને તારૂં ભલું કરે. અને પાપોદયે વિલખો થકો રહે
પણ અસંવ્યવહાર નગરથી માંડીને પાપોદય અનાદિનો તારે
સાથેજ છે માટે તેનું રૂપ ન દેખાડ્યું અને પુણ્યોદય

ક્યારેક પ્રગટ થાય છે માટે ભવિતવ્યતાએ તેને દેખાડ્યો. તથા નંદિવર્દ્ધનાદિકના ભવમાં પણ ભવિતવ્યતા નિત્ય સહચારી હતી માટે તુજને પાપનો ઉદય તો દેખાડ્યો નહીં પણ કદાચિત્ ભવિતવ્યતાએ પુણ્યોદયની અવગણના કરી જેથી તારા હિતના કરનાર જે ચારિત્ર ધર્માદિક તે તારાથી દૂર થયા અને મોહ રાજાએ તારી ચિત્તવૃત્તિનામે અટવીનું રાજ લઇ લીધું- ઇત્યાદિક સર્વ જે માઠા વિલાસ થયા તે સર્વ પાપોદયનુંજ ફલ જાણજે.

વલી મેં પૂછ્યું હે સ્વામિ! હમણા એ માઠા આત્માનો ધણી પાપોદય મહારાથી દૂર શીરીતે ગયો? તેવારે આ-ચાર્ય બોલ્યા–હે રાજન્! એ પાપોદય પોતાને સ્વાધીન નથી, પરાધીન છે. એ તો ૧ કર્મપરિણામ ૨ કાલપરિ-ણતિ ૩ સ્વભાવ તથા ૪ ભવિતવ્યતા એ ચારને વશ છે. વલી હમણા તે ચારેયે તારા ઉપર સુપ્રસન્ન થઈ પુણ્યોદયને તારીપાસે મુકીને પાપોદયને દૂર કીધો છે.

વલી નંદિવર્દ્ધનાદિકના ભવમાં વિચક્ષણાચાર્યાદિકની-સાથે જે સદાગમાદિક હતા તેને તેં ઓલખ્યા નહીં તેપણ એ ચારનાજ પ્રતિકૂલપણાથી અને પાપોદયનું સાનિધ્યપણું હતું તેથી જાણવું. તથા હમણા જે સદાગમાદિકસાથે તારો પરિચય થયો તે પણ એ ચારનીજ અનુકૂલતાથી અને પુ-

ણ્યોદયના સાનિધ્યપણાથી થયું છે એમજાણવું. માટે હે રાજા! જે જે કાંઈ શુભકાર્ય નીપજે તે સર્વ એહિજ ચાર અથવા પાંચમા પુણ્યોદયની અનુકૂલતાથી નીપજે તથા એનીજ પ્રતિકૂલતાથી અશુભ નીપજે.

એવું સાંભલીને ફરી મેં પૂછ્યું હે સ્વામિ! જો તમે એ રીતે શુભ અશુભ કાર્યમાં કર્મપરિણામાદિકનેજ કારણપણે કહો છો તેવારે હું તો કાંઇ પણ કરનાર ન થયો. તો એમાં કાંઇ પણ મ્હારી અપેક્ષા છે કિંવા નથી? ફરી આચાર્ય બોલ્યા હે રાજન્! સર્વ કાર્યને વિષે તુંહિજ મુખ્ય પ્રધાન તો છો કેમકે તે કર્મપરિણામાદિકો પણ તારી યોગ્યતાના વશ થકી કામ કરે છે. તે માટે સર્વ શુભાશુભકાર્યનો કરનાર તો ભવજંતુજ છે. એવું અમે કહિયે છીએ. ફરી મેં પૂછ્યું હે સ્વામિ! એટલાજ કારણ છે કે કાંઈ બીજા પણ કારણ છે?

તેવારે ગુરુ બોલ્યા—જેમ કર્મપરિણામાદિક ચાર છે તેમ પાંચમો ભવજંતુ પોતે મળી પાંચ કારણ છે. તથા બીજું પણ એક ઉત્કૃષ્ટ કારણ છે તે સાંભળ. મોક્ષ નગરે અનંતજ્ઞાનાદિકે યુક્ત પરમ ઐશ્વર્યતાભાવે કરી શોભિત એવો સુસ્થિતનામે રાજા ચક્રવર્ત્તી છે. તેના અનેક રૂપ છે. પણ તે એક રૂપપણે ગવાય છે. તેમજ બુદ્ધ વિષ્ણુ

મહેશ્વર નિઃકલંક જિન બ્રહ્માદિક વિચિત્ર પ્રંકારનાં નામે પણ તેનેજ બોલાવીએ છીએ.

જો કે એ વીતરાગ છે માટે પોતે કિહાં પણ રાગ કરતા નથી તેમજ દ્વેષ પણ કરતા નથી તો પણ પોતે ભવજંતુને એવી રીતે આજ્ઞા આંપે છે કે અહો ભવ્યો! તમે ચિત્તવૃત્તિ-નામે અટવીમાં હેય વસ્તુ તજીને ઉપાદેય વસ્તુને અંગીકાર કરી ગોક્ષીરપરે ઉજ્વલતા કરો. તેમજ મોહાદિક શત્રુનો સમાગમ મુકીને આત્માના હિતકારક જે ચારિત્ર ધર્માદિક તેની સેવા કરો. ઇત્યાદિ હેય અને ઉપાદેયે કરી પ્રગટ એવી જે આજ્ઞા તેજ સર્વ પ્રાણીને સમસ્ત સુખ દુઃખમાં કારણભૂત થાયછે. કેમકે તે પ્રભુની આજ્ઞા આરાધવાથી સર્વ સુખને કરનાર થાયછે અને તેની આજ્ઞા વિરાધીથકી દુઃખની કરનાર થાયછે. આજ્ઞા આરાધી થકી મોક્ષને અર્થે થાયછે અને વિરાધી થકી ભવને અર્થે થાયછે. માટે દ્વાદશાંગી લક્ષણ-રૂપ આજ્ઞાનો જે કોઈ પ્રાણી અક્ષરમાત્રંપણ વિરોધં કરેછે તે અનંતાકાલસુધી ભવભ્રમણ કરેછે.

હે રાજન્! તેંપણ પૂર્વે એ દ્વાદશાંગીની આજ્ઞા વિરાધી છે તેના વશ થકી ધણા કષ્ટ અનુભવ્યાં છે પણ હમણાતો તું તેની આરાધનાને 'અભિમુખછો તેથી તુજને' એટલો સુખનો લેશ થયોછે. એ રીતે આજ્ઞાનું સ્વરૂપ સાંભલી સંદેહરહિત થઈ

વલી મેં પૂછ્યું હે ભગવન્! જો હજીપણ તમે મને સુખનો લેશ કહોછો તો શું એ થકી પણ વધારે સુખ જગતમાં કોઈ હશે? તેવારે કેવલી બોલ્યા હે રાજન્! સંસારમાં કોઈપણ સ્થાનકે તેવું સુખ નથી. તેં મનુષ્ય દેવતાદિકના ભવમાં જે સુખ અનુભવ્યા તે સર્વેને ભેળા કરિયે તોપણ સદાગમની આજ્ઞાથી ઉપન્યું જે સુખ તેને અનંતમે ભાગે પણ એ તારૂં સુખ થાય નહીં; પણ તે સુખ તો જ્યારે તું ક્ષાંત્યાદિક દશ કન્યાઓ પરણીશ તેવારે મારા કહ્યાવિના પોતેજ જાણી લઇશ.

એવામાં કંદનામે મુનિએ કહ્યું—હે ભગવન્! તે દશ કન્યાનાં નામ શું છે? તે કહો. તેવારે આચાર્ય કહેછે—ચિત્તસૌંદર્યનામે, નગરે શુભપરિણામનામે રાજા તેની નિઃપ્રકંપતા તથા ચારુતાનામે બે રાણી છે તેની અનુક્રમે એક ક્ષમા અને બીજી દયાનામે બે કન્યાઓ છે. તેમજ વલી ઉજ્વલમાનસનામે નગરે શુદ્ધાભિપ્રાયનામે રાજા તેની એક સ્થિરતા બીજી ધૈર્યતાનામે બે સ્ત્રીઓની અનુક્રમે એક નમ્રતા બીજી સત્યતાનામે બે કન્યાઓ છે. તેમજ નિર્મલચિત્તનામા નગરે શ્રેષ્ટાભિપ્રાય નામે રાજા તેની એક શુદ્ધતા બીજી પાપભીરુતા એ બે સ્ત્રીઓ છે. તેની અનુક્રમે એક સરલતા બીજી અચૌ-

ચૈતાનામે બે કન્યાઓ છે. તેમજ શુક્લચિંત્તનગરે સદાશય-નામે રાજા તેની એક વરેણ્યતા બીજી પ્રાધાન્યતાનામે બે સ્ત્રીઓ તેની અનુક્રમે એક બ્રહ્મરતિ બીજી મુક્તિ એવેનામે બે કન્યાઓ છે. તેમજ સમ્યક્તનામે પ્રધાનની સુદૃષ્ટિનામે સ્ત્રી તેની વિધ્રનામે પુત્રી તથા ચારિત્રધર્મ રાજાની વિરતિ-નામે રાણી તેની નિરીહતાંનામે પુત્રી છે. આ પ્રમાણે દશ કન્યાનાં નામ જાણવા.

વલી કંદ મુનિએ પુછયું જે—હે ભગવાન! એ તમારી કહેલી દશે કન્યાઓને એ ગુણધારણંનામે રાજા ક્યારે પરણશે? ત્યારે આચાર્ય કહે છે—હે મુનિ! જ્યારે કર્મપરિણામનામે રાજા, કાલપરિણતિનામે પોતાની સ્ત્રી તથા સ્વભાવનામે પ્રધાનની સાથે વિચાર કરી ભવિતવ્યતાની અનુજ્ઞાને ગ્રહણ કરી પુણ્યોદયને આગલ કરી દશે કન્યાના માતાપિતાને અ-નુકૂલ કરી તે કન્યા આપશે તેવારે નિશ્ચે પોતાની યોગ્યતાને આશ્રયીને એ રાજા તે કન્યાઓને પરણશે. માટે જો એ સદ્ગુરુ સમિપે રહી ગુણના અભ્યાસે કરી પોતાની યોગ્યતાને ઉપજાવે તો કમપરિણામ રાજા પણ સર્વસામગ્રી મેલવી એ દશે કન્યાંઓ આપે. એવું સાંભલી કંદમુનિ બોલ્યા જે—હે સ્વામિ! તમારા પસાયથીજ એ રાજા યોગ્યતા પામશે. તેમાટે કૃપાકરીને જેમ એ રાજા તે કન્યા પરણવાને યોગ્ય થાય તેવો ઉપાય કહો.

હવે સાંભલ હે ભદ્રે! હે અગૃહીતસંકતા! શ્રીનિર્મલાચાર્ય તેનો ઉપાય કહે છે તે હું એકાગ્રચિતે સાંભલું છું.

જે પુરુષ સમસ્ત પ્રાણીનેવિષે મૈત્રીપણું વિચારે અને બીજાના કરેલા પરાભવ સહન કરે, ઉપસર્ગ સહેતો થકો પણ એમ વિચારે જે એ મારા કર્મની નિર્જરા કરવામાં મને સહાય કરે છે. પરોપકાર ચિન્તવે, પરને પરાભવ કર્યા હોય તે નિન્દે, મનને સ્થિરતાપણે કરીને મૈત્રીભાવને ધરે તે પુરુષને ક્ષમારૂપી સ્ત્રી પોતાની મેલેજ વાંછાવંત થઇને પરણે.

વલી જે પુરુષ પરને સંતાપ કરતા નથી તથા પરોપકાર કરે છે, જેવો પોતાનો આત્મા તેની પરે સર્વ જીવોપ્રતે દેખે છે, પરને દુઃખી દેખીને પોતે દુઃખવંત થાય છે, અને સમતા આદરે છે તે પુરુષ દયાનામે સ્ત્રી પરણવાને યોગ્ય થાય છે. તો તેને પોતાની મેલે દયા સ્ત્રી આવીને પરણે છે.

વળી જે પુરુષ જાતિમદઆદિ દેઇને આઠમદ વર્જિતપણું આદરે તથા વિનીતપણું અને માખણનીપરે ચિતસુકુમાલતાપણું ધારણ કરે તે ઈત્યાદિ ઉપાયે કરી નમ્રતાસ્ત્રીને પરણે.

જે પુરુષ પરના મર્મ પ્રકાશવાને તથા પરની નિન્દા કરવાને શૂન્ય ચિત્ત રાખે, કઠોરવચનબોલવાનું વર્જે તથા પારકામર્મ પ્રકાશવા અને વાંકું બોલવું ઈત્યાદિકને વર્જે અને પરને

હિતકારી વચન પણ પ્રમાણોપેત અને યથાર્થ કહે. ઈત્યાદિક પ્રકારે સત્યતાસ્ત્રી પરણવાનો ઉપાય જાણવો.

તથા જે પુરુષ અકુટિલતાપણું આદરે અને પરને ઠગવાનું વર્જે. ચિત્ત નિર્મલ રાખે ને સરલસ્વભાવ આદરે તે પુરુષ સરલતાનામે સ્ત્રીને પરણે.

તેમજ પરને પીડા કરે નહીં, બીકણપણું વર્જે, પરદ્રોહ ન કરે, પરદ્રવ્યમાં વાંછા ન કરે તથા ચોરીના માઠા વિપાક ચિન્તવી માઠી ગતિમાં પડવાથી ભય પામીને ચોરી ન કરે ઈત્યાદિક અચૌર્યતા સ્ત્રીને પરણવાના ઉપાય જાણવાં.

તથા બાહ્ય અને અભ્યંતર પરિગ્રહથી આત્માને જૂદો ચિંતવે. અર્થ કામથી ઓસરે. પોતાના આત્માનો સ્વભાવ અને પરપુદ્ગલાદિકનો ભાવ એ બેઉના ભેદ જાણીને પરપુદ્ગલાદિકના ભાવનું છાંડવું કરે એ રીતે મુક્તિનામે સ્ત્રીની પ્રાપ્તિનો ઉપાય જાણવો.

તેમજ જે પુરુષ સર્વ સ્ત્રીઓને માતાસમાન જાણે. સ્ત્રી પશુ પંડગાદિક યુક્તસ્થાનમાં વસે નહીં. સ્ત્રીનીસાથે આલાપ સંલાપ કરે નહીં. તથા સ્ત્રીના મુખ નયન સ્તન સાથલ નિતંબાદિક અવયવોને ન જુએ. પૂર્વકાલે કરેલા સ્ત્રીઓસાથેના સુખવિલાસનું સ્મરણ ન કરે. રસસહિત આહાર ન કરે,

ઘણો આહાર ન કરે. તથા શરીરની શોભા ન કરે. ઈત્યાદિક ગુણેસહિત જે હોય તે પુરુષને બ્રહ્મચર્યનામે જે સ્ત્રી તે પોતેજ વરે.

તથા શરીરધન વિષયાદિકોને અનિત્યતાપણે અને અશુચીપણે ચિંતવે. તથા પોતાનું એકત્વપણું ચિન્તવે. સમસ્ત માઠા વિકલ્પનો ત્યાગ કરે. તથા જે વસ્તુ જેવા પ્રકારની હોય તે વસ્તુના તત્વને તેજ રીતે જાણે. એ રીતે વિદ્યાનામે સ્ત્રીને પરણવાનો ઉપાય જાણવો.

તેમજ જે દુઃખની હેતુભૂત ભોગની અભિલાષાને જાણે છે, તથા વિચિત્રપ્રકારના ચિત્તસંતાપ અને અનર્થનું કારણ વિષયસુખની તૃષ્ણા છે, મરણનું કારણ જન્મ છે, અને વિયોગનું કારણ સંયોગ છે, જે જે વાંછિતપણે ગ્રહિયે છીએ તે તે અનિષ્ટરૂપજ છે. તેમાટે જે સંસારને વિષે પ્રવૃત્તિ છે તે દુઃખની કારણભૂત જાણવી અને જે સંસારથી નિવૃત્તિભાવ છે તે સુખના કારણભૂત છે ઇત્યાદિક જે પરિણામ તે નિરીહતાનામે સ્ત્રીની પ્રાપ્તિનો ઉપાય જાણવો.

એમ જે ભવજંતુ જેવારે એ દશ કન્યાઓ પરણે તેવારેજ ચારિત્રધર્મરાજાનું સૈન્ય બલવંત થાય તથા મોહરાજાનું સૈન્ય ક્ષય પામે. વલી એજ ઉપાય કરવાથી કર્મપરિણામ રાજા

પણ અનુકૂલ થાય. ઈત્યાદિક વાત સાંભળીને વલી કંદમુનિએ પૂછ્યું– હે સ્વામિ ! એ કન્યા ગુણધારણનામે રાજાને કેટલાક કાલપછી પરણશે ? તેવારે ગુરુ બોલ્યા છ મહિના પછી એ કન્યાઓ પરણશે. તે સાંભળી મેં કહ્યું જે હે ભગવાન! હું તો હમણાજ સંયમ ગ્રહણ કરવાની વાંછાવંત છઉં તો તમે શાવાસ્તે એટલા કાલનો વિલંબ કહોછો ?

તેવારે કેવલી ભગવાન બોલ્યા–હે રાજા ! અનંતીવાર તમે પૂર્વે દ્રવ્યલીંગો આદર્યા તોપણ તેથી કાંઈ અર્થસિદ્ધિ ન થઇ. માટે અમારા કહેલા માર્ગપ્રમાણે હમણા તમે ગુણનો અભ્યાસ કરો પછી યોગ્યતા જોઇને ચારિત્રધર્મરાજાનો સદ્બોધનામે પ્રધાન આવીને પોતાની મેલેજ તુજને વિદ્યાનામે કન્યા પરણાવશે. તેથી તમને સર્વતત્વનું પરિજ્ઞાન થશે. તેણે કરી ભાવશુદ્ધ થવાથી દશે કન્યાઓ તુજને મલશે. માટે હમણા કાલ વિલંબ કરવો તેજ તુજને કલ્યાણકારી છે. એવું ગુરુનું વચન પ્રમાણ કરી ગુરુને વાંદી પરિવારસહિત હું મારે ઘેર આવ્યો.

હવે જે ગુરુનો કહ્યો માર્ગ તેણે કરી ગુણનો અભ્યાસ કરતા થકા કેટલાક દિવસ વ્યતિક્રમ્યા. એક દિવસે શેષ થોડી રાત્રી રહેથકે હું ગુરુની કહેલી દેશનાને રુડે પ્રકારે વિચારૂં છઉં તેવામાં સદ્બોધનામે પ્રધાને આવીને આસ્તિક્યતા

તે નિશ્ચય તત્વનું જાણવું તેણે કરીને યુક્ત તથા સંવેગ ઉપશમાદિક અનેક સુંદરીએ શોભિત વિદ્યાનામે કન્યા મને પરણાવી. ત્યાર પછી પ્રભાતકાલે ગુરુની સન્મુખ જઈ નમસ્કાર કરીને હું ધર્મદેશના સાંભળું છું તેટલામાં વળી ગુરુ બોલ્યા જે- હે રાજન્! ગયે દિવસે કર્મપરિણામાદિકના અનુકૂલપણા થકી તું વિદ્યાકન્યાપ્રતે પરણ્યો. તે સાંભળી મેં પણ કહ્યું ખરી વાત છે. માટે હે સ્વામી; તમારો પ્રસાદ તેજ ઈહાં કારણ છે. તે વારે વળી કેવલી કહે છે હે રાજન્! એનો વ્યતિકર કહું છું તે સાંભળ.

વિદ્યા સ્ત્રીને લઇને સદ્બોધ પ્રધાન તારી પાસે આવતો હતો, ત્યાં વચમાં જ્ઞાનાવરણીનામે રાજાએ મહોટું યુદ્ધ કર્યું. પછી જ્ઞાનાવરણીને જીતી લીધાથી તેણે મોહરાજા પાસે આવી પોકાર કર્યો. તે વારે ક્રોધાયમાન થયો થકો મોહરાજા, પોતાનું સૈન્ય લઈને તારી સન્મુખ આવતો હતો. પણ કર્મપરિણામ રાજાની અનુકૂલતા ન હતી. તેથી ચારિત્રધર્મ રાજાનું પરાક્રમ વધ્યું. એટલે તેણે વચમાંજ મોહરાજાના સમસ્ત સૈન્યનું મંથન કર્યું. વળી રાગ, દ્વેષ અને પાપોદયાદિક સુભટોને પ્રહારે કરી જર્જરીત કર્યા. તેવાર પછી નિર્વિઘ્નપણે તે વિદ્યાનામે કન્યા તને પરણી. હમણાં તે મોહરાજાદિક સર્વ જીવીતવ્યને વાંછતા નાસીને કોઈક દિશાએ છુ-

પાઈ રહ્યા છે. તે મોહરાજાદિક છિદ્રના જોનારા દુર્જનો, કાંઇક આંતરો પામીને તુજને ઉપદ્રવ કરવાને અર્થે આવશે પણ તેઓને તારે સદ્બોધ પ્રધાનના વશ થકી ચારિત્રધર્મનું સૈન્ય આગળ કરીને નાશ પમાડવા. ઇત્યાદિક શિક્ષા અવધારી દેશના પૂરી થયાથી ગુરુને નમીને હું મારે ઘેર આવ્યો. હવે મને ધર્મમાં દૃઢ કરીને, પૂર્ણ માસ કલ્પ થયે થકે નિર્મલાચાર્યનામે કેવલી અન્ય સ્થાનકે વિહાર કરી ગયા.

એક દિવસે સદ્બોધ મંત્રીએ ધર્મધ્યાન અને શુક્લધ્યાનનામે સુભટો મને દેખાડ્યા. વળી તેની પરિચર્યા કરનારી. તેજોલેસ્યા, પદ્મલેસ્યા અને શુક્લલેસ્યા નામે ત્રણ સ્ત્રીઓ દેખાડી. વળી મને કહ્યું જે એની તું નિરંતર સેવા કરજે. તેવાર પછી મેં તેની સેવા આરંભી. વળી સદ્બોધે વિવેક પર્વત ઉપર રહેલા અને જૈનપુર નગરના વસનારા એવા શુભાશયનામે રાજાદિકો જે ચારિત્રધર્મરાજાના સૈન્યના સુભટો છે તે સર્વ મને દેખાડ્યા. અનુક્રમે તેઓની સાથે મારે પરિચય થયો. તેણે કરી તે સર્વ મને હિતકારી થયા. એ રીતે સદ્બોધની શિક્ષાએ પ્રવર્ત્તતાં મને પાંચ મહિના વ્યતિક્રમ્યા. તેવાર પછી યોગ્યતા જોઇ મારા ઉપર કર્મપરિણામાદિકો અનુકૂલ થયા. તેની પ્રેરણાએ કરી શુભપરિણામાદિક રા-

જાએ ક્ષમાદિક કન્યાઓ દેવાને અર્થે લગ્ન લેવરાવી નિશ્ચય કર્યો.

એટલામાં વિષયાભિલાષ નામે પ્રધાને મોહરાજાને કહ્યું કે, હમણા અમને ઉદ્યમ કરવાનો અવસર છે, માટે પગ પસારી બેસી રહેવું યોગ્ય નથી. કેમકે કર્મપરિણામાદિક સર્વ એકઠા થઈને ભવજંતુને ક્ષમાદિક કન્યા પરણાવે છે. તે પરણ્યા પછી તો એ સમૂલથી અમારા કૂલને ઉન્મૂલી નાખશે. એવું સાંભળીને કંપાયમાન થયો થકો, મોહરાજા પોતે કર્મપરિણામની સન્મુખ જઈ કહેવા લાગ્યો જે—હે ભાઈ! તું ગોત્રને વિષે વૃદ્ધ થઇને આપણો શત્રુ જે ભવજંતુ નામે છે, તેનો પક્ષપાત કરી પોતાના ગોત્રનો ક્ષય કરાવે છે. એ તુજને નિશ્ચયથી ઘટતું નથી. તેવારે કર્મપરિણામે કહ્યું જે હે ભાઈ! શું કરીએ હમણાં તો ભવજંતુ તે અણઓલંઘવાયોગ્ય વીર્યવંત થયો છે. માટે વખત વિના વિરોધ કરવો યુક્ત નથી. તો હમણા તમે મૌનપણેજ રહો. તે સાંભળી, મોહાદિક સર્વ મૌનપણે રહ્યા. પછી હું તો નિરંતર સદ્બોધની શિક્ષાએ કરી વૃદ્ધિભાવને પામતો, પોતાના વીર્યોલ્લાસે કરી ક્ષમાદિક દશ કન્યાઓ પરણીને પછી ચારિત્રધર્મનામે રાજાની સેવા કરીશ એવા વિચારમાં તત્પર થકો બેઠો છું.

એટલામાં ભવિતવ્યતાના વશથી ક્ષણેકવાર મારા સમીપ

થકી સદ્બોધનામે પ્રધાન જુદો રહ્યો. તેવારે મેં વિચાર્યું જે ચારિત્રરૂપ કષ્ટ નિશ્ચયે દુઃખકર છે. વળી આ મનુષ્ય લોકને વિષે કામભોગના સુખ તે દુઃખે ત્યજવા યોગ્ય છે. તેમાટે હમણા તો મદનમંજરી સાથેજ સાંસારીક ભોગ ભોગવું પછી ચારિત્ર ગ્રહણ કરીશ. એવા વિકલ્પમાં વ્યાકુલ છું એટલામાં વળી સદ્બોધ મિત્ર આવ્યો. તેણે મુજને કહ્યું જે હે મિત્ર! શું આવી રીતે માઠા વિચારો ચિંતવે છે. એતો પાપરૂપ વેતાળ તે માઠા મનોયોગરૂપ પિશાચાદિકે કરી સમય પામીને તારી સાથે ક્ષમાદિક કન્યાના વિવાહમાં વિઘ્ન કરે છે. ઇત્યાદિક શિક્ષાએ કરી મને સ્થિર કરી ચિત્તસમાધાનનામે મંડપમાં આણીને સદ્બોધે મને ચારિત્રધર્મનામે રાજા પરિકરસહિત દેખાડ્યો, અને તે ચારિત્રધર્માદિકે પણ ઘણા સત્કારે સહિત મને બોલાવ્યો.

તેવારે મોહાદિક નાશ પામ્યા. મારી ચિત્તવૃત્તિનામે અટવી શુદ્ધ થઈ. વળી સદ્બોધે દશે કન્યા પરણાવવાનો વિવાહ મહોત્સવ પ્રારંભ્યો. તેમાં પહેલી આઠ પ્રવચન માતાને નિમંત્રણા કરીને મુજને સદ્બોધે કહ્યું જે—હે મિત્ર! પ્રથમ આ ઈર્યાસમિતિ પામ્યે થકે જૈનધર્મવાલાને ભૂમિપ્રમુખ જોવાની શુદ્ધિનું કરવું થાય છે. બીજી ભાષા સમિતિ તે વચન શુદ્ધિ પ્રતે કરે છે. ત્રીજી એષણા સમિતિ આહારની શુદ્ધિ

કરે છે. ચોથી આદાનભંડપાત્ર નિખેવણા સમિતિતે વસ્ત્ર પાત્રાદિક પ્રમાર્જનાદિકની શુદ્ધિ કરે છે. પાંચમી પારિષ્ટાપનિકા સમિતિ તે મલમૂત્રાદિકની પરિઠવણા કરવાને શીખવે છે. છઠી મનોગુપ્તિ તે મનને રૂડે પ્રકારે રાખી સ્થિર કરે છે. સાતમી વચનગુપ્તિ તે સાવદ્ય વચન બોલવાનો નિષેધ કરે છે. આઠમી કાયગુપ્તિતે અસંવરિત અંગોપાંગની ચેષ્ટાને નિષેધે છે. એ રીતે એ આઠ પ્રવચન માતા તે જૈનનગરનીસ્વામિની છે. માટે એઓની તું સેવા કર. એમ પહેલે દિવસે આઠે પ્રવચન માતાઓ સદ્બોધે મારી પાસે યથાવિધિએ પૂજાવી. એમ આઠ પ્રવચન માતાને પૂજીને પછી ઉત્કૃષ્ટ વીર્યરૂપ કુંડને વિષે ધર્મધ્યાનરૂપ અગ્નિ બાળીને તેજુલેશ્યા, પદ્મલેશ્યા, શુક્લલેશ્યારૂપ કુલવંત સ્ત્રીએ મને સ્નાન અંગ રાગાદિક સંસ્કાર કર્યો. તેમજ સમસ્ત ચારિત્ર ધર્મરાજાના સૈન્યના પુરુષોએ મને વિવિધ પ્રકારે શોભાવંત કર્યો. એ રીતે અલંકૃત થએલા મુજને કુંડની સન્મુખ બેસાડી સદ્બોધ પ્રધાને પોતે પુરોહિત થઇને કર્મરૂપ લાકડાં નાખવાથી ધર્મધ્યાનનામે અગ્નિ દીપ્તિવંત કર્યો. તેમાં ભાવનારૂપ કડછી એટલે ધૃત હોમવાનો સરવો લેઇને કુવાસનારૂપ યવ તિલાદિક આહુતિના દ્રવ્યને હોમતે થકે, સદાગમનામે જ્યોતિષિએ કહ્યા એવા વૃષ લગ્નનો અંશ આવે થકે ક્ષમાનામે કન્યા સાથે મારું પાણિગ્રહણ કરાવ્યું.

તેથી શુભ પરિણામાદિક પરિકર સર્વ હર્ષવંત થયો અને નિ:પ્રકંપતાદિક પ્રમોદવંત થયા. પછી અમને મંડલ પ્રતે ભમાડ્યા. એમ અનુક્રમે તેજ લગ્નને વિષે દયાદિક આઠે કન્યા પરણીને હું તો તે સ્ત્રીઓ સહવર્તમાન નિજવીર્યનામે આસન ઉપર બેઠો. ચારિત્રધર્માદિક હર્ષવંત થયા. હવે યદ્યપિ વિદ્યાનામે કન્યાનું માત્ર પાણિગ્રહણ કરે થકેજ મહામોહાદિક પ્રચ્છન્નનીપરે થયા હતા પણ દગ્ધરજ્જુ સમાન રહ્યા હતા. વળી ક્ષમાદિકના વિવાહ થકી તો લશ્કરે સહિત વૈશ્વાનરાદિક પાપોદયે સહિત પ્રચ્છન્નતાં પામ્યા. એટલે ધૃતિ શ્રદ્ધાદિક તે પણ મને આવી મળ્યા. પછી તે કન્યાઓના મેલાપથી જે સુખનો અનુભવ ઉપજ્યો તેણે કરી પોતાનું જ્ઞાન પ્રાપ્ત થયું. તે જ્ઞાનના યોગે ઉત્કૃષ્ટ સુખના પ્રાગ્ભારે કરીને શ્રીગુરુના વચન અંગીકાર કર્યાં.

હવે એક દિવસે શ્રીનિર્મલાચાર્યનામે કેવલી આવ્યા. તેને વાંદવાને અર્થે હું ગયો. ધર્મદેશના સાંભળીને મેં વ્રત લેવાની યાચના કરી. ગુરુએ કહ્યું, હે રાજન્! જો પણ ક્ષમાદિકના વિવાહ પછી ભાવ થકી તું સાધુના સરખોજ છો, તો પણ લોકમાં વ્યવહારજ બલવાન છે માટે હવે દ્રવ્યદિક્ષા આપીએ. ત્યારે પોતાના પુત્રને રાજ્ય આપી, સાત ક્ષેત્રે ધન ખરચી,

મદનમંજરી અને કુલંધરાદિક ઘણા ભવ્ય લોક સહિત શ્રીનિર્મલાચાર્યનામે કેવલી પાસે મેં દિક્ષા લીધી. પછી અનુક્રમે.અગ્યાર અંગ ભણી યથાવિધિએ સંયમ પાલીને અંતે સંલેષણા કરી તે ભવવેદવા યોગ્ય ગોલીને ક્ષયે વળી બીજી ગોલીને પ્રયોગે કરી, હું પહેલા ગ્રૈવેયકને વિષે ગયો. ત્યાં ત્રેવીશ સાગરોપમસુધી સુખ અનુભવી ત્યાંથી ચવીને સિંહપુરનગરનો મહેંદ્રનામે રાજા તેની વીણાનામે રાણીની કુક્ષીને વિષે પુત્રપણે ઉપન્યો. યૌવન અવસ્થામાં જાતિસ્મરણ થવાથી સુઘોષનામના આચાંર્યપાસે દીક્ષા લઈ વિધિએ પાલીને બીજા ગ્રૈવેયકને વિષે દેવતા થયો. એમ પાંચ વાર ગ્રૈવેયકને વિષે જાવું આવવું કરીને તે વાર પછી ધાતકી ખંડના ભરત ક્ષેત્રમાં શંખપુર નગરના મહાગિરિનામે રાજાની ભદ્રાનામે રાણીની કુક્ષીને વિષે પુત્રપણે ઉપન્યો. માતાપિતાએ સિંહ એવું મારૂં નામ આપ્યું. યૌવન અવસ્થામાં ધર્મબંધુનામે આચાર્યની દેશના સાંભળીને ચારિત્ર પામ્યો. થોડા કાલમાં ચૌદ પૂર્વ ભણ્યો. ઉગ્ર ક્રિયા પાત્ર થયો. ગુરુએ યોગ્યતા જાણી મને આચાર્યપદ દીધું. પછી મારી કીર્તિ સર્વ સ્થાનકે વિસ્તરી, ઠેકાણે ઠેકાણે મને બહુ શ્રુત જાણી મારી લોકો સ્તવના કરે, વિચિત્ર પ્રકારે કરી મને પૂજે, પર્યુપાસના કરે, વસ્ત્રપાત્ર આહારાદિકવડે ભક્તિ કરે. ચતુર્વિધ સંઘ મારે ગુણે રીઝ્યો

થકો 'અહો અજ્ઞાનરૂપ અંધકારને હરવામાં સૂર્યસમાન સકલ સાધુ ગુણરૂપ રત્ન તદ્રૂપ સમુદ્ર તે એ આચાર્ય છે.' ઇત્યાદિક સ્તુતિએ કરી મારી સ્તવના કરે. તેવાર પછી મેં સમસ્ત કુત્સિત વાદીના અહંકારનો નાશ કીધો. અનેક મહર્દ્ધિકોને પ્રબોધવંત કર્યા અને અનેક વિધિએ જિનશાસનની ઉન્નતિ કરી.

એવા સમયને વિષે સાંભલ હે અગૃહીતસંકેતા! મારી મોટાઇ અણસહતીથકી ભવિતવ્યતાએ મોહાદિકને કહ્યું—જે હમણાં કોઇક પણ પરાક્રમ કરો તો ઘણું સારૂં, કેમકે એ સમય છે. નહીં તો ભવજંતુ તમને પરિકરસહિત ઉન્મૂલી નાખશે. ઇત્યાદિક ભવિતવ્યતાનાં વચનો સાંભળી મોહાદિકોને ઉત્સાહ વધ્યો. તેથી પાપોદયને આગલ કરી મારી સામા આવ્યા. ચારિત્રધર્માદિક તો શત્રુને ઉત્સાહસહિત દેખીને વિલખા થયા. હવે વિષયાભિલાષના આદેશ થકી મિથ્યાત્વ જ્ઞાનાવર્ણિ, માન, ઋદ્ધિગારવ, શાતાગારવ, રસગારવ ઇત્યાદિક મોહરાજાના માણસો મારી પાસે આવ્યા. તેવારે આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન નામના બે સુભટ પણ આવ્યા. તેવાર પછી તેમની કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા નામે ત્રણ દાસીઓ પણ આવી. એમ ધીરે ધીરે મોહરાજાનું સર્વ લશ્કર આવી મુજને રોકી રહ્યું, તેવાર પછી પ્રમત્તતાનામે

નદીપણ પૂરે કરી દુઃખે તરવા યોગ્ય થઈ. અને વિષયાભિલાષે ચિત્તવ્યાક્ષેપાદિક મંડપોને સજ્જ કર્યા. પછી હે ભદ્રે! હું માનના વશ થકી એવું વિચારૂં કે, અહો મારૂં પંડીતપણું, અહો મારૂં ગુણધારણપણું, હું યુગ પ્રધાન છું. સમસ્ત ગુણ અને જ્ઞાન વિદ્યાદિક કલા અતિશયે મુજનેજ આશ્રિત છે. હું પૂર્વે પણ જગતને વિષે ઉત્કૃષ્ટ સૌભાગ્યવંત રાજા હતો. અનેકને માન્ય હતો અને હમણા પણ ઉત્કૃષ્ટ મહાત્માની પદ્વીને પામ્યો છું. ઇત્યાદિ હું શૈલરાજાને વશે મારી આત્મસ્તુતિ કરવાને પ્રવર્ત્યો. પછી જ્ઞાનાવર્ણિકર્મે આશ્રિત થયો થકો ગર્વે કરી એક અર્થને બીજી રીતે કહું. જેમ તેમ વિરૂદ્ધ પ્રરૂપણા કરૂં.

એ રીતે પ્રવર્ત્તમાન થયો થકો હું રહ્યો. પછી મિથ્યાત્વના સાન્નિધ્યથકી ચઉદપૂર્વમાંહેલા છેલ્લા સાડાચારપૂર્વ હું મૂલથી અર્થસહિત વિસરીગયો. એટલે પ્રમત્તનામે નદીપૂરે સહિત મહારી ચિત્તવૃત્તિ અટવીમાં વહેવા લાગી. તેવારે મેં વિચાર્યું જે અહો ઇતિ આશ્ચર્ય! જે જુવો તો ખરા કેવા મહારા શિષ્યો છે! તથા મારા શ્રાવકપણ કેવા ભક્તિવંત છે. તેમજ ઋદ્ધિ ગારવાદિકના વશ થકી વસ્ત્ર પાત્ર ઉપધિ શય્યા આસનાદિકના સુખનો ગર્વ કરવા લાગ્યો. તેમજ રસગારવના વશથકી આહારાદિકની લોલતાકરી આધાકર્માદિદોષ ઉપાર્જ્યા.

એવા પ્રકારે મને રહેતો થકો દેખીને ચારિત્રધર્માદિક તો મારાથી દૂર થયા, તેથી યતિના લિંગને ધરતો થકો પણ હું મિથ્યાદૃષ્ટિ થયો. તેવારે કર્મ પરિણામાદિકે ક્રોધવંત થઇને પાપોદયનામે એક પુરુષ આગલ ચાલનારો મારી સાથે આપીને તે ભવવેદવારૂપ ગોલીનો ક્ષય થવાથી ફરી મને એકેંદ્રિય નગરે મોકલ્યો. ત્યાં વલી મને એક અત્યંત અબોધ અને બીજો તીવ્ર મોહોદયનામે બેહુ મલ્યા; તેણે કરી અનંતા કાલપર્યંત સૂક્ષ્મ વનસ્પત્યાદિકમાં ભવિતવ્યતાએ તથા આયુ કર્મ રાજાદિકે મને અત્યંત વિટંબના કરી.

વળી અનુક્રમે બીજી ગુટીકાના આપવાથી પંચેંદ્રિય પશુસંસ્થાનનામે નગરે મુજને આણ્યો. તેવાર પછી વ્યંતરાદિકને વિષે આણ્યો. તેવાર પછી મનુષ્યનો ભવ પામી સમ્યક્ત મૂલ ગ્રહસ્થનો ધર્મ આરાધીને સૌધર્માદિક દેવલોકોનેવિષે ગયો. તેવાર પછી ક્યારેક અકર્મ ભૂમિનેવિષે યુગલીયાપણે ઉપન્યો, વલી કર્મભૂમિને વિષે મનુષ્યપણે ઉપન્યો. ત્યાં અજ્ઞાનના વશથકી વિષ ભક્ષણ કરવું, પર્વત ઉપરથી ઝંપાપાત ખાવો, હાથરૂપ પાત્રમાં ભિક્ષાનું લેવું, માઘ મહીનાનું સ્નાન કરવું ઇત્યાદિક કષ્ટોપ્રતે અનુભવીને કિલ્વિષિઓ દેવતા થયો.

વળી મનુષ્યપણું પામી તાપસાદિક અવસ્થા પ્રતે સેવીને

જ્યોતિષિ દેવતા થયો. વળી મનુષ્યપણે દ્રવ્ય સાધુપણું ગ્રહીને કેવલ ક્રિયાના પાળવા થકી નવમા ગ્રૈવેયકસુધી ગયો. એમ હે ભોળી! સિંહાચાર્યના ભવમાં અહંકાર કરવા થકી અને ક્રિયાની શિથલતા થકી હું અનંતો સંસાર ભમ્યો. તેમાં વિચિત્ર પ્રકારે દુઃખની પરંપરા અનુભવી. અને જો તે ભવમાં જ્ઞાનનો મદ ન કર્યો હોત તો તેજ ભવે મોક્ષે જાત.

ઇત્યાદિક વાત સાંભલીને અગૃહીતસંકેતા કહેછે કે, જો સિંહાચાર્યના ભવમાં નિર્મલ-સ્થિરપણે ચારિત્રધર્મ રાજાની આજ્ઞા પાલી નહીં અને મોહરાજાની આજ્ઞા પાલી તેથીજ એટલી કષ્ટની પરંપરા ભોગવી. તેમાટે તેં ત્યાં જ્ઞાનના મદેકરી સદ્બોધની આજ્ઞાને વિરાધી તે કામ રૂડું કર્યું નહીં. તેવારે સંસારી જીવ કહેછે ભલું ભલું હે ભોળી! તેં જે કહ્યું તે રૂડુંરૂડું, જેમાટે પૂર્વે તો તું નામ થકી અને પરમાર્થે થકી પણ અગૃહીતસંકેતા હતી પણ હમણા તો તેં પરમાર્થ જાણ્યો તેમાટે તું નામ થકીજ અગૃહીતસંકેતા છો, પરમાર્થથી તો તું વિચક્ષણા છો. એવા પ્રકારે સર્વજ્ઞની આજ્ઞાનું ઓલંઘવું તેથી થયેલા ભવજંતુના વિપાકને જોઇ નિર્મલ આજ્ઞા પાલવાને વિષે પંડિત પુરૂષે રૂડો યત્ન કરવો.

ઇતિ ઉપમિતિ ભવપ્રપંચ કથારૂપ દ્વારનેવિષે આજ્ઞાનું વિ-

રાધવું અને શ્રુતનામદાદિકનું કરવું તેનો વિપાક દેખાડવારૂપ છટ્ઠો અધિકાર સંપૂર્ણ થયો.

---

હવે સંસારી જીવ કહેછે સાંભલ. હે અગૃહીતસંકેતાં! મારું ચોરની અવસ્થાનું સ્વરૂપ તુજને કહુંછું. નવમા ગૈવેયક થકી તે ભવવેદવા યોગ્ય ગોલીના દેવા થકી ભવિતવ્યતાએ મુજને માનવાવાસનામે નગરે મોકલ્યો. ત્યાં મહાવિદેહ-નામે ચૌટામાં સુકચ્છાનામે વિજયે ક્ષેમપુર નગરે યુગંધર-નામે રાજા તેની નલિનીનામે રાણીની કુક્ષીનેવિષે હું પુત્ર-પણે આવી અવતર્યો. તેજ રાત્રિનેવિષે તે નલિની રાણીએ હાથી વૃષભાદિક ચૌદ સુપન દીઠા. માતા પિતાયે તેનાં ફલ પુછવાથી સુપનપાઠકે કહ્યું જે તમારે ઘેર ચક્રવર્ત્તી પુત્ર થશે. ઇત્યાદિક ફલ કહ્યું તે સાંભલીને મારા માતાપિતા આ-નંદ પામ્યા. પછી ગર્ભકાલ પૂરો થયે હું પુણ્યોદયે કરી સ-હિત જન્મ્યો. પિતાયે જન્મમહોત્સવ કરી અનુસુંદર એવું મારૂં નામ દીધું. અનુક્રમે પાંચ ધાવમાતાયે કરી લાલતો પા-લતો થકો હું વિદ્યાભ્યાસ કરવા યોગ્ય થયો.

કલાચાર્યની પાસે હું થોડા કાલમાં સમસ્ત કલાઓ શીખ્યો. અનુક્રમે યૌવન અવસ્થા પામ્યો. તેવારે મારો પિતા મરણ પામ્યો. પછી મારા પિતાની પાટે બેસાડવા સારૂ સામંત પુરુષે મુજને રાજ્યાભિષેક કરવાનો મોટો ઉત્સ-

વ કર્યો. તે સમયે આયુદ્ધશાલામાં ચક્રરત્ન પ્રગટ થયું. પછી તે ચક્રની ઉત્પત્તિ નિમિત્તે અઠ્ઠાઈ મહોત્સવ કરીને હું દિગ્વિજય કરવા નિકલ્યો. છએખંડ પૃથ્વી સાધી. અનુક્રમે ચઉદ રત્ન નવનિધાનનો અધિપતિ થયો. તેવારે ખેચર અને ભૂચર સર્વે રાજાયે ભેલા થઇ બાર વર્ષ લગણ મારા ચક્રિપદનો મહોત્સવ કર્યો. એ રીતે અખંડપણે છ ખંડ પૃથ્વીના સુખને અનુભવતા મુજને ચોરાંશી લાખ પૂર્વ અતિક્રમ્યા.

પછી વૃદ્ધાવસ્થામાં પૂર્વે સાધેલા દેશોને ફરીને જોવા નિકલ્યો. લશકરે સહિત અનુક્રમે નાનાપ્રકારના દેશોને જોતો થકો શંખપુર નગરની સમીપે આવ્યો. તેવારે હું સૈન્યને પછવાડે મુકી થોડાક પરિવારે સહિત ચિત્તરમનામે ઉદ્યાને કૌતુક જોવાને અર્થે આવ્યો.

હવે હે ભોળી! પૂર્વે ગુણધારણના ભવમાં મારા ધર્માચાર્ય જે કંદનામે મુનિ હતા વલી કુલંધર મારો મિત્ર તથા મદનમંજરી મારી સ્ત્રી હતી એ ત્રણેનું વૃત્તાંત કહુંછું તે સાંભલ.

કંદમુનિ ભવિતવ્યતાના વશ થકી ભવચક્ર નગરમાં ભ્રમતાં ક્યાંક સ્ત્રીવેદ ઉપાર્જન કરીને અહીં સુકચ્છનામે વિજયનેવિષે હરિપુર નગરે ભીમરથનામે રાજાની સુભદ્રાનામે રાણીની કુખે પુત્રીપણે અવતર્યા. તેના માતાપિતાયે મહાભદ્રા એવું નામ દીધું. તે મહાભદ્રાનો સમંતભદ્રનામે મોટો ભાઈ

છે, તેણે એક દિવસે સુઘોષનામે આચાર્યની દેશના સાંભલી વૈરાગ્ય પામીને માતાપિતાની આજ્ઞા લેઇ વ્રત અંગીકાર કર્યું. અનુક્રમે ચઉદ પૂર્વભણી ગીતાર્થ થયા. તેવારપછી યોગ્યતા દેખીને ગુરુયે આચાર્યપદ દીધું. પછી અનેક સાધુએ પરિવર્યા થકા સમંતભદ્રનામે આચાર્ય અનેક પ્રાણીના ચિત્તરૂપ પૃથ્વીનેવિષે બોધિરૂપ બીજને વાવતા થકા પૃથ્વીના તલનેવિષે વિહાર કરતા ફરેછે. હવે મહાભદ્રાને તો યૌવન અવસ્થા પામ્યે થકે ગંધનામે નગરના દિવાકર રાજાસાથે એના પિતાએ પરણાવી. ભવિતવ્યતાના વશથકી તે દિવાકર રાજા મરણ પામ્યો.

હવે મહાભદ્રા ઘણા શોકે કરી આકુલ થઇ. એવામાં સમંતભદ્ર આચાર્ય ત્યાં આવ્યા. તેણે પોતાની બહેનને શોકેપીડિત જાણી દેશના દઈ બોધ પમાડી દીક્ષા આપી. અનુક્રમે અગ્યાર અંગની ભણનારી થઈ. તેવારે ગુરુયે પ્રવર્ત્તિની પદે સ્થાપી.

એક દિવસે મહાભદ્રા અનેક સાધવીઓના સમૂહે પરવરી થકી વિહાર કરતી રત્નપુર નગરે આવી. ત્યાં મગધસેન નામે રાજા, તેની સુમંગલાનામે રાણીની કુક્ષીનેવિષે ભવિતવ્યતાના વશ થકી મદનમંજરીનો જીવ પુત્રીપણે આવી ઉપન્યો છે. માતાપિતાયે સુલલિતા એવું નામ દીધું છે. અનુક્રમે યૌવન

અવસ્થા પામી પણ વિવાહની વાંછના કરે નહીં. કેવલ પુરુષ દ્વેષિણી થઇ. તેથી તેના માતાપિતા ચિંતાયે પીડિત થયા. તેવામાં મહાભદ્રા સાધવીનું આવવું સાંભલીને રાજારાણી પરિકરે સહિત સુલલિતાને સાથે લઈ વાંદવાને અર્થે ગયા. મહાભદ્રા સાધવીયે ધર્મની દેશના આપી.

હવે સુલલિતા તે દેશનાના ભાવાર્થને જાંણતી નહોતી. તોપણ મહાભદ્રાના દર્શનથીજ સ્નેહનું પ્રબલપણું ઉપજવાથી સુખ ઉપજ્યું. તેથી તેને વિષેજ પોતાનાં રુડાં લોચન થાપ્યાં. પછી પોતાના માતાપિતાને કહેવા લાગી જે તમે આજ્ઞા આપો તો હું પ્રવર્ત્તિનીના ચરણની સેવા કરૂં. તે સાંભલીને સુમંગલા રાણી તે પુત્રીના વિરહ થકી રોવા લાગી. તેવારે મગધસેન રાજાએ રાણીને આશ્વાસના દેઇને પુત્રીને મહાભદ્રાને-વિષે સ્નેહાસક્ત જાણી ગૃહસ્થને વેશેજ તેને મહાભદ્રા સાધવી-પાસે મુકી. હવે મહાભદ્રા તે સુલલિતાને વિવિધ પ્રકારના ઉપદેશની યુક્તિયે કરી ધર્મનો ઉપદેશ અને ધર્મનું સ્વરૂપ જણાવે તોપણ તે ભાવાર્થપ્રતે કાંઈ જાણે નહીં. એમ અનુક્રમે મહાભદ્રાની સાથે વિવિધ પ્રકારના નગરો જોતી થકી તે શંખપુર નગરે આવી.

હવે સાંભલ હે ભોળી! શંખપુર નગરનો સ્વામી મારો મામો શ્રીગર્ભનામે રાજા, તેની કમલિની નામે સ્ત્રી તે વળી

મહાભદ્રાની માતાની બેહેન થાય, તે સ્ત્રી ભરતારે સંતાન પામવાને અર્થે અનેક ઉપાયો કર્યા. એ અવસરે કુલંધરનો જીવ ઘણા ભવ ભમવે કરીને સંતુષ્ટ થયેલી એવી ભવિતવ્યતાના વશ થકી કમલિનીની કુક્ષીનેવિષે પુત્રપણે અવતર્યો. તેજ રાત્રે કમલિનીએ સ્વપ્ન દીઠું જે કોઈક સુંદર આકારવંત પુરૂષ મ્હારા મુખમાં પ્રવેશ કરીને પેટમાં થઈ નીકલ્યો; તેવાર પછી કોઇકની સાથે જતો રહ્યો. પછી તે સ્વપ્નનો ભાવાર્થ પુછયે થકે રાજા કહેછે 'હે દેવી! તુજને પુત્ર થાશે, પણ તે બાલક અવસ્થામાંજ કોઈક ગુરૂના ઉપદેશથી દીક્ષા લેશે.' એવું સાંભલીને કમલિની રાજી થઈ.

અનુક્રમે ગર્ભ વધતે થકે ત્રીજા મહિનાથી માંડીને કમલિનીના મનમાં ગર્ભના અનુભાવથકી જે જે ઉત્તમ ઉત્તમ દોહલા ઉપન્યા તે તે સર્વ રાજાએ સંપૂર્ણ કર્યા. પછી ગર્ભકાલ પૂર્ણ થયે રૂડે મુહૂર્ત્તે પુત્રજન્મ થયો. તેનો મહોત્સવ કરી પુંડરીક એવું નામ દીધું.

એવામાં શ્રીસમંત ભદ્રનામે આચાર્યને કેવલ જ્ઞાન ઉપન્યું. તેઓ ચિત્તરમનામે ઉદ્યાનનેવિષે સમોસર્યા. તેવારે કોઇક રીતે સુલલિતા ન જાણે તેવી રીતે મહાભદ્રા પ્રવર્ત્તિની વાંદવાને અર્થે આવી. તેવામાં સભામાં કોઈકે રાજપુત્રનો જન્મમહોત્સવાદિક વૃત્તાંત કહ્યો. તેવારે કેવલી બોલ્યા જે એ

રાજપુત્ર લઘુકર્મવંત છે, માટે તુરત થોડા કાલમાં ચારિત્રવ્રત ગ્રહણ કરી સદાગમને આરાધશે. ઇત્યાદિક વાત સાંભલી ગુરૂપ્રત્યે નમસ્કાર કરી મહાભદ્રા સાધવી ઉપાશ્રયે આવી.

તેવામાં સુલલિતા પણ ચિત્તરમ ઉદ્યાને કૌતુકે તત્પર થકી ગઈ. તેણેપણ તે રાજપુત્રના ગુણનું વર્ણન કરતાં સમંતભદ્રનામે ગુરૂને દીઠા. વલી ગુરૂએ કહ્યું 'કર્મપરિણામ રાજા અને કાલપરિણતી રાણિએ અનુકૂલ થઇને એ પુંડરિકને મનુષ્યગતિ નગરીએ આણ્યો છે. તેમાટે એનું ભવ્ય પુરૂષ સુમતિ એવું બીજું નામપણ કહીએ. એ મહા ગુણવાન થવાનો છે' ઇત્યાદિક સાંભલીને સર્વ સંઘ હર્ષવંત થયો. અને સુલલિતા તો તેના ભાવાર્થને અણપામતી થકી ચિંતવના કરવા લાગી જે 'એતો શંખપુર નગર છે માટે આ ગુરૂએ મનુષ્યગતિનામે નગર કેમ કહ્યું? તેમજ એ નગરનો શ્રીગર્ભનામે રાજા અને કમલિની નામે રાણી છે તેને ઠેકાણે કર્મપરિણામ રાજા અને કાલપરિણતી સ્ત્રી એ બેને એ રાજકુમરના પિતામાતાપણે ગુરૂએ કેમ કહ્યા? વલી રાજપુત્રનું પણ ભવ્યપુરૂષ સુમતિ એવું અન્યથા બીજું નામ કેમ ગુરૂએ કહ્યું? વલી એ ગુરુ ભાવિગુણને શીરીતે જાણેછે.'

એ રીતે સુલલિતા સંદેહે પીડિત થઈ મહાભદ્રાસાધવી પાસે આવીને તેનું કારણ પુછવા લાગી. ત્યારે સુલલિતાને

ધણી મુગ્ધા જાણીને મહાભદ્રાએ ચિંતવ્યું જે આજ એને પ્રતિબોધ કરવાનો ઉપાય છે. પછી યુક્તિએ કરી તે સર્વ વૃત્તાંત કહ્યો. વલી કહ્યું કે હે ભદ્રે ! જે તેં સભામાં વ્યાખ્યાન કરતા થકા સદાગમને દીઠા તે પોતે ભગવાન છે. એ અતીત અનાગત વર્ત્તમાન ત્રણેકાલના સમગ્ર પદાર્થના જાણ છે. હું પણ તેના પ્રસાદથી જાણું છું. માટે તું પણ તેની સેવા કર, જે થકી ગુણની વૃદ્ધિ થાય. ઇત્યાદિક વચને તેને સદાગમ ઉપર સરાગિણી કરીને મહાભદ્રા સાધવી તેને ગુરુનીપાસેં તેડી આવી. ત્યારપછી સુલલિતાએ પણ હર્ષે કરી સમંતભદ્રનામે આચાર્યની પર્યુપાસના કરવા માંડી.

હવે પૂર્ણ માસકલ્પ થયે સદાગમગુરુ મહાભદ્રાને કહેવા લાગ્યા જે હે ભદ્રે ! તું ચાલવામાં ક્ષીણજંઘાછો તેમાટે તારે ઇહાંજ શંખપુરનગરે રહેવું અને અમે તો વિહાર કરીશું કેમકે સાધવીએ આશ્રિતક્ષેત્રમાં બહુલતાયે સાધુને રહેવું યોગ્ય નથી. અપ્રીત્યાદિક દોષ ન થવા માટે અમે અહિંથી વિહાર કરીશું. વલી કાલાંતરે લાભ જાણી આવીશું. ત્યાંસુધી તું જે તે ઉપાયે કરી રાજપુત્રની સાથે પરિચય કરીને તેને પ્રતિબોધ કરજે. એવું કહીને આચાર્ય વિહાર કરી ગયા.

હવે મહાભદ્રાસાધવી પુંડરિકનામે રાજપુત્રને સ્નેહસહિત બોલાવે. અને રાજપુત્ર પણ મહાભદ્રાને દેખી હર્ષવંત થાય.

એમ કેટલેક દિવસે તે બાલક સમ્યક પ્રકારે યોગ્ય થયો. તેવો સમય જોઇને સમંતભદ્ર કેવલી ત્યાં આવ્યા, તેવારે મહાભદ્રા પણ તે રાજપુત્રને સાથે લઈ વાંદવાને અર્થે આવી અને કહ્યું કે 'હે પુત્ર! આ સદાગમનામે ગુરુ છે.' તે સાંભલી પુંડરિકે કહ્યું–હે માતા! એ સદાગમને દેખી મને મોટા હર્ષનો ઉદય થાય છે. માટે એ ગુરુનીપાસે હું શ્રુતાભ્યાસ કરીશ. એમ કહીને પછી તે પુંડરિક કુમર સદાગમનીપાસે સામાયિકાદિક શ્રુત ભણવા લાગ્યો. એ રીતે હે ભદ્રે! એ મહાભદ્રા તે કંદ મુનીનો જીવ જાણવો. એનું વલી પ્રજ્ઞાવિશાલા એવું બીજું નામ ગુરુ કહે છે. તથા તું વલી સુલલિતા તે પૂર્વે મદનમંજરીનો જીવછો, પરમાર્થના અણજાણવા થકી અગૃહીતસંકેતા એવું તારૂં નામ ગુરુ કહે છે. વલી એ પુંડરિકનામે રાજપુત્ર કુલંધરનો જીવ છે તેનું ભવ્યપુરુષ સુમતિ એવું બીજું નામ ગુરુ કહે છે. હવે મારી ચોરીની અવસ્થાનો વૃત્તાંત કહું છું તે સાંભલ.

આજેજ ઇહાં ચિત્તરમનામે ઉદ્યાને પ્રાસાદની આગલ શ્રીગુરુ ધર્મઉપદેશ આપે છે. એટલામાં હું વન જોવાને અર્થે અહીંઆં આવ્યો અને મારા લશ્કરનો કોલાહલ શબ્દ થઈ રહ્યો તેવારે ગુરુએ તુજને અને પુંડરિકને પ્રતિબોધવાને અર્થે મહાભદ્રાને સંબોધન કરીને કહ્યું કે અહો પ્રજ્ઞાવિશાલે! આ

સંસારી જીવ ચોર છે, તેને ચોરીના મુદ્દાસહિત દુષ્ટાશયાદિક રાજાના પુરુષો બાંધીને, સર્વ લોકના દેખતાં મનુષ્યગતિનગરીના મહાવિદેહરૂપ ચઉટામાં ભમાવીને, કર્મપરિણામનામે રાજાની આજ્ઞાયે કરી પાપી પિંજર નગરમાં નાખવાને અર્થે વધ કરવાની પૃથ્વીયે લઈ જાય છે, તેનો એ કોલાહલ થાયછે.

એવું સાંભળીને તેં કહ્યું જે હે ભગવન્! એ તો મનુષ્યગતિનગરી નથી પણ એ તો શંખપુર છે વળી આ ચૌટું નથી પણ ચિત્તરમનામે ઉદ્યાન છે. તેમજ ઇહાં તો શ્રીગર્ભનામે રાજા છે પણ કર્મપરિણામનામે રાજા નથી તેમાટે તમે એમ કેમ કહોછો? એવું કહ્યે થકે ગુરુએ કહ્યું જે તું તો અગૃહીતસંકેતાછો માટે એ વચનનો પરમાર્થ જાણતી નથી.

વળી તેં ચિંતવ્યું જે અહો ભગવંતે તો મારૂં પણ બીજું નામ કહ્યું છે એમ વિસ્મયને પામી. તેવારે મહાભદ્રાએ વિચાર્યું જે કોઈક મહાપાપી જીવ નરકગતિનો જવાવાળો હશે તેનું એવું સ્વરૂપ ભગવંતે પ્રકાશ્યું. તેવારે કરુણા કરી ગુરુનો આદેશ લઇને મુજને પ્રતિબોધ કરવાને અર્થે મહાભદ્રાસાધ્વીએ મારા સમીપ આવીને મુજને કહ્યું કે અહો ભદ્રે, તું સદાગમનું શરણ કર જે થકી તુજને ચોરીના અપરાધથી ઉપજી જે વિટંબના તે થાય નહીં અને વિકસ્વરપણું પામે. એવું કહીને મુજને ઇહાં આણ્યો. તેવારે હું ભગવંતને દેખીને

અણ કહેવાયોગ્ય આનંદના બહુલપણા થકી મૂર્છા પામ્યો. વલી ચૈતન્યવંત થયો તેવારે ગુરુએ કહ્યું હે મહાભાગ્યવંત! તું કોઇનો ભય રાખીશ નહીં. ઇત્યાદિક વચને કરી ગુરુએ મારી આશ્વાસના કરી. ત્યારે દુષ્ટાશયાદિક વિટંબનાના કરનાર તે મુજને તજીને વેગલા ગયા તેથી હું સ્વસ્થ થયો.

તેવારે તેં મારૂં સ્વરૂપ પૂછ્યું. યદ્યપિ સદાગમ અને પ્રજ્ઞાવિશાલા એ બેહુ મારૂં સ્વરૂપ જાણે છે. તોપણ મેં તુજને તથા પુંડરિકને પ્રતિબોધવાને અર્થે મારો મૂલથી વૃત્તાંત કહ્યો.

વલી સાંભલ હે ભોળી ! મારૂં અંતરંગ ચોરીપણાનું સ્વરૂપ કહું છું. હું નવમા ગ્રૈવેયક થકી સુકચ્છનામે વિજયનેવિષે ક્ષેમપુરીનગરીએ જુગંધરરાજાની નલિની રાણીની કુખે પુત્રપણે ઉપન્યો તેવારે ભવિતવ્યતાએ મોહાદિકને જણાવ્યું જે એ સંસારી જીવ હમણા સમ્યક્ત થકી જૂદો થયો છે તે માટે તમારો બલ ફોરવવાનો અવસર છે એવું સાંભલી મોહાદિકે મુજને બાલપણા થકીજ માંસાદિક વ્યસનમાં પ્રવર્ત્તાવ્યો, વલી યૌવનઅવસ્થામાં તો ચક્રવર્ત્તિની પદવી હતી, તેમાં તો મહાઆરંભ મહાપરિગ્રહે કરી વિંટાણો થકો હિંસા ક્રોધ મૃગયાદિક વ્યસન કરવા લાગ્યો. એ રીતે મારી ચિંત્તવૃત્તિનામે અટવી મલીન થઈ. દુઃખે તરવાયોગ્ય પ્રમત્તનામે નદી પૂરે

ભરાણી. એમ અનુક્રમે સર્વ મોહરાજાનું લશ્કર મારી પાસે આવ્યું અને ચારિત્રધર્મનામે રાજાનું લશ્કર સર્વ દૂર થઈ ગયું તેવારે મોહરાજાયે પૂરી રાજસચિત્ત અને તામસચિત્તનામે નગરનું સ્થાપન કર્યું.

પછી મોહરાજાનું અવિદ્યામય શરીર તે પુષ્ટ થયું અને પોતાના પરિવારને કહેવા લાગ્યો જે અહો ભાઇઓ! આપણા ભાગ્યોદયથી ઘણાકાલે ભવજંતુ પાછો આપણે વશ આવ્યો છે. પૂર્વે આપણને એ ભવજંતુએ ઘણા નિર્બલ કર્યા છે તે હજીસુધી વીસરાતું નથી તેમાટે હવે તમારે દૃઢ ઉદ્યમે એની પછવાડે પ્રવર્ત્તવું. જેમ એ ક્યારેય પણ ચારિત્રધર્માદિકોને સ્વપ્નમાં પણ દેખે નહીં એવી રીતે પ્રવર્ત્તજો. પછી મોહરાજાની આજ્ઞાએ કરી અનાદિકાલનું મોહરાજાનું રાજ પાછું સ્થિર કરવામાટે રાગકેસરીપ્રમુખે કર્મપરિણામ રાજાનીજ અસત્કર્મ તથા અકુશલકર્મની વર્ગણાના સમૂહરૂપ દ્રવ્યની ચોરી મારે હાથે કરાવી. પછી તે રાગકેસરી પ્રમુખ દુષ્ટાશયાદિક તે ચોરેલા દ્રવ્યના મુદ્દાસાથેજ મને બાંધીને કર્મપરિણામનામે રાજાપાસે લઈ જઈ દેખાડયો. તેવારે ક્રોધવંત થયો થકો કર્મપરિણામ રાજા કહે છે કે જૂઓ જૂઓ હું એનો કેટલોક કાલ થયા પક્ષપાત કરું છું તોપણ એ મારીજ ચોરી કરવાને પ્રવર્ત્યો. માટે વિટંબનાપૂર્વક એને વધ કરવાની ભૂ-

મિયે લઈ જઈને પાપિપિંજરનગરમાં નાખી દ્યો. ઇત્યાદિક રાજાનો આદેશ પામીને દુષ્ટાશયાદિક સુભટ હર્ષવંત થયા. તેણે. કર્મમળરૂપ ભસ્મ અંગે ચોપડીને અને રાજસૂગુણરૂપ સોનાગેરુના હાથા દેઇને વલી તામસગુણરૂપ શાહીના તિલક કરીને રાગની પરંપરારૂપ કણેરનાં ફુલની માલાએ કરી મારા ગલાને શોભિત કર્યું. વલી કુવિકલ્પરૂપ શરાવલાની માલાએ કરી મારા હૃદયસ્થલને વિટંબનાવંત કર્યું. એ રીતે વધ કરવાંસારૂં મને શોભાવંત કરી હીણાઆચારરૂપ મોટા ગધેડાની મીઠ ઉપર ચડાવ્યો. ત્યારપછી પાપોના ઉદ્રેગરૂપ ભાંગેલું કુંડુ મારા મસ્તકપર મુકીને તેમજ અકુશલકર્મરૂપ અપહરેલું ધન મારે ગલે બાંધીને શબ્દાદિક ત્રેવીશ વિષયરૂપ વિસ્તારવંત પડહવજાવતે, કાહલાદિક વાજિત્ર વાજતે થકે બહિરંગરૂપ અંગદેશના લોકને જોતે થકે, વિવેકી પુરુષોને નિંદવાયોગ્ય થકો, મધ્યમ પુરુષોને અનુકંપા—દયા ઉપજાવતો થકો, રાજાના પુરુષ જે દુષ્ટાશયાદિક ચોકીદારો તેમણે વિટાણોથકો, કષાયરૂપ બાલકે ઉપહાસ્ય કરાતોથકો, મારા પોતાના દેશને દર્શન કરાવવાની વાંછાનામીસથકી, મહાવિદેહરૂપ હાટની શ્રેણીમાં ભમાવીને મુજને વધ કરવાની ભૂમિની સન્મુખ લઈ જવા માંડયો એટલામાં હું આ સ્થાંનકે આવ્યો. એટલે મહાભદ્રાપણ ગુરુપાસે આવી અને હું પણ તે સમયે

હાથીના સ્કંધથી ઉતરીને રાતા અશોકવૃક્ષતલે બેઠો થકો વનની શોભા જોવા લાગ્યો. તેવામાં મહાભદ્રા મારી નજરે આવી, એણે પણ પૂર્વસ્નેહના વશથકી સ્નેહસહિત મુજને જોયો. મેં પ્રણામ કર્યો તેવારે મહાભદ્રાએ પણ ધર્મલાભરૂપ આશીર્વાદ દીધો. અને કહ્યું કે હે રાજા! એ દુષ્ટાશયાદિક રાજ પુરુષ તે કર્મપરિણામનામે રાજાના આદેશ થકી વધ કરવાને શોભાવંત કરી તુજને વધભૂમિયે લઈ જાય છે તે તું કેમ નથી જાણતો?

જ્યાંસુધી હું મહાભદ્રાનો કહેલો ભાવાર્થ વિચારૂં છું એટલામાં તો રુડી રીતે મારી સન્મુખ જોવા થકી મહાભદ્રા જાતિસ્મરણ જ્ઞાન પામી. તેવારે તેણે કંદમુનિના ભવથી માંડીને સર્વ વૃત્તાંત દીઠો. વલી તેજ અધ્યવસાયની પ્રબલતા થકી તેને અવધિજ્ઞાન ઉપજ્યું. તેના બલ થકી ગુણધારણના ભવની સીમાસુધી મારૂં પણ ભવચરિત્ર એણે દીઠું. તેવારે મને કહ્યું કે હે રાજન્! તુજને નિર્મલાચાર્યના વચન અને ક્ષમાદિક કન્યાના વિવાહનું સુખ તથા ગ્રૈવેયકાદિકના સુખ સાંભરે છે કે નહીં?

ઇત્યાદિક વચન સાંભલી મને પંડિતવીર્યોલ્લાસ ઉપજ્યો. તેના અનુભાવથકી મોહરાજાને પરાભવ કરી સમ્યક્ત અને સદાગમ એ બેહુ મારી સન્મુખ આવ્યા. તેવારે ચિત્તવૃત્તિ-

નામે અટવીમાં બેહુ સૈન્યનું યુદ્ધ થયું. પણ મારી પ્રબલતા થકી મોહરાજાના સૈન્યને વીર્યરહિત કરી ચારિત્રધર્મનામે રાજા જયરૂપ લક્ષ્મી પામ્યો. તેથી મને ગુણધારણના ભવની સીમાલગણ જાતિસ્મરણજ્ઞાન પ્રગટ થયું. વલી વિશેષ શુભઅધ્યવસાયના યોગથી અસંખ્યાતા દ્વીપસમુદ્રનો વિષય જાણવારૂપ અવધિજ્ઞાન ઉપજ્યું. તેણે કરી મેં અસંખ્યાતા ભવના પ્રપંચ દીઠા. વલી સિંહાચાર્યના ભવમાં ભણેલું જે ચઉદ પૂર્વશ્રુત તે મને સાંભરી આવ્યું.

તથા નિગોદથી માંડીને ભવનો વિસ્તાર જે નિર્મલાચાર્યે કહ્યો હતો તે સર્વ સાંભર્યો. પછી મને ઉત્કૃષ્ટ વૈરાગ ઉપજ્યો તેથી ગુરુની કહેલી ચોરની અવસ્થા સાચી કરવાને અર્થે વૈક્રિય શક્તિના બલથી ચોરનું સ્વરૂપ કરી પ્રજ્ઞાવિશાલાની સાથે ઇહાં આવ્યો. તેવાર પછી તુજને અને પુંડરિકને પ્રતિબોધવાને અર્થે ગુરુએ મારા મુખથીજ મારો વૃત્તાંત કહેવરાવ્યો. છ મહિનાસુધી કહેવાયોગ્ય એ વૃત્તાંત હતો પણ આ ભગવંતના પ્રસાદ થકી મેં ત્રણ પહોરમાં હે ભોળી! એ મારા અંતરંગની ચોરીનું જે સ્વરૂપ હતું તે તારી આગલ કહી સંભલાવ્યું.

તેમજ વલી બહુલતાએ સર્વ સંસારી જીવોનેવિષે પણ એ પ્રમાણે હું દેખું છું. એ રીતે સંસારી જીવનો કહેલો વૃત્તાંત

સાંભલીને સુલલિતા ભાવિત ચિત્તવંત થઈ. તેમજ રાજપુત્ર પુંડરિક પણ હર્ષવંત થકા ફરી પુછવા લાગ્યો જે હે આર્ય! હમણા તારી ચિત્તવૃત્તિનામે અટવીમાં શો વૃત્તાંત છે? તેવારે અનુસુંદર બોલ્યો જે સાંભલ હે સુમતિ! જ્યારે હું સદાગમનું શરણ કરીને સંવેગે પૂર્યો થકો પોતાનો વૃત્તાંત કહેવાને પ્રવર્ત્યો ત્યારેજ ચારિત્રધર્મરાજા પોતાનો અવસર જાણીને સૈન્યસહિત મારીપાસે આવવાને પ્રવર્ત્યો. તેથી સાત્વિકમાનસનામે નગર તે આનંદવંત થયું. વલી વિવેકનામે પર્વત નિર્મળ થયો તથા જૈનપુરનગર વસ્યું. વલી ચિત્તસમાધાન મંડપાદિક સ્થાનકો વૃદ્ધિ પામ્યાં અને મારા દેખતાંજ ચારિત્રધર્મ અને મોહરાજાનું માંહોમાંહે મોટું યુદ્ધ થયું પણ સમ્યક્ત અને સદ્બોધસહિત મારા પરાક્રમના અનુભાવ થકી ચારિત્રધર્મરાજાએ મોહરાજાને સૈન્યસહિત વીર્યરહિત કર્યો. હમણા ચારિત્રધર્મરાજા સર્વ લશ્કરસહિત મારી પાસે રહ્યો છે. હવે હું જૈનલિંગ ગ્રહણ કરીને તેનું પોષણ કરીશ. ઇત્યાદિક અનુસુંદરે ચોરીનું સ્વરૂપ કહીને ચોરનું રૂપ ઉપસંહાર્યું અને દેવતાની કાંતિસમાન પોતાનું મૂલરૂપ પ્રગટ કર્યું. એટલામાં તે અનુસુંદરનું લશ્કર પણ ત્યાં આવી પહોચ્યું. એ સર્વ દેખીને પુંડરિકાદિક વિસ્મયવંત થયા થકા

વિચારવા લાગ્યાં જે અહો આપણે એને પૂર્વે ચોર જાણતા હતા પણ એ તો મોટી વિસ્તારવંત ઋદ્ધિનો ધણી ચક્રવર્ત્તિ છે.

પછી અનુસુંદરે પોતાના પુત્ર પુરંદરને રાજ્ય દીધું તથા રાજ્યનાં જે ચિન્હ હતાં તે પણ દીધાં. અને પોતે શ્રીજિનરાજની પૂજા કરી ચારિત્ર લઇને વલી સુલલિતાને પ્રતિબોધ આપંવા લાગ્યો જે હે સુલલિતા ! મેં એટલો સંસારનો વિસ્તાર તને કહ્યો તોપણ તું હજી સુધી કેમ શૂન્ય ચિત્તનીપરે દેખાય છે. અસંવ્યવહારનામે નગરથી માંડી એકેંદ્રિય તિર્યંચાદિકં ભવોને વિષે મારી અનુભવેલી વિટંબના સાંભળી તોપણ કેમ સંવેગ વૈરાગને નથી પામતી ?

તેમજ નંદિવર્દ્ધનાદિકના ભવમાં હિંસા, ક્રોધ, માન, મૃષાવાદ, માયા, ચોરી, લોભ, મૈથુન અને મોહપરિગ્રહાદિકના સંગથી મને અનેક પ્રકારનાં કષ્ઠ થયાં તે સાંભળીને પણ તું હજી તત્વને જાણતી નથી તો હે અગૃહીતસંકેતા ! તું તો તારા નામ પ્રમાણેજ યથાર્થ છો.

વળી બાલ, મંદ, જડ, અધમ અને બાલિશના સ્પર્શનેંદ્રી, રસનેંદ્રી, ઘ્રાણેંદ્રી, ચક્ષુઇંદ્રી, શ્રોતેંદ્રીના પરવશપણાનું અધમ ફલ તેમજ મનિષીનું ચરિત્ર અને વિચક્ષણનામે આચાર્ય, બુદ્ધનામે આચાર્ય તથા કોવિદનામે આચાર્યનાં ચરિ-

ત્રો અને દેશના સાંભળીને પણ જો તત્વના અર્થમાં તું વિકલ છો તો મનુષ્યપણું ધારણ કર્યા છતાં પણ તું પશુસરખી છો.

વળી ચિત્તવૃત્તિનામે અટવ્યાદિકનું સ્વરૂપ, મોહના સૈન્યનું સ્વરૂપ, ભવચક્રનું સ્વરૂપ તથા સાત્વિક માનસનગર, વિવેકપર્વત, જૈનપુરનગર તથા ચારિત્ર ધર્મરાજાના સૈન્યાદિકનું સ્વરૂપ સાંભળીને જો તારૂં ચિત્ત ભીંજાયું નહીં તો તું પથ્થર સરખી દેખાય છે.

વળી કનકશેખર, નરવાહન, વિમલ, હરિરાજા, અકલંક પ્રમુખોનું સજ્જનતાપણું તથા કોવિદનામે આચાર્યના છ શિષ્યોના વૈરાગ્યનાં કારણો સાંભળીને પણ જો સંસાર થકી છૂટતી નથી તો તું સર્વથા કોરડુ સરખી દેખાય છે.

તેમજ જે કાંઈ હું પુણ્યોદયના સાહ્ય થકી સુખ પામ્યો તથા પાપોદયના સાહ્યથી દુઃખની પ્રાપ્તિ પામ્યો, વળી સિંહસૂરિના ભવમાં શ્રુતના મદાદિકે કરી સુસ્થિત રાજાની આજ્ઞા વિરાધીને અનંતાભવ ભમવારૂપ કષ્ટને પામ્યો તે સાંભળીને પણ જો તું પ્રતિ બોધ પામતી નથી તો હવે કહે જે એ થકી વધારે કયો તારે પ્રતિબોધ પામવાનો ઉપાય છે?

વળી હે સુલલિતા! પૂર્વે ગુણધારણને ભવે તું મ્હારી મદનમંજરીનામે સ્ત્રી હતી. તે ભવમાંજ તેં શ્રીનિર્મલાચાર્યની અમૃતોપમ દેશના સાંભળી હતી. વળી તે ભવમાં દીક્ષાનું આ-

રાધન કર્યું હતું તેને પણ કેમ સંભારતી નથી. ઇત્યાદિક પ્રેરણા વચને કરી અનુસુંદરે વારંવાર પૂર્વે અનુભૂત વૃત્તાંતનું ફરી ફરી સંભલાવવે કરીને સુલલિતાને પ્રતિબોધ કર્યો. તે સાંભળીને પુંડરિક કુમારને જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યું તેથી મૂર્છા પામ્યો. તેવારે દુઃખે કરી વ્યગ્ર ચિત્તવંત એવા શ્રીગર્ભરાજાદિકે શીતલ ઉપચારે કરીને સાવધાન કર્યો. પછી તે કુમર બોલ્યો—હે પિતા! એ સર્વે સાચી વાત છે. હું તમારા પસાયથી જાતિસ્મરણ જ્ઞાન પામ્યો છું તેથી હું પૂર્વે કુલંધરનામે ગુણધરનો મિત્ર હતો; ત્યાં નિર્મલસૂરીના વચનરૂપ અંશ સાંભળીને મેં વ્રત ગ્રહણ કર્યું હતું તો હવે પણ સંસાર છાંડીને વ્રત આદરવા ઈચ્છુંછું. એવું સાંભળીને પુંડરિકની માતા નલિની રાણી રોવા લાગી. તેવારે શ્રીગર્ભરાજા કહેવા લાગ્યો જે હે સ્ત્રી! કારણવિના શા વાસ્તે રડે છે. પ્રથમ તારા સ્વપ્નને તું કેમ સંભારતી નથી. પુત્ર ચારિત્ર લેછે તે માટે આપણ બેહુને પણ ચારિત્ર વ્રત લેવું સારૂં છે. એમ કહીને તે બેહુ સ્ત્રી ભર્તાર સંયમ ગ્રહણ કરવામાં એક ચિત્તવંત થયા.

હવે સુલલિતા આંસુએ સહિત નેત્રવંત થકી ગુરુને કહે છે—હે ભગવાન! મેં પૂર્વે કેવું દુષ્કર્મ કર્યું હશે? કેમકે સેંકડોગમે ઉપદેશે પણ મુજને જ્ઞાનોદય થતો નથી. વળી વૈરાગનો સંવેગભાવ પણ પ્રબલ થતો નથી. તેવારે સમંતભદ્રસૂરિના

કહેવાની આગમજ અનુસુંદર કહે છે—હે ભોળી! પૂર્વે તેં મદનમંજરીના ભવમાં દીક્ષા લઇને જ્ઞાનના અભ્યાસમાં શિથિલપણું કર્યું હતું; તેના વિપાકથી ઈહાં એ રીતે દુર્બોધવંત થઇ છો. વળી તે ભવમાં તું પુરુષદ્વેષણી હતી. તેમ ઇહાં પણ ભવિપુરુષના સંગને ઇચ્છતી નથી.

એવું સાંભળીને સુલલિતા ખેદસહિત નેત્રથી આંસુ મુકતી અજ્ઞાનને નાશ કરવાનો ઉપાય ગુરુને પુછવા લાગી. તેવારે અનુસુંદરે કહ્યું—હે રાજપુત્રી! હમણા તુજને તે કર્મક્ષય રૂપ છે. માટે વિષાદને મુક અને સદાગમની ભક્તિ કર. એની ભક્તિજ પ્રાયઃ સર્વ પ્રાણીઓને તત્વજ્ઞાનનો હેતુ છે. ઇત્યાદિક વચને કરી તેને સંવેગની વૃદ્ધિ થઈ અને એજ સદાગમ છે, એવી બુદ્ધિએ કરી ભગવંત શ્રીસમંતભદ્રના પદકમલનેવિષે પડીને તે કહેવા લાગી.

'હે નાથ! હું હમણા અજ્ઞાનરૂપ કાદવમાં બુડી છું. માટે મારો ઉદ્ધાર કરો, ઉદ્ધાર કરો.' એમ ઘણી ભક્તીના પ્રાગ્ભાર થકી ઘણી કર્મની જાલ ખપાવી. તેથી તે સુલલિતાને ગુરુને પગે પડવા થકીજ જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યું. તેના પ્રભાવથી સાક્ષાત મદનમંજરી વિગેરે પોતાના ભવ દીઠા તેવારે હર્ષવંત થકી અનુસુંદરના પગકમલે પડીને કહે છે—હે તાત! તું મારો મોટો ભાઈ તથા ગુરુ છો. માટે તારા વચનનેવિષે

મુજને નિશ્ચયે થકી પ્રતીત થઈ. કેમકે જાતિસ્મરણના ઉપજવાથી સાક્ષાત્ મેં સર્વ તમારૂં કહેલું વૃત્તાંત દીઠું. માટે હમણા હું સંસારરૂપ બંદીખાનાથી મુકાણી છું. જો કે હું મૂર્ખ હતી તો પણ એ ભગવાને અને તમે મુજને સંસારમાંથી ઉદ્ધરી છે. એવામાં સુલલિતાના માતાપિતા સુમંગલા અને મગધસેન એ બે સ્ત્રીભર્ત્તાર પરિવારે સહિત પુત્રીને મલવાને ઉત્સુકવંત થકા ત્યાં આવ્યા.

ત્યારે સુલલિતાએ પોતાના માતાપિતા પાસે વ્રત લેવાની આજ્ઞા માગી. તે સાંભલીને તે સ્ત્રીભર્ત્તારને શોક ઉપજ્યો. તેણે કરી આકુલ થયા. સુલલિતાએ અનેક જાતિના ઉપદેશના ભેદે કરીને તે બેહુને પ્રતિબોધ પમાડી વ્રત લેવાને ઉજમાલ કર્યા. તથા પોતે પણ વ્રત લેવાને સન્મુખ થઈ. વળી શ્રીગર્ભરાજા તથા મગધસેન રાજાએ પોતપોતાનું રાજ્ય અનુસુંદર ચક્રવર્તિના પુત્ર પુરંદરને આપ્યું. ત્યાર પછી અનુસુંદરાદિક સાતે જણાને મોટા ઉત્સવે સહિત શ્રીસમંતભદ્રનામે સૂરિયે વિધિસહિત દીક્ષા દીધી. વળી સંવેગ તથા વૈરાગ્યની વૃદ્ધિ કરનાર એવી ધર્મદેશના આપી.

ત્યાર પછી ગુરૂ પ્રમુખ સર્વ મુનિઓને નમસ્કાર કરીને મનુષ્ય દેવતાદિક જેવી રીતે આવ્યા હતા તેવી રીતે સહુ પોતપોતાને સ્થાનકે ગયા. એટલામાં સંધ્યા સમય થયો. ત્યારે

આવશ્યકાદિક કાર્યમાં સર્વ સાધુઓ પ્રવર્ત્યા. તે સર્વ સાધુઓમાં સ્વાધ્યાય ધ્યાનને વિષે અનુસુંદર મુનિ અગ્રેસર થઇને, ધ્યાનમાંજ મનને સિંચતા થકા તેજ રાત્રીએ ઉપશમ શ્રેણીએ ચડીને ઉપશાંત મોહગુણઠાણે પોતાનું આયુ પૂર્ણ કરી ઉદારિક શરીરરૂપ પાંજરૂં મુકીને સર્વાર્થસિદ્ધ વિમાને તેત્રીશ સાગરોપમને આઉખે દેવતાપણે ઉપજ્યા. તેવું કારણ જાણીને શ્રમણસંઘે તેમના શરીરને અગ્નિસંસ્કાર કર્યો. ને મનુષ્ય દેવતાએ મળી ઓચ્છવ કર્યો.

હવે ધર્માચાર્યના સ્નેહે કરી સુલલિતાનામે સાધ્વીને શોકે પીડાણી જોઇને ગુરુએ કહ્યું—હે આર્યા ! મહાત્મા પુરુષે શોક કરવો નહીં. એણે તો એક દિવસ માત્ર ચારિત્ર પાલવાથી નરકે જવા યોગ્ય પાપને ખપાવીને સર્વાર્થસિદ્ધના સુખ ઉપજાવ્યાં. વળી ત્યાંથી ચવીને પુષ્કરાર્ધના ભરતક્ષેત્રમાં ગંધાર રાજાની પદ્મિની રાણીનો અમૃત સાગરનામે પુત્ર થશે. તે યૌવન અવસ્થામાં વિપુલાશયનામે સૂરિના વચને કરીને સદાગમ તથા સમ્યક્ત્વાદિકને ઓળખી, માતાપિતાની આજ્ઞા લઈને જે રીતે ગુણધારણના ભવમાં કહ્યું છે તે રીતે નિરંતર ક્ષમાદિકના વિવાહમાં અગ્રેસરીભૂત થકા ઐશ્વર્યવંત એવી દીક્ષા પ્રતે પામીને નિયાણાવર્જિત તપ અને સંયમે કરી સર્વ કર્મના મલ ધોઈ કેવલ જ્ઞાન પામી મોક્ષે જશે. તે માટે એ

હર્ષનુંજ કારણ છે. એનું મરણપણું તે સુકૃતરૂપ કાર્યનું કરતું જાણવું.

ઇત્યાદિક વચને કરી સુલલિતા શોકને મુકી દઈને પોતાના આત્માની શુદ્ધિને અર્થે છઠ, અષ્ટમ, દશમ, દ્વાદશ, રત્નાવલી, મુક્તાવલી, લઘુ સિંહનીક્રીડત, ભદ્રાદિક પ્રતિમા, ચાંદ્રાયણ, યવમધ્ય, વજ્રમધ્ય ઇત્યાદિક ઘણાં દુઃખે કરી તપવા યોગ્ય તપોને તપતી થકી વિચરવા લાગી. હવે પુંડરીકનામે મુનિ જ્ઞાનનો અભ્યાસ કરતા થકા અનુક્રમે ગીતાર્થ થયા. ત્યાર પછી એક દિવસે સમસ્ત અર્થનું સારભૂતપણું જાણવાને અર્થે વિનયસહિત ગુરુને નમસ્કાર કરીને પૂછ્યું જે—હે ભગવન્! આગમરૂપ સમુદ્રનો સાર મુજને કહો. તેવારે આચાર્ય બોલ્યા—હે આર્ય! જે ધ્યાનયોગ તેજ સમસ્ત આગમોનો સાર છે. કેમકે સાધુના અને શ્રાવકના જે કાંઇ મૂલોત્તર ગુણ છે તે સર્વ બાહ્યક્રિયા અને ધ્યાનયોગના ફલભૂત છે. તે માટે ધ્યાન તથા ક્રિયાના અંગભૂત જે મૂલોત્તર ગુણ તેણે કરી ચૈતન્યની શુદ્ધિ કરીને સાધુએ ધ્યાનયોગ સાધવો. એવું સાંભલી પુંડરીક મુનિ બોલ્યા—પૂર્વે અજ્ઞાન અવસ્થામાં પણ હું મોક્ષમાર્ગનો કૌતુકી હતો તેથી ઘણા કુતીર્થીને પુછ્યે થકે તેમણે પોતપોતાના મતનું આલંબન કરીને યોગના અંગનું

તત્ત્વ કહ્યું હતું. તેમાં એક કહે છે કે સર્વ જગતને હણવાથી પણ બુદ્ધિ કાંઈ લેપાતી નથી એટલે જેમ કાદવથી આકાશ લેપાતું નથી તેનીપરે એ આત્મા ગમે એટલી હિંસા કરે, સમસ્ત જગતને હણી નાખે, તોપણ પાપે કરી લેપાતો નથી. વળી કોઇક એવું કહે છે જે જીવમાત્રને છેદી ભેદી તથા સેંકડો ગમે પાપો કરીને પણ એક વિરૂપાક્ષ જે શિવ તેનું સ્મરણ કર્યે થકેજ તે પ્રાણી સર્વ પાપથી મુક્ત થાય છે—વળી કોઈક એમ કહે છે જે અપવિત્ર હોય અથવા પવિત્ર હોય ઇત્યાદિક સર્વ અવસ્થાને વિષે પ્રાપ્ત થયેલા કમલસરખા નેત્રવંત શ્રીભગવંતને જે સમરે છે તે પ્રાણી બાહ્યથી તથા અભ્યંતરથી પવિત્રજ જાણવા. બીજા વળી પાપનાશનનામે મંત્રનો જાપ જપવો, તેજ પાપના નાશનો કરનાર છે એમ કહે છે. કેટલાક તો વાયુને જીતવું, પવનનું રોધવું, સમાધી કરવી તેનેજ મોક્ષસાધન કહે છે. કેટલાક વળી હૃદયમાં રહ્યું જે હૃદયકમલ તેનું ચિંતવવું તેનેજ મોક્ષનું કારણ માને છે. બીજા વળી રેચક કુંભકાદિક વાયુનેજ મોક્ષનું કારણ જાણે છે. તથા કેટલાક નાદબિંદુ, ચંદ્રકલા, જ્યોતિનાડી, પ્રણવ, શૂન્યાદિકનું ધ્યાન કરવું ઇત્યાદિક યોગપણે મુક્તિ કહે છે. એ રીતે નાના પ્રકારે કરી ધ્યાનયોગ વહેવાનું સાર કહે છે. એકજ મોક્ષસાધનનેવિષે અપર અપર જે જોગી છે તેના

ધ્યેય પણ નાનાં પ્રકારના છે અને સાધન તો સર્વ એક મોક્ષનુંજ કહે છે એ વાતમાં મને મોટો સંશય છે. એવું પુછ્યે થકે.

આચાર્ય કહેછે—હે ભોળા! તુંતો સામાન્ય ગીતાર્થ છો કેમકે જિનાગમનું રહસ્ય વિશેષ થકી જાણતો નથી; માટે એ સર્વ પરતીર્થી તે ખોટા વૈદ્ય જાણવા તેઓ માત્ર જિનરાજરૂપ સદ્વૈદ્યના પલ્લાના પકડનારા છે. તેનું દૃષ્ટાંત કહું છું.

એક નગરમાં સર્વ લોક રોગે કરી ગ્રસ્ત છે ત્યાં એક મ્હોટા વૈદ્ય રહેછે. તે દિવ્ય જ્ઞાનવંત, સર્વ વૈદ્યોના શાસ્ત્રોનો ઉપજાવનાર, સમસ્ત રોગનો હરનાર અને સર્વ લોકોને ઉપકારનો કરનાર છે. છતાં પણ તે નગરના લોક નિર્ધનપણા થકી તેના વચનને અંગીકાર કરતા નથી. જેનું કલ્યાણ થવાનું હોય છે તેવા લોકોજ તેને અંગીકાર કરે છે. તે વૈદ્ય વલી નિરંતર પોતાના શિષ્યોને ભણાવે છે.

એક દિવસે તે નગરમાં કોઈક પ્રસંગ થકી કેટલાક ધૂતારા આવ્યા. તેઓ તે સદ્વૈદ્યનું કાંઇક લેશ માત્ર વ્યાખ્યાન સાંભળીને તેના અંશમાત્રે સંતુષ્ટ થયા થકા પોતપોતામાં પંડિતપણું માનવા લાગ્યા. પછી તેમાંથી કેટલાક ધૂર્ત્તોએ પોતાની પૂજાને અર્થે તે અંશમાત્ર જ્ઞાનને અનુસારે પોતપોતાની સંહિતાઓ રચી. વલી કેટલાક પોતાના મન કલ્પિત બીજાં વચનોની ર-

ચના કરી. કોઇકે તો વળી તે સદ્વૈદ્યનાં શાસ્ત્રોનો અંશ લેઇને પોતાનાં કલ્પિત વિરૂદ્ધ વાક્ય પણ તેમાં ઘણા નાખ્યાં અને સંહિતાઓ રચી. બીજા કેટલાક તો અતિપંડિતતાને અભિમાને કરી વળી તે સદ્વૈદ્યના વચનથી વિપરીતજ વચન ગુંથ્યાં. એમ તે ચિકિત્સાના કરવાવાલાને વિષે નાના પ્રકારની રૂચિવંત તે નગરના લોકને તો તે ખોટા વૈદ્યમાંથી કોઈક કોઈકના ચિત્તને ગમે, બીજા ગમે નહીં. ત્યાર પછી પ્રસિદ્ધતાને પામ્યા થકા તે સર્વ, વૈદ્યોની શાલાવંત થયા. વલી તેણે પણ પોતપોતાના શિષ્યોને પોતપોતાની રચેલી કલ્પિત સંહિતાઓ ભણાવી. વલી તે ભણનાર પણ વાચાલપણા થકી લોકમાં મહોટા વૈદ્યની પ્રશંસાને પામ્યા.

પછી તે મૂલ મહાવૈદ્યને તો કોઇકજ નગરના લોક ઓલખે. એમ છતાં પણ તેનો આશ્રય કરી રહેલા સર્વ લોકોના રોગને છેદવા વાસ્તે તેની સંહિતાના ભણનારાની પરંપરા ચાલી.

તેમજ વલી કૂટ વૈદ્ય જે થયા તેઓની રચેલી સંહિતાઓના ભણવાવાલાની પરંપરા પણ ચાલી. પણ તે સર્વે અસત્કલ્પનાના મૂલને ગ્રહણ કરનારા હતા માટે આશ્રય કરનાર લોકોને ઉલટી રોગવૃદ્ધિ કરવાને અર્થે થયા. તેમાં પણ તેના આશ્રયેલા કોઇક લોકને રોગનું મૂકાવું પણ થયું પરંતુ તે તો તેની સં-

હિતાઓમાં ગુંથેલા સદ્વૈધના વચનના અનુભાવ થકી જાણવું. પણ તેઓના પોતાના કલ્પિત વિરૂદ્ધ વચનના અનુભાવ થકી જાણવું નહીં.

તથા જે માઠી બુદ્ધિના ધણીઓએ સર્વથા સદ્વૈધના વચનથી વિપરીતપણેજ સંહિતાઓ રચેલી હતી તેના આશ્રયે જે રોગી પુરૂષ લાગ્યા તે તો સર્વથાં પ્રકારે રોગની વૃદ્ધિનેજ પામ્યા. તે રીતે ઇહાં પણ ઉપનય જાણવો જે—આ સંસારરૂપ નગર તેમાં રોગીઆ પુરૂષ તે સર્વ ભવજંતુ જાણવા અને સર્વજ્ઞરૂપ સદ્વૈધ જાણવો: સિદ્ધાંતરૂપ સંહિતાઓ જાણવી. તે કર્મરૂપ રોગને હણનાર છે. અને કુતીર્થરૂપ કૂટવૈદ્ય જાણવા. તેના શાસ્ત્ર તે કૂટસંહિતાઓ જાણવી. તેમાં થોડાજ જેઓનું કલ્યાણ થવાનું હોય એવા જે ભવ્યજીવો તે તો સર્વજ્ઞરૂપ સદ્વૈધનાં વચન અંગીકાર કરે છે. તેઓને તો કર્મરૂપ રોગથી નિશ્ચય થકી મુકાવું થાય છે અને જેઓ અધન્યપણે કુતીર્થીરૂપ ખોટા વૈદ્યની સેવામાં તત્પર છે તેઓને કર્મરૂપ રોગથી મુકાવું થતું નથી. કેમકે વિપરિત આચરણા થકી ઉલટી રોગની વૃદ્ધિ થાય છે.

વલી અન્ય તીર્થીને વિષે પણ ક્યાંક સાંખ્યાદિક આસ્તિક મતમાં કર્મરૂપ રોગનું હલકા થવાપણું દેખાય છે. કેમકે તેના મતના ગ્રંથ ગુંથવાવાલામાં સત્ય, સંતોષ, ક્ષમા, ધૃતિ, આર્જવ

ઇત્યાદિક ગુણો જણાય છે. તે સર્વ સર્વજ્ઞના વચનનુંજ માહાત્મ્ય જાણવું. વલી તેના પોતાના કલ્પિત યજ્ઞ હોમ પશુ વધાદિક ઉપદેશોમાં તત્પર ફૂટવચનપણું છે તે વચનોથી કર્મનું હળવા થવાપણું નથી, ઉલટી કર્મરૂપ રોગની વૃદ્ધિ કરે છે એ પરમાર્થ છે. માટે જિનશાસન તેજ કર્મથી મુકાવાનું કારણ જાણવું.

હવે સર્વજ્ઞરૂપ સદ્વૈધના વંચનથી કેવલ વિપરીત એવા જે, ચાર્વાકાદિક નાસ્તિક છે, તેના આશ્રયેલા તો એકાંતથી કર્મરૂપ રોગની વૃદ્ધિના કારણભૂતજ થાયછે. તે માટે હે મહાભાગ્યેવંત ! સર્વ શાસન તે વીતરાગના કહેલા વંચનથીજ નીકળ્યા છે. તે માટે એ જિનશાસન તે સર્વ મત વ્યાપક કહિયે. એમ છતાં જે કાંઇ પણ સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, શૌચ, ઇંદ્રિય નિગ્રહ, તથા વલી જે કાંઈ નિરાશીભાવે તપ, જ્ઞાન, ધ્યાન, દેવગુરુની ભક્તિ ઇત્યાદિક રૂડાપણાના સ્વભાવ પરતીર્થીઓમાં દેખાય છે પણ તે યાગ હોમાદિકના ઉપદેશરૂપ વચને કરી મિશ્રિત છે માટે રૂડીસંગતિપ્રતે પામતા નથી; તેથી તે જૂદાજ દેખાય છે. તે માટે જ્યાં ત્યાં સર્વ દર્શનોમાં પણ ભાવ થકી સર્વજ્ઞનાં વચન આચરવાથીજ મોક્ષ છે. પણ તેમાં કોઈ પણ દર્શનના લિંગનું કાંઈ કારણ નથી.

જેઓ વલી સર્વજ્ઞના કહેલા જ્ઞાનથી વિપરીત એવા માઠા

આચારવંત છે અને કહે છે કે અમે ધ્યાની છીએ તે તો બોલવા માત્રજ જાણવા. પણ વિવેકીને આસ્થાના કરનાર જાણવા નહીં. એવું જાણીને સર્વજ્ઞના વચનોમાં જે કાંઈ મનને નિરોધ કરવાના હેતુને દેખાડનારા ઉપાયો કહેલા છે તે સર્વ સ્વાર્થસાધકજ છે એમ સમજવું. જેમ આ ગ્રંથનું મૂલ રચનાર સિદ્ધર્ષિગણીએ પોતેજ કહ્યું છે "જિનશાસનમાં કહેલા ભાવતીર્થમાં રહ્યા જે ધ્યેયના ભેદ તે કાંઈ દૂષિત થતા નથી.

**यतः सव्वभावाय मुलं, दुवालसंगं जंओसमरक्खायं; रयणायर तुल्लं खलु तो सच्चं सुंदरंत्तंमि इति.**

વલી પુંડરીક કહે છે—હે ભગવંત! જેમ આપણે જિનશાસનને સર્વવ્યાપક કહિયે છીયે તેમજ અન્યતીર્થી પણ પોતપોતાના દર્શનને સર્વદર્શન વ્યાપી કહે છે કિંવા નથી કહેતા? એમ પુછવાથી ગુરુ બોલ્યા જે—હે આર્ય! જે સમ્યક્ દૃષ્ટિ હોયછે તેજ ભાવ થકી જૈનદર્શનને જાણે છે, તેથી મોહના મળ થકી ઉપજી જે ભેદરૂપ બુદ્ધિ તે પોતાની મેળેજ નાશ પામે છે. કેમકે સમસ્ત કલુષતાભાવેરહિત અઢાર દોષ વિનાના સર્વજ્ઞ સર્વદર્શી પરમાત્મા તે એકજ મોક્ષ આપવા સમર્થ છે. એવો પરમાર્થ જાણીને જે કોઈ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, બુદ્ધ, જિ-

નાદિક નામ માંહેલા કોઈ પણ નામે કરીને તેને ધ્યાવે છે તે પુરુષ તેજ નામના ધ્યાને કરી સિદ્ધિનો નિષ્પન્ન કરનાર થાય છે.

વલી જેણે પરમાત્માનું સ્વરૂપ જાણ્યું નથી અને કદાગ્રહમાં પ્રવેશ કર્યો છે તેને કોઇવારે પણ અર્થસિદ્ધિ થાય નહીં. તેમજ ક્ષમા, માર્દવ, શૌચ, તપ, સંયમ, નિર્લોભ, સત્ય, બ્રહ્મ, આર્જવ, અકિંચનરૂપ દશ પ્રકારનો ધર્મ તે કોઇ એકલાના બાપનો નથી તથા ત્યાં કોઇનો સંબંધ પણ નથી, કેવળ જે એને જાણે છે, સેવેછે, તેનોજ એ ધર્મ છે. કેમકે લોકની પણ એવી ઉક્તિ છે જે ગંગા નદી તે કોઈના બાપની નથી. એ ભાવાર્થ જાણવો.

તે ધર્મ જૈન અથવા વૈષ્ણવ અથવા બૌદ્ધ અથવા બ્રહ્મસંબંધી અથવા મહાદેવ સંબંધી ઈત્યાદિક ગમે તે કહો પણ તે શુદ્ધ તત્વાર્થ જાણ્યાથીજ પ્રસન્ન થાય છે. માટે જે પંડિત હોય તે શબ્દમાત્રે કરી ધર્મ જાણે નહીં. જો અન્ય તીર્થીઓ પણ એ રીતેજ દેવનું સ્વરૂપ અને ધર્મનું સ્વરૂપ જાણીને પોતાના દર્શનને સર્વવ્યાપી કહે તો તેમાં કાંઇ વિરોધતા નથી. અને જો એ પૂર્વોક્ત રીતથી અન્યથા કહે તો કુગ્રહે ગ્રહણ કરેલી બુદ્ધિએ કરી જાતિઅંધ સરિખા છે; તેથી તે વિવાદરૂપ અનર્થનુંજ કારણ થાય. માટે તેનાથી ઉદાસી રહેવું તે રુડું જાણવું.

તેઓને જો છતી શક્તિએ કોઇક ખરી રીતે તત્વ સમજાવે

તો તેને રૂડો પુરૂષ જાણવો. કેમકે તત્વજ્ઞાનના દાનથી ઉપરાંત બીજો કોઇ મ્હોટો ઉપકાર નથી. વલી હે મહાભાગ્યવંત! જ્યારે સર્વનય સમુદ્રરૂપ જે દૃષ્ટિવાદનામે અંગ તેમાં સર્વ નયદૃષ્ટિરૂપ નદી પડતી થકી દેખીશ ત્યારે સમસ્ત તારા સંદેહ જે છે તે પોતાની મેળેજ નાશ થઈ જશે. અને સર્વ થકી ઉત્તમ તે એક સર્વજ્ઞના શાસનનેજ જાણીશ. ઇત્યાદિક શ્રી ગુરૂરાજના કહેલાં વચનોએ કરી સમસ્ત પ્રકરિ તજ્યો છે સંદેહનો સમૂહ જેણે એવા શ્રી પુંડરીકનામે મુનિ વિશેષે કરી સિદ્ધાંતના અભ્યાસમાં તત્પરથકા અનુક્રમે દ્વાદશાંગીના પારગામી, ઉત્કૃષ્ટ ગીતાર્થ થયા. પછી સમંતભદ્રનામે કેવળીએ પુંડરીક મુનિને સર્વ આગમમાં વિશારદ અને યોગ્ય જાણીને ગચ્છના નાયક કરી, પોતે સંલેષણા આદરી શરીરરૂપ પંજરને મુકી મોક્ષરૂપ મહેલને અંગીકાર કર્યો.

હવે પુંડરીકસૂરિને અવધિજ્ઞાન પામ્યા પછી અનુક્રમે મનઃપર્યવજ્ઞાન ઉપન્યું. તેણે કરી સૂર્યનીપરે શાસનરૂપ આકાશને પ્રકાશ કરતાં ગ્રામ, આકર, નગરા દિકને વિષે વિચરવા લાગ્યા. એ રીતે ઘણા કાલસુધી લોકોને ઉપકાર કરી જગતમાંથી મોહરૂપ અંધકારનો નાશ કરીને અનુક્રમે અધિક ગુણવંત શિષ્યનો સમૂહ નીપજાવી શેષ થોડું આયુષ્ય રહે થકે ધનેશ્વર નામે સાધુને પોતાને પાટે થાપી, તેને કહ્યું જે

હે મહાભાગ્યવંત ! તેં જિનરાજનો સિદ્ધાંત જાણ્યો છે માટે તુજને ધન્ય છે. વલી તું અતિઉત્તમ એવા આચાર્યના પદને પામ્યો છે. તે આચાર્યપદ તો જે ઉત્તમ પુરૂષ હોય તેનેજ મળે અને તેજ તે પદનો પારગામી થાય. તુજને ભાવવૈદ્ય સરખો જાણીને સાધુના સંઘે આશ્રયો છે તેને તારે રૂડી રીતે નિભાવવા. ઇત્યાદિક શીખાંમણ કહીને વલી બીજા શિષ્યોના સમુદાયને પણ કહ્યું કે હે ભોળાઓ ! તમોને સંસારરૂપ સમુદ્ર તરવાને આ આચાર્ય તે પ્રવહણ સરખા છે. માટે એમનો સંગ ક્યારે પણ તમારે મુકવો નહીં. કુલવંતી સ્ત્રીના ન્યાયની પરે જો સેંકડોગમે નિર્ભ્રંછના કરે તોપણ એના પગરૂપ મૂલને ક્યારે પણ તજવું નહીં.

ઇત્યાદિક શિક્ષા કહીને શ્રીપુંડરીક નામે સૂરિ કોઇ પર્વતની ગુફામાં નિર્મલ શિલાતલ ઉપર રહી, ચૌસરણાદિપૂર્વક પાદોપગમન આદરી, રૂડાધ્યાનની ધારણાએ કરી સમગ્ર કર્મમલના સમૂહને ધોતા થકા ક્ષપકશ્રેણી આરોહી, કેવલ જ્ઞાન ઉપજાવી, શૈલેશી કરણરૂપ તલવારે કરી સમસ્ત કર્મપ્રકૃતિ છેદીને, પરમપદને પામ્યા. તેમજ વલી મહાભદ્રા તથા સુલલિતા એ બેહુ સાધ્વી પણ ઉગ્ર તપસ્યાવડે કર્મ ક્ષય કરીને મોક્ષપદ પ્રતે પામી. વલી શ્રીગર્ભરાજા તથા સુમંગલાદિક સાધુ તે પણ ચારિત્ર આરાધી દેવલોકે ગયા.

હવે શું ઘણું વખાણ કરિયે ! ત્યાં ચિત્તરમ નામે ઉદ્યાનમાં જે ભવ્યજીવે એ અનુસુંદરનું ચરિત્ર કૌતુક કરી પણ સાંભલ્યું તે સર્વેનાં મન સંસારથી વિરક્ત થયાં. ત્યાર પછી કોઇક સર્વવિરતિ, કોઇક દેશવિરતિ, કેટલાક સમ્યક્ત અને કેટલાક સંવેગપણું પામ્યા.

તેમજ હે ભવ્યલોકો ! તમે પણ યથાશક્તિએ ધર્મનો ઉદ્યમ કરીને એ ઉપદેશના શ્રમને સફલ કરજો. કેમકે બહુલતાએ સર્વ સંસારી જીવના વૃત્તાંતનું કારણ એ અનુસુંદર સરખુંજ છે; તો જેમ એ પુંડરીકને ભાવિ કલ્યાણપણા થકી ગુરુએ ભવ્યપુરુષ સુમતિ એવું નામ દીધું તેમજ બીજા પણ ભાવિ કલ્યાણવંત એવા જે ભવ્યજીવો તેનાં તે નામ જાણવાં; કેમકે તે ભવ્ય પુરુષપણું અને સુમતિપણું અંગીકાર કરે છે; એ રીતે સદાગમનું પ્રગટપણે કહેવું છે.

જેમ વલી મહાભદ્રા, સમંતભદ્ર નામે આચાર્યના વચને કરી તત્વને જાણી આદરીને જાણ થઇ તેથી તેનું પ્રજ્ઞાવિશાલા નામ સદાગમે કહ્યું તેમ બીજા પણ ઉત્તમ પ્રાણી જે જિનરાજના સિદ્ધાંત સાંભલી તત્વને જાણે અને પ્રથમથીજ સંસારથી વિરક્ત હોય તેને તત્વથકી પ્રજ્ઞાવિશાલાજ કહિયે.

તથા જેમ સુલલિતાને મહાભદ્રાસાથે પૂર્વભવના સ્નેહના

વશ થકી સંબંધ ઉપજ્યો તે ગુણ પ્રગટ કરવાને અર્થે થયો; તેમજ બીજા ભારે કર્મી જીવોને પણ સત્સંગ તે ગુણ પ્રાપ્તિ કરવાને અર્થે જ થાય.

વલી જેમ મહાભદ્રાને, સુલલિતાને તથા પુંડરીકને સમંતભદ્રનામે આચાર્યે ઉપદેશથી સદાગમની ભક્તિ ઉપજાવી તેમ આજ પણ જે રૂડાસાધુ હોય તે પરનું હિત કરવાને રક્તથકા હળુકર્મી તથા ભારેકર્મી પ્રાણીને કોઇક પણ ઉપાયે કરીને જિનરાજના આગમની ભક્તિને અવશ્ય ઉપજાવે.

વલી અનુસુંદરે સુલલિતા તથા પુંડરીક એ બેહુને સંવેગ ઉપજવાને અર્થે પ્રપંચે ( વિસ્તારે ) સહિત પોતાના ભવભ્રમણનું સ્વરૂપ કર્યું તે બહુલતાયે સર્વ સંસારી જીવોને સરખુંજ છે.

જેમ સુલલિતા તે ભારીકર્મી હતી તેથી પૂર્વે તત્વોને અણજાણતી થકી હતી માટે તેને અગૃહીતસંકેતા કહી, અને વલી તેણેજ જ્યારે સદાગમની શુશ્રૂષા શિથિલ કરી નહીં ત્યારે તેને સર્વ સિદ્ધિ થઈ. તેમ બીજા પણ ભવ્યપ્રાણી ભારીકર્મીપણા થકી ગુરુવચનના તત્વને અણજાણતા થકા હોય તે ગુરુના વચનનો સંકેત ગ્રહણ કરી શકે નહીં માટે તેવા જીવોને અગૃહીતસંકેતાજ કહિયે. તથા જો વલી તેવા જીવો

તે સિદ્ધાંત સાંભળ્યાનો આદર ન મુકે તો તત્વજ્ઞાનને અવશ્ય પામેજ એમ નિઃસંશયપણે જાણવું.

તે માટે અહો ભવ્યો! એક લોકસ્થિતિ, બીજી કાલપરિણતિ, ત્રીજો કર્મપરિણામ, ચોથો સ્વભાવ અને પાંચમી ભવિતવ્યતા; તે પોતાની ભવ્યતાદિક માંહોમાંહે અપેક્ષાયે સહિત પાંચે કારણના ઉદયથી ઉપજ્યો એવો જે ભવોનો પ્રપંચ તેનો પરિપાક જાણીને અને તેના નાશનો કારક પરમેશ્વરનો અનુગ્રહ છે તે પ્રતે જાણીને, તેમજ વસ્તુતત્વે તો જીનરાંજની આજ્ઞા આરાધવાથી મોક્ષ અને આજ્ઞા વિરાધવાથી સંસારની વૃદ્ધિ થાય એવું રુડી રીતે જાણીને, જીનરાજની આજ્ઞા પાલવાવિષેજ પ્રવર્ત્તવું અને જીનરાજની આજ્ઞા વિરાધવાપણાનું વર્જેવું. તથા વિષય કષાયાદિક અંતરંગ પરિવારને જીતવો. સર્વ આશ્રવના દ્વારને રોકવા. ઇંદ્રિયના સમૂહનો નિગ્રહ કરવો. જે થકી સમસ્ત કર્મમલના સમૂહ નાશ પામે અને રૂડાગુણરૂપ કદંબ પ્રગટ થાય. તથા શીઘ્રપણે ભવ દુઃખનો ક્ષય થવા થકી અનંતાનંત સુખનું ઘર એવું જે મોક્ષપદ તે પ્રતે પામો.

માટે હે ભવ્યો! એ રીતે સંસારનો દુઃખક્ષયના ઉપાયરૂપ જે રૂડું તત્વ, જેનો કોઈ વારે નાશજ થવાનો નથી તથા જ્યાં પરમાનંદનો ઐક્યભાવ છે એવા મોક્ષપદના રુડા

સાધનને વિષે આલસ, કદાગ્રહ મુકીને ઉદ્યમ કરો જે થકી થોડા કાલમાં સર્વ અર્થની સિદ્ધિ થાય.

**इत्ययंहंसरत्नेन,**
**स्वल्पबुद्धिहितेच्छया ॥**
**उपमित्याकथोद्धारो**
**लिलिखेलेशमात्रतः ॥ १ ॥**

અર્થ ॥ એ રીતે શ્રી હંસરત્ન નામે મુનિ તેણે અલ્પ બુદ્ધિવંત જીવોના હિતની ઇચ્છાયે ઉપમિતિ પ્રમાણુની કથાનો ઉદ્ધાર લેશ માત્ર લખ્યો છે.

એમ અધ્યાત્મરૂપ અમૃતના સમુદ્ર એવા જે શ્રી સિદ્ધર્ષિગણી તેમના મુખથી નીકલી વૈરાગ અને સંવેગાદિરૂપ અનેક તરંગે કરી ગહન ગંભીર અને અલ્પ શક્તિવંત જીવને દુઃખેં અવગાહવારૂપ એવી જે ઉપમિતિભવપ્રપંચનામે સમુદ્રની મર્યાદારૂપ પાણીની ભરતી, તદ્રૂપ ગ્રંથમાંથી મ્હારાજેવા અલ્પશક્તિવંત પ્રાણીના અનુગ્રહને અર્થે લેશમાત્ર ઉદ્ધાર કરીને આ કેવલ વાર્ત્તારૂપ કથા મેં લખી છે. જેમની વાણીરૂપ મ્હોટી જલધારાના બિંદુમાત્રથી ભવિપ્રાણીના હૃદયરૂપ ક્યારામાં મૈત્ર્યાદિક સદ્ભાવનારૂપ વેલી નવપલ્લવ

થાય છે અને એક ક્ષણવારમાં દુ:ખેકરી ચિંતન કરવા યોગ્ય એવો દુર્ધ્યાનરૂપ ઉષ્ણતાનો જે તીવ્રતાપ તેના સમુદાય તે ક્ષીણ થઈ જાય છે. એમ સંપૂર્ણ દોષનો નાશ કરનાર એવો જે શ્રી સિદ્ધર્ષિગણિરૂપ અમૃતનો મેઘ તે સર્વત્ર ઉત્કૃષ્ટપણે વર્ત્તે છે.

स्वस्तिश्रीर्गुणरागिणी च यदनुध्यानाद्वृणीते स्वयं
प्रोद्भूताद्भुतसाध्वसा इव अंघ्राद्दूरं व्रजंत्यापदः ॥
यस्य ज्ञानमनंतवस्तुविषयं शक्रैश्च संस्तूयते
श्रीमान् पार्श्वजिनः स वः प्रभवताद्भव्यैर्भवार्तिच्छिदे ॥१॥
वागासारभरेण यस्य सततं मैत्र्यादिस[illegible]
वल्यः पल्लविता भवंति भविनां स्वांतालवालावनौ ॥
दुर्ध्यानातपतीव्रतापपटली संक्षीयते च क्षणात्
श्रीसिद्धर्षिसुधाघनः स जयतान्निःशेषदोषापहः ॥२॥
आकर्षं सुमतेर्वशीकृतिमथ स्वर्गापवर्गाश्रिया
मुच्चाटं मदनादेदु[illegible]दां विद्वेषणं दुर्धियः ॥
स्तंभं दु[illegible]ऽधिकतरं मोहस्य संमूर्छतां
वाङ्मंत्राः प्रथयंतु वः प्रतिदिनं सिद्धर्षिवक्त्रोद्भ[illegible]ः ॥३॥

ઈતિશ્રી ઉપમિતિભવપ્રપંચ કથોદ્ધારનેવિષે
છઠ્ઠો અધિકાર સંપૂર્ણ.

---

